"જૈન શાસન" પત્રના ગ્રાહકોને ભેટ.

# કુસુમશ્રી.

પ્રકાશક.

## પુરૂષોત્તમદાસ ગીગાભાઈ શાહ.

અધિપતિ "જૈન શાસન"—ભાવનગર.

વીર સંવત ૨૪૪૨ વિક્રમ સં ૧૯૭૨ ઈ સ ૧૯૧૬

મૂલ્ય રૂા ૦-૧૨-૦.

ભાવનગર—રાધનપુરી બજારમાં આવેલા ધી ' વિદ્યા
વિજય ' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પુરૂષોત્તમદાસ
ગીગાભાઇ પાંચભાયાએ પોતાને
માટે છાપી પ્રગટ કરી.

# સિદ્ધક્ષેત્રમાં નવકારશી.

## જ્ઞાનદાન સાથે જગત્તીર્થ શ્રીસિદ્ધક્ષેત્રમાં સદા નવકારશી.

જો તમો તમારી જાતિનો ઉધ્ધાર કરવા ચાહતા હો, પ્રભુશ્રી વીરના સત્ય તત્વોથી ભરપૂર શાસ્ત્રોનું રહસ્ય જાણવાને ઉત્સુક હો, તમો તમારા પ્રાચીન પવિત્ર ધર્મનો ફેલાવો કરી, જગત્ જીવોને તે ધર્મનો શાન્ત અમૃતરસ ચખાડવા રસિક હો, પ્રાચીન શાસ્ત્રોનુ ગૌરવ ફેલાવવા ઇચ્છતા હો, તો સિદ્ધક્ષેત્ર યશોવિજય જૈન સંસ્કૃત તથા પ્રાકૃત પાઠશાળામાં અધ્યયન કરતા વિદ્યાર્થીઓને ૨૧ રૂપીયામા તમારી ધારેલી તીથિઓએ જ્ઞાનદાન સાથે અન્નદાન આપો રૂ. ૨૧) લઇ દાતાએ મુકરર કરેલી તિથિએ દાતાના નામથી ઉપર્યુક્ત સંસ્થાના વિદ્યાર્થીઓને જ્ઞાનદાન સાથે અન્નદાન આપવામા આવશે, માટે તિથિઓ નોંધાવનાર દાનવીરે નીચેને સીરનામે લખવા કૃપા કરવી.

### અમર નામ.

જે દાનવીર તરફથી રૂ ૨૫૧ ) આપવામા આવે છે, તેમના શુભ નામથી વિદ્યાર્થીઓને નિવાસ કરવા એક ઓરડો બાંધી આપવામા આવે છે. અને તે ઓરડા ઉપર આરસની તખતી લગાવી દાતાના નામને અમર કરવામાં આવે છે કેટલાક દાનવીરો તરફથી ઓરડાઓ બધાઇ ગયા છે, પાઠશાળાની

વિશેષ માહીતી મેળવવા ઇચ્છનારે ત્રિવાર્ષિક રિપોર્ટ મંગાવવા તસ્દી લેવી. ઓછામાં ઓછી આઠ આના સુધીની પરચુરણ મદદ પણ ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે.

પાઠશાળાનું ઠેકાણું,

**શ્રી સિદ્ધક્ષેત્ર યશોવિજયજી જૈન સંસ્કૃત તથા પ્રાકૃત પાઠશાળા બોર્ડીંગ.**

ઠે૦ સ્ટેશન પાસે પાલીતાણા ( કાઠીયાવાડ. )

---

નવિન પુસ્તકો.

# આઇન-ઇ-અકબરી.

## ધર્મપ્રિય મુગલ શહેનશાહ અકબરનું સત્ય જીવનવૃત.

પ્રસ્તુત પુસ્તકમાં શહેનશાહ અકબરની ધર્મ પ્રિયતા, હિંદુઓ પ્રતિ તેનો અવિરલ પ્રેમ, પોતાની રાષ્ટ્રિય પ્રજા તરફની તેની લાગણી તથા તેના જીવિતમાં બનેલા પ્રત્યેક સત્ય બનાવો સંપૂર્ણ રીતે વર્ણવવામાં આવ્યાછે એક વખત પુસ્તક વાંચવા લીધું તો પછી તે પાછું હાથમાંથી છોડવું ગમતું નથી ભાષા સરલ નથી પરન્તુ રસિક છે. તેની વિશેષ પ્રસંશા ન કરતાં વાચનથીજ આનંદ લેવાની ભલામણ કરવામાં આવે છે. બહિરંગ ઉત્તમ. કિંમત ફક્ત૦-૮-૦ લખો—

અધિપતિ જૈનશાસન-ઠે૦ રાધનપુરીબજાર—ભાવનગર.

---

२ समराइच्चकहा—रचनार हरिभद्रसूरि—आ એક પ્રાકૃત રસપૂર્ણ કથા છે તેની સરળતા માટે સંસ્કૃત છાંયા સાથે પ્રકટ કરવાનું ઉચિત ધાર્યું છે કે જેથી સાધારણ સંસ્કૃત જાણનાર પ્રાકૃત ભાષાનો અભ્યાસી પણ તેનો લાભ લઇ શકે. કી. રૂા. ૧—૪—૦ પાછળથી રૂા. ૧—૧૨—૦ પોષ્ટ ખર્ચ જુદું.

२ दोधक वृत्तिः—શ્રીમદ હેમચંદ્રાચાર્ય કૃત પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશ ભાષાના ઉદાહરણો આપેલાં છે તેના ઉપર પૂર્વાચાર્યે એક વૃત્તિ કરી છે તે છપાય છે. કિં. ૦—૬—૦ સત્વર લખો:—

બી. બી. અને કું. ખારગેટ—ભાવનગર.

---

## જૈન શાસન પત્રમાં છપાતી જાહેર ખબરના દર.

પહેલી વખત રૂપીયાની ચાર લાઇન, તેજ ફરી છપાવે તો રૂપીયાની આઠ લાઇન. લાંબી મુદત માટે અને મોટી જાહેરખબર માટે પત્રથી બંદોબસ્ત કરવો.

હેન્ડબીલ વહેંચામણી રૂપીયા આઠ, પણ દરેક હેન્ડબીલમાં જે તારીખના અંકમાં વહેંચાવવાં હોય તે તારીખ તેમજ તાજા સમાચાર અને જૈનશાસન પત્રનો વધારો લખવા ચુકવું નહી.

પત્ર વ્યવહાર નીચેને સીરનામે કરવો.

અધિપતિ જૈનશાસન



શેઠ કંકુચંદ મુળચંદ પટણી-મુંબઈ.
જન્મ-ફાલ્ગુન શુકલ પંચમી સંવત ૧૯૧૯

ધી 'વિદ્યા વિજય' પ્રિન્ટીંગ પ્રેસ-ભાવનગર.

# અર્પણ પત્ર

## રા. રા. શેઠ કંકુચંદ મૂળચંદ પટણી

ચોપાટી—મુંબઈ.

વિદ્યારસીક ધર્મ બન્ધુ!

જૈન શાસન અને જૈન સમાજ પ્રત્યેની તમારી અંતઃકરણની લાગણી, સ્વધર્મી બન્ધુઓનું નિરંતર કલ્યાણ ઇચ્છી વ્યાવહારિક પગલા ભરીને શ્રમ સહન કરનારી તમારી ઉચ્ચાભિલાષા, ધર્મ અને નીતિ બોધનાં સાહિત્યનું પ્રકાશન કરીને જ્ઞાનની સત્ય પૂજા કરનારી તમારી વિરલતા અને ધર્મનાં જીર્ણ સાધનોને ઉદ્ધરણ કરવાને તત્પર રહેતી તમારી સદ્વૃત્તિ વિગેરે વિગેરે તમારા સુન્દર હૃદયભાવ અને શ્રેયસ્કર વર્તનથી આકર્ષાઇને શીલવ્રતનું મહિમા શીખવનારૂ કુસુમશ્રી નામનું આ નવલકથાનું પુસ્તક સપ્રેમ અને માનપૂર્વક હું આપને અર્પણ કરૂં છું.

લી હું છું આપનો અનુરાગિન્
પુરૂષોત્તમદાસ ગીગાભાઇ પાંચભાયા.

# प्रस्तावना.



सर्व मंगल मांगल्यं, सर्व कल्याण कारणम् ।

प्रधानं सर्व धर्माणां जैन जयती शासनम् ॥

જૈન શાસન પત્રના ગ્રાહકોના કરકમળમાં એક નવલકથાનું આ નાનું પુસ્તક અર્પતાં મને આનંદ થાય છે. કુસુમશ્રીનું મુળ વસ્તુ મુનિશ્રી ગંગવિજયજીએ કુસુમશ્રી નામના રાસમાં ગુંથેલું છે. ગંગવિજયજીએ વિક્રમ સંવત્ ૧૭૭૭ ના ખેડા પાસેના માતર ગામમાં નિવાસ કરી આ રાસ રચ્યો છે. રાસ કાવ્યાત્મક જુની પુરાણી ગુજરાતી ભાષામાં છે. જિન શાસ્ત્રો દાન શીલ તપ અને ભાવ એ ચાર સિધ્ધાંતને લઈને રચાચેલાં છે આ કુસુમશ્રીનો રાસ ઉકત મુનિશ્રીએ શીલને અનુસરીને લખેલો છે ગમે તેવા વિકટ પ્રસંગમાં સન્નારી રત્નો પોતાનું શીલ કેવી રીતે સાચવી શકે છે તે આ રાસનો સંપૂર્ણ હેતુ છે. આ રાસ જુની શૈલીમાં હોવાથી કંઇક કર્ણ કઠોર થઇ પડે છે. પરંતુ જો તેને ગુજરાતી સાહિત્યના વર્તમાન યુગની શૈલીએ યોજવામાં આવે તો જૈન સમાજના વાચકોને મધુરતા આપી શકે. આ વિચારને અનુમોદી અમે તે જુની શૈલીના પદ્યાત્મક રા-

સને નવલકથાની રસીક ગધાત્મક શૈલીએ ગુંથ્યો છે. મુનિશ્રીગંગ વિજયજીના વસ્તુની બીલકુલ હેલના કરી નથી પણ માત્ર કિંચિત સમયને અનુકુલ રસ આપવાના હેતુથી એક નવું મિત્ર યુગલ કલ્પ્યું છે તેમ છતાં મુળ વસ્તુને બીલકુલ બાધ આવવા દેવામાં આવ્યો નથી. વસ્તુ સંકલના અને રસ પ્રાપ્તિ મુળ લેખકનેજ આભારી છે. હંસ ક્ષીરની ન્યાય દ્રષ્ટિએ વાચકો વાંચીને પ્રિય વસ્તુ ગ્રહી લેશે એવી આશા રાખીનેજ અમે અમારું કર્તવ્ય જૈન સમાજ આગળ રજુ કરીએ છીએ. ઇત્યલમ્

રાધનપુરી બજાર
ભાવનગર, એપ્રીલ ૧૯૧૬. } પ્રકાશક



# રા. રા. કંકુચંદ મૂળચંદ પટણીની સંક્ષિપ્ત

# જીવન-રૂપરેખા.



"Lives of Great man all remind us,
we can make our lives sublime" –

ગ ંકુભાઈનો જન્મ દક્ષિણ પ્રાંતમાં આવેલા જુન્નર નામના એક સાધારણ ગામમા થયેલોછે પણ તેનુ મૂળ વતન પાટણ છે. તેના પિતામહ શેઠ ઇચ્છાચંદ પાટણમાં વસતા હતા. દશા ઓશવાળ જ્ઞાતિનુ તેઓ એક ભુષણ હતા. રાજ્યની ઉંચા હોદ્દાની માનવતી નોકરી કરીને તેઓ વાનપ્રસ્થ થયા હતા. મુત્સદ્દી વર્ગમા તેઓ કુશળ હતા એટલે તેઓને મહેતા કહીને બોલાવવામા આવતા તેથી તેઓની અવટંક પણ મહેતાજ પડી ગઈ હતી. ઇચ્છાચંદ મહેતાને એક મૂળચંદ નામનાજ પુત્ર થયા હતા તેઓએ નાની વયમાથીજ ધંધા રોજગારમાં પડીને દ્રવ્ય મેળવ્યુ. ઇચ્છાચંદ કાંઈ તવંગર સ્થિતિના નહતા પણ સુપાત્ર પુત્રના પ્રયાસથી તેઓ કાંઇક જીવવાળા કહેવાયા હતા. મૂળચંદ મહેતાના લગ્ન તેજ ગામનાં કુલીન કુટુંબના ગૃહસ્થ વીરચંદ કોટવાળનાં પુત્રી ભાગાબાઈ સાથે થયાં હતાં. મોટું વય થયા પછી તેઓ ધંધા રોજગાર અર્થે ફરતાં ફરતાં

જીુન્નરમાં આવી ચઢયા અને પછી ત્યાંજ પોતાનાં કુટુંબ સાથે વેપાર જમાવીને સ્થિત થયા. લક્ષ્મી પ્રાપ્ત કરીને તવંગર થવું તે તો પૂર્વ કર્મનાં પૂન્યની વાત છે પણ સત્યનિષ્ઠા અને પ્રમાણિકતાથી ગુજરાન ચલાવી ભલમનસાઇથી આબરૂ પ્રાપ્ત કરવી તે હરેક મનુષ્યનો ધર્મ છે. શેઠ મૂળચંદ પોતાનો ધર્મ બજાવ્યો અને એક પ્રમાણીક વેપારી તરીકે તથા ભલા ને ઉદાર દીલના વણીક તરીકે સારી આબરૂ મેળવી. શ્રીમતી ભાગા બાઇને ચાર સત્પુત્રોરૂપી સન્તાન ઉત્પન્ન થયાં હતાં. સૌથી વડા પુત્રનું નામ ભાઉશા તેથી નાના રા. કંકુચંદભાઇ અને તેનાથી બે ચુનીલાલ અને મોતીલાલ નાના ભાઇઓ. આ ચતુષ્પટીમાં કંકુચંદ ભાઇ બીજા પુત્ર છે. તેનો જન્મ જીુન્નરમાં સંવત ૧૯૧૯ ના ફાગણ સુદ પાંચમને દીવસે થયો હતો. બાલ્યવયમાંથીજ તે ચંચળ બુદ્ધિના જણાયા હતા. પાંચ વરસની કોમળ વયે તેને મરાઠીશાળામાં ભણવા બેસાડવામાં આવ્યા હતા. એ નિશાળમાં તેણે ચારેક વરસો વિતાવ્યાં અને મરાઠી ચાર—પાંચ ધોરણનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેણે શાલામાંથી સદાને માટે રજા મેળવી. તે એટલી નાની ને કોમળ વયમાંથી ધંધા રોજગારમાં પડયા. તે વખતે તેના પિતા મુળચંદ શેઠ કાપડનો ધંધો કરતા હતા. કંકુચંદભાઇ નાની ઉમરમાં પિતાને સહાય કરવા લાગ્યા. એકાદ બે વર્ષો એમ વિતાવ્યા પછી તેઓ ટુંક પગારે શેઠ લાલચંદ ઉમેદશા શરાફને ત્યાં નોકરીએ રહ્યા. એકાદાં બે વરસ ત્યાં વીતાવ્યાં તેટલામાં નામાઠામાનું અને હિસાબ કિતાબનું જ્ઞાન તેઓએ સારી રીતે

મેળવ્યું. એક તો કાપડનો કાંઈ સહેજ સાજ અનુભવ હતો. અને વળી દેશી નામાનો અનુભવ થયો એટલે તેની કીંમત પણ વધી. લાલચંદ શેઠ તો તેની આવડત, કામકાજની ખંત અને હુશીઆરીથી ઘણાજ ખુશી થયા. તેણે ખુશી થઇને કંકુચંદભાઇને પોતાની ચેવલામાં કાપડની દુકાન આવેલી હતી ત્યાં મોકલ્યા. કંકુચંદભાઇએ પુત્રના પગ પારણામાંથી વરતાય તેવી રીતે દુકાન ઉપર આવતાંજ વેપારમાં માથું મારવા માંડયુ અને ટુંકા સમયમા તેણે કાપડની બહોળી ઘરાકી મેળવી લીધી. ઘરાકી જામવાથી લાલચંદ શેઠની ચેવલાની આવકમાં પણ વધારો થયો. શેઠ મજકુર કદરદાન હોવાથી કંકુચંદભાઇની હોંશીયારી જોઇને પોતાની દુકાનમા તેનો ભાગ કરી આપ્યો બે વરસના અરસામાં કંકુચંદભાઇએ પોતાના શેઠને સારી પ્રાપ્તિ કરાવી અને પોતાની સ્થિતિને પણ સુધારી

સંવત્ ૧૯૩૩ માં જુન્નેર નિવાસી શેઠ કસ્તુરચંદ નથુરામ નાં પુત્રી દીવાળીબાઈ સાથે રા. કંકુચંદ ભાઈનું પાણી ગ્રહણ થયુ શ્રીમતી દીવાળીબાઇ એક કાર્ય કુશળ ધર્મપત્નિ તરીકે નારી રત્ન નીવડયાં. તેનાથી કંકુચંદ ભાઈને ચાર પુત્રો સાંપડયા. તેમાના ત્રણ પુત્ર રત્ન એક પછી એક અવસાન પામ્યા પણ તેમાંના સૌથી ન્હાના પુત્ર ભાઈ ભોગીલાલ આયુષ્યમાન છે. લગ્ન થયાં પછી જેમ ગૃહની અધિષ્ટાત્રી ગૃહ લક્ષ્મી દ્રવ્ય લક્ષ્મીને પણ ખેંચી લાવે તેમ દેવી દીવાળીબાઇના કુકુંમ પગલાંથી રા. કંકુચંદભાઇ પણ લક્ષ્મીમાં વધારો કરતા ચાલ્યા તેઓ પોતાના માતપિતા અને બન્ધુઓને પણ ચેવલામાં લાવ્યા અને

કાયમને ત્યાંજ વાસ કર્યો. ત્યાં તેણે પોતાના ભાઈઓને પણ વેપારમાં જોડયા. દિવસે દિવસે લક્ષ્મીની વૃદ્ધિ થતાં નાનાં બન્ધુઓને સારી રીતે કુલીન કુટુંબોમાં પરણાવીને સંસારના લ્હાવો લઈ સારી કીર્તિ પ્રાપ્ત કરી. એવી રીતની સાંસારિક પ્રવૃતિમાં તેણે ધર્મ કાર્યની પ્રવૃતિને પણ યોજી. આ યોજનામાં તેણે પ્રથમ એવી જ ટેક સ્વીકારી કે ગમે તેવા પ્રસંગમાં પણ કદિ જિનપૂજા અને સ્નાત્ર-પાઠ કર્યા વિના ભોજન લેવું નહીં. તેઓની આ ટેક હજુ પણ અખંડિત ચાલે છે. વ્યાપારમાં આર્થિક સ્થિતિ સારી થયાંની સાથે તેણે ધાર્મિક ખાતાઓની સુધારણા માટે પ્રયાસ શરૂ કર્યો.

As a rule, in the early part of life, when the perceptive powers are perhaps little developed, and when one's energies are spent in play or needful work, the Notion is entertained by many people that success is something far away, to be found, perhaps, in some other community, or when one is connected with different associates. It is not in their thoughts that they can succeed where they are.

અર્થાત્ સામાન્ય રીતે ઉછરતી જીંદગીમાં જ્યારે શક્તિઓ હજુ પૂર્ણ ખીલી ન હોય અને અગત્યના કામમાં કે એવીજ રીતે સમય વ્યતિત થઇ જતો હોય ત્યારે ઘણા મનુષ્યો એમ માને છે કે આપણી ધારેલી ધારણામાં વિજય મળવો ઘણો દૂર છે. કિંવા આવા પ્રતિકુળ સંજોગો છે એ સ્થિતિમાં ઉદય થવો અશક્ય છે પણ તેઓની કલ્પનામાંયે

હોતું નથી કે પોતે જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાંથી તેને વિજયશ્રી વરવાની છે. આપણામાં સાધારણ કહેવત છે કે પુરૂષના ભાગ્ય આડ પાનડુ હોયછે. રા કુકુચંદભાઇ અત્યાર સુધી અર્થ મેળવ્યા જતા હતા પણ હવે એક પ્રસંગ એવો આવી બન્યો કે તે પ્રસંગથી તેઓ પોતાના જીવનની ઉંચી ટોચ ઉપર આવી ચઢયા શેઠ રણછોડદાસ રેવચંદે તેમને એક બાદશાહી રકમ વ્યાપાર ખેડવા માટે સહાયમાં આપી તે સહાય લઇને તેમણે પોતાના મિત્ર શેઠ રૂપચંદ ચિંતામણી વિગેરેના આગ્રહથી કાપડ અને સુતરનો કમીશનનો વેપાર શરૂ કર્યો. આ ધીકતો ધંધો તેઓએ પંદર વરસ સુધી ચલાવ્યો. અને તેમાં તેઓએ યશ સાથે સારી લક્ષ્મી પ્રાપ્ત કરી આ સાનુકુળ સમયમાં કંકુચંદભાઈ યૌવન કાળના સુખદ સમયની બલીહારીમાં મે ચાઈ ગયા નહીં. તેમણે પોતાના મન અને આત્માનું સમતોલપણું સાંચવી રાખ્યું અને લક્ષ્મીની પ્રાપ્તિથી ધર્મ સાધન કરવામાં વિશેષ દૈનિક જીવનનો ભાગ રોકવા માંડયો વ્યાપારી ક્ષેત્રમાં તેઓને ઘણા કુશળ અને નામીચા વ્યાપારીઓનો સ્નેહ સમાગમ થયો અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ, શેઠ લાલભાઇ દલપતભાઈ, શેઠ સારાભાઇ મગનભાઈ તથા શેઠ હીરાચંદ રતનચંદ તથા મુંબઇવાળા શેઠ મોરારજી ગોકુળદાસ, શેઠ વીરચંદ દીપચંદ અને શેઠ ગોકુળદાસ માધવજી વિગેરે નામીચા વ્યાપારીઓ સાથે પીછાન થઇ અને લાંબી પીછાનના પરિચયે સ્નેહભાવ ઉત્પન્ન કરી મૈત્રીમાં પીછાનને બદલી નાંખી. તેઓનો આ સ્નેહભાવ હજુ ઉક્ત શ્રીમંતોના કુટુંબો સાથે તેવોને તેવો અસ્ખલિત છે

પોતાના પૂર્ણ ઉદય કાળમાં તેઓના પિતા પરલોક વાસી થયા તે સમયથી કંકુચંદભાઇએ ગં૦ સ્વ૦ માતુશ્રી ભાગા-

બાઇની સેવા ઉઠાવી લીધી છે તે હજુ તેવીને તેવી છે. પિતાના અવસાન પછીના અરસામાં પણ તેમને એક બીજો ધક્કો લાગ્યો અને તે તેઓનાં ધર્મપત્નિ શ્રીમતી દીવાળીબાઇનું અવસાન થયું હતું તે હતો. સંસારની સાધારણ સંક્રામણનો પ્રસંગ દીવાળી બાઇએ જોયો હતો અને ઉદય કાળની સોનેરી સુરખી અને પૂર્ણ સૂર્યનો તપ્તકાળ પણ તેમણે જોયો હતો તેઓ સદા પોતાના સ્વામિની સર્વ સ્થિતિમાં અદ્વૈત રૂપ હતાં તેવાં એક નારી રત્નને ગુમાવવાથી કંકુચંદભાઇનાં હૃદયને ઘણો આઘાત થયો. શ્રીમતી દીવાળીબાઇ પોતાના સ્મારક રૂપે દોઢ વર્ષના એક બાલપુત્રને મુકી ગયાં હતાં. આ બાલપુત્રની સારવારને માટે અને પોતાના પ્રવૃતિમય જીવનની વ્યવસ્થાને માટે તેઓને ગૃહેશ્વરીની ખોટ પડી તેને પુરવા વિના છુટકો ન હતો તેથી હૃદયના શોકને શમાવીને તેમણે પાટણવાળા હપાણી કુટુંબના નબીરા નંદીશાળામાં વસતા શેઠ મનસુખરામ ભાઇની એક સુશીલકન્યા સાથે પાણી ગ્રહણ કર્યું.

શેઠ મનસુખભાઈની આ પુત્રીનું નામ સમરથ છે અને તેઓ હાલ રા. કંકુચંદભાઇનાં ધર્મપત્નિ તરીકે તેઓના સદ્કાર્યમાં સદા જોડાયેલાં છે. સ્વર્ગસ્થ ગૃહિણીના કારભારની ધુરા, ચતુર અને કાર્યદક્ષ બુદ્ધિશાળી શ્રીમતી સમરથે ગૃહ સંસારના મંદિરમાં પ્રવેશ કરતાં વેંતજ પોતાના શીર ઉપર ઉચકી લીધી. તેઓ તે ધુંસરી અદ્યાપિ સુધી પણ અપ્રતિમ રીતે વહન કરી રહ્યાં છે. શ્રીમતી સમરથનો બાલ્ય સમય આમ્યસ્થાનમાં વ્યતિત થયો છે તોપણ તેમના પિતાનો નાના નાના રાજારાણા અને ઠાકોરો સાથે સારો સહવાસ હતો: એટલે રાજવંશી પરોણાઓના ઉમદા પરિચયની અમીરી છાપ તેઓનાં ભેજાં ઉપર પડી છે. તથા તેમણે ધની ને કુલીન પિતાના ગૃહમાં ગુજ-

રાતી કેળવણીની સુગંધ પણ લીધી છે. દક્ષતા અને ધર્મપરાયણતા તો તેઓને નૈસર્ગિક રીતે પ્રાપ્ત થયાં છે એકંદરે તેઓ એક નારી રત્ન છે અને કંકુચંદભાઈ જેવા ઉચ્ચાશયી મનુષ્યનાં ધર્મ પત્નિના પદને બરાબર યોગ્ય છે.

શ્રીમતી સમરથ પિતાના ગૃહે લાડવાયાં પુત્રી હતાં પણ શ્વસુરવાસમાં એક બહોળા કુટુંબનો ગૃહ રાજ્ય કારભાર ઉપાડનારાં ગૃહિણી થયાં તોપણ સામ્રાજ્ઞી શ્વસુરે ભવ। સાસરીયામાં સૌના ઉપર રાજ્ય ચલાવનારી થજે (માન પામજે) એવો વડીલ જનોનો આશીર્વાદ જાણે કેમ સફળ થયો ન હોય તેમ ગર્ભ શ્રીમંતાઇના સર્વ ભાવોને હૃદયમાંથી કાઢીને એક સાધારણ બહોળા કુટુંબનાં ગૃહિણી બન્યાં પણ કંકુચંદ ભાઈના ઉદયના પ્રતાપી સૂર્યે તેઓની ગર્ભ શ્રીમતાઇને હાજતા સુખોમાં કદિ ઉણપ આવવા દીધી નહીં. શ્રીમતી સમરથે પોતાના સ્વર્ગસ્થ બહેનીના પુત્રને પોતાનોજ પુત્ર માનીને ઉછેરવા પ્રયાગ શરૂ કર્યો. તેઓએ ઘણી દક્ષતાથી ભાઈ ભોગીલાલને ઉછેર્યા ભોગીલાલ આજે વીશ વર્ષની ઉમરના છે અને પિતા જેવા ઉત્તમ શીલવાળાજ છે

દિવસે દિવસે વધતી જતી સારી આર્થિક સ્થિતિના સુખો ભોગવતા આ ધર્મ દમ્પતિને દશેક વર્ષ વ્યતિત થયાં તેવામાં સ. ૧૯૬૦ મા વેપારમાં મોટું નુકશાન આવ્યુ તેમાં કેટલાક અંગત મિત્રોએ સ્વાર્થાંધતાથી નુકશાન પહોંચાડયું પણ કટોકટીની અણી વેળા તેઓએ ઘણી હીમત ગણી અને તે વિકટ પ્રસંગ વ્યતીત કર્યો આ પ્રસંગમાં તેઓને તપાગચ્છના વિદ્વાન મુનિ શ્રીમદ્ આત્મારામજી મહારાજના શિષ્ય મુનિ શ્રી રાજ્યવિજયજી સાથે પરિચય થયો તેઓ સાધેના

સમાગમથી તેઓએ ઘણી ધર્મદેશના પ્રાપ્ત કરી ત્યારપછી પન્યાસજી કમળવિજયજી અને શ્રીમન્ વિજય નેમસૂરિજી વિગેરે સાધુ પુરૂષોનો પણ તેઓને સમાગમ થયો.

શ્રીમતી સમરથે પોતાની ખરેખરી કર્તવ્ય પરાયણતા બતાવી હતી. સમયને અનુકુળ વર્તી તેઓ પોતાના પતિનો માન અને મોભો સગવાઈ રહે તથા પતિને આવા વખતમાં કશું ન જણાય તેવું ઉત્તમ વર્તન આચર્યું હતું. તેનું નામજ ગૃહિણી ધર્મ ! !

શેઠ ગોકુળદાસ માવજી ધરમશી રા. કંકુચંદભાઈના સ્નેહિ હતા. તેણે આ પ્રસંગમાં તેઓને મુંબઈમાં બોલાવી લીધા અને પોતાની મીલના સુપરવાઈઝર તરીકે નીમ્યા. ટુંકા સમયમાં મીલના કામકાજમાં દક્ષતા બતાવ્યાથી સદરહુ શેઠ તેઓને પોતાની મીલના સેલ્સમેન સેક્રેટરી નીમ્યા.

આ માનવંત અને શોભાદાર હોદ્દાથી રા. કંકુચંદભાઈને પોતાના ધર્મકાર્યમાં ઘણી સગવડ થઈ. નોકરીનો સમય પણ ઘણો થોડો, માનવંતુ કામકાજ અને આર્થિક આવક પણ ઘણી સારી. આવી સ્થિતિથી તેઓ સંતોષ પામ્યા. તેઓ હાલ પોતાનો ઘણોખરો વખત ધર્મકાર્યની પ્રવૃત્તિમાં ગાળેછે.

No man can be truly rich who is selfish, money is like a spring of water in the mountains. It holds the wealth of the valley in its bosom, if it will only expend itself, when it dashes down the mountain, it makes the meadows green and glad with its wealth. Beautiful flowers shing up along its banks and bathe their faces in its sparkling surface. But when we obstruct this beautiful

stream, the valleys dry up, the flowers and grass wither and die So it is with money, while it flows out freely and circulates, it blesses humanity, but when the circulation is interrupted by hoarding it, or squandering and abusing it, it becomes a curse, the heart hardens, the sympathies dry up, the soul becomes a desert

મરજીને લખતનું એ સૂત્ર જાણે રા. કનુચંદભાઇએ કેમ ગ્રહણ કર્યું નહોય તેમ તેમણે પોતાના તન મન અને ધનને કદિ પણ રોકયાં નથી પાણીના ઝરણાની માફક તેને સદા વહેતાજ રાખ્યાં છે. સમેત શીખરજીની પર્વતીર્થ, પાવાપુરી ગુણીયાજી, ચંપાપુરી ક્ષત્રીય કુંડ અને રાજગૃહના દહેરાઓના જીર્ણોદ્ધાર કરાવી, તેઓએ તન મનનો ભોગ આપ્યો છે. મચગ, વાડા, પાખલ અને બેડા ગામોનાં દેરાસરો પણ શ્રમ લઇ અધુરાં હતા તે પૂરાં કરાવી તેમા પ્રતિષ્ઠાઓ કરાવી છે. ગયા વર્ષમાજ દેહુગામમાં પ્રતિષ્ઠા ઉત્સવ ઉજવી એક કિર્તિમન્ત ગૌરવશાળી કાર્ય કર્યું છે. પાંજરાપોળો અને પાઠશાળાઓમા તેઓ ગુપ્ત રીતે સહાયતા કરતા રહે છે. અહમદનગર, હંતુમ, ગ્વાલીઅર લશ્કર ધારાગામ, અને પુના જેવા સુશિક્ષિત વસ્તીવાળા શહેરના જૈન શ્વેતાબર સંઘોમા પેહેલા કુસંપ અને પડેલા તડો અળઆવીને તેમણે પોતાની બુદ્ધિ કુશાગ્રહતા દર્શાવી આપી છે.

રા. કનુચંદભાઇનો એક શોખ અતિ પ્રશંસનીય છે. સમાજ સુધારણાના કે ધાર્મિક બાબતના નાનાં નાના પુસ્તકો પોતાના ખર્ચે છપાવીને વરસમા અનેકવાર વિના મુલ્યે તે પુસ્તકોની લ્હાણી કરે છે અને એ રીતે જ્ઞાન પૂજનના ખરા રહસ્યનુ

દૃષ્ટાંત જન સમાજ આગળ પ્રકટ કરે છે. તેઓનો આ શોખ જેટલો પ્રશંસનીય છે તેટલોજ તેઓનો વિનય અને નિરાભિમાનભાવ પણ પ્રશંસનીય છે. ગમે તેવી જાહોજલાલીની સ્થિતિમાં તેઓએ અભિમાન ધર્યું નથી અને ગમે તેવાં યશસ્વી કાર્યો કર્યાં છતાં આ કાર્ય મેં કર્યું છે તેવું તેઓએ કદિ ઉચાર્યું નથી. આનું નામ મનુષ્યની મહત્તા !!

રા. કંકુચંદભાઈના હૃદયની ઉચ્ચાશયતા એક એ ઉપરથી પ્રતીત થાય છે કે પોતાની કોમનો કે ગમે તે જ્ઞાતિનો કોઇ યુવક તેના પાસે ધંધાની માહીતી માટે જાય તો તેને તેઓ વિના વિલંબે યોગ્ય સહાય અને સલાહ આપી ધંધે વળગાડે છે. દેશના વિદ્વાનો અને શ્રીમાનો આમ મનનું મોટાપણું બતાવતાં શીખે તો દેશનું કેટલું ભાગ્ય ઉઘડી જાય ??

રા. કંકુચંદ ભાઈએ કુટુંબ સાથે ઘણીવાર હિંદુસ્થાનની મુસાફરી કરી છે અને કેટલાક તીર્થોની તો પ્રતિ વર્ષે યાત્રા કરી આવવાનું તેઓનું નિયમ વ્રત છે.

અસ્તિ નાસ્તિતો સૃષ્ટિનો અચલ નિયમ છે. પણ જે મનુષ્ય એ બન્ને સ્થિતિમાં સદા હર્ષ અને શોક રહિત સ્થિતિમાં નિર્વિકારી રહે છે અને જન સમાજના કલ્યાણને માટે જે સદા તત્પર રહે છે તેજ મનુષ્ય વિરલ છે. રા. કંકુચંદભાઇનામાં આ વિરલતા છે એમ કહેવામાં અમે લેશ પણ અતિશયોક્તિ કરતા નથી. આપણા ઉદયના સોનેરી યુગને જોવાને પ્રયાસ કરતા આપણા જૈન સમાજને આવા અનેક નર રત્નો મળો એ અંતિમ ભાવના સાથે રા. કંકુચંદભાઈના જીવનની ટુંકી રેખા દોરી હું વિરમું છું.

પ્રકાશક.

# अनुक्रमणिका.

# કુસુમશ્રી

## પ્રકરણ ૧ લું.

### પ્રેમનો અંકુર.

નયણ મીલતે મન મિલ્યુ, મનથી લાગ્યો રંગ;
રંગે રસ ઉપજાવીયો, રસથી સિંચ્યા અંગ.
અંગ સિંચતે સુખ ઘણુ, રોમ રોમ અનંત;
તે જાણે મન તેહનુ, કે જાણે ભગવંત.

ગંગવિજય

પ્રાત કાળનો સમય હતો સૂર્યનો રથ પોતાના કિરણોથી વિશ્વને પ્રકાશિત કરતો હતો શાંત સૃષ્ટિ નિદ્રામાંથી પ્રવૃત્તિમા પ્રવેશવાને ચલાયમાન થઇ હતી અચેતન વિશ્વ ચેતના-શક્તિથી પરિપૂર્ણ થતુ હતુ મનુષ્ય, પશુ, પક્ષિ જાગ્રત થઇ પ્રવર્ત્તનના પ્રવાહમા પડ્યા હતા વિવિધ ધ્વનિઓથી નાદબ્રહ્મ નૃત્ય કરી રહ્યું હતુ.

આ સમયે એક સુંદર મેહેલના એકાંત ભાગમાં શાંતતા પ્રસરી રહી હતી. મહેલ રાજકીય શોભાથી ભરપૂર હતો. વિવિધ જાતની બેઠકો અને રમણીય આસનોથી તે અલંકૃત હતો. તેમાં પ્રવેશ કરવાના દ્વાર ઉપર નવરંગિત રત્નોથી જડિત એવા તોરણો બાંધેલા હતા. અંદરનો ભાગ વિશાળ હતો તથાપિ તેની અંદર વિવિધ આસનોની રચનાને લઇને તે સંકીર્ણ દેખાતો હતો. આ મેહેલનો સંબંધ રાજાના નિવાસની સાથે અને અંતઃપુરના વાસની સાથે જોડાએલો હતો. તે મેહેલમાં મહારાજા પોતે કોઇકજવાર આવતા હતા; તેથી તેની અંદર સેવક વર્ગની અને બીજાઓની આવજા વિશેષ થતી નહતી. આથી તે એક એકાંત સ્થળ જેવો દેખાતો હતો.

આ મેહેલની મધ્ય ભાગે એક સુંદર યુવતિ ફરતી હતી. તેના શરીર ઉપર લાવણ્ય પ્રકાશી રહ્યું હતું. તેના સર્વ અવયવો સારા સુશોભિત ઘાટદાર હતા અને મુખ મુદ્રા શાંત અને પ્રસન્નતાના પ્રકાશથી આકર્ષક હતી. તેણીની વય બાલ્યમાંથી મુકત થઇ યુવાવસ્થામાં પ્રવેશી હતી. મુખચંદ્ર ઉપર કોઇ અદ્ભુત આનંદ છવાઇ રહ્યો હતો. પુષ્પધન્વાએ તેણીનું હૃદય પોતાના કુસુમશરનું લક્ષ કર્યું હતું, છતાં પણ કુલીનતાની મર્યાદાને એ યુવતિ સાચવી રાખતી હતી. મદ, ઉચ્છૃંખલતા અને તોછડાઇ તેણીનાથી દૂર હતા. આ રમણી નયન કમળને પ્રસરાવતી મેહેલમાં ફરતી હતી અને હૃદયમાં નવી નવી આશાને

જન્મ આપતી હતી, તેવામા એક દાસી દોડતી આવી અને તેણીએ આનંદ પુર્વક જણાવ્યું, "બા-સાહેબ! મેં ખાનગી રીતે આપનો સંદેશો પોહોચાડયો, તે સાંભળીને જ રાજકુમાર એકલા અહિ આવે છે. આજે મહારાજશ્રી તેમનાથી જુદાપડી ઘોડેસ્વાર થઇ ફરવા ગયા છે. અનુકુળ સમય મલ્યો છે તેનો સંપુર્ણ લાભ લેજો" આ પ્રમાણે કહી દાસી વધામણીની ભેટ લઈ ચાલી ગઇ તેટલી વારમાજ રાજકુમારે એકાકી આવી મેહેલમા પ્રવેશ કર્યો આ સમયે રાજકુમારે સાદો અને મનોહર વેશ પહેર્યો હતો. તેના વપુ ઉપર યુવાવસ્થાની રમણીયતા પ્રતીત થતી હતી. ભવ્ય આકૃતિ ઉપર વીરતા દેખાઈ આવતી હતી. કમળજેવા લોચનમાં બુદ્ધિ અને ચાલાકીનુ તીવ્ર તેજ ચળકતુ હતુ-તેના અંતકરણની દિવ્ય શક્તિઓ મુખમુદ્રા ઉપર પ્રકાશી રહી હતી આ વીરનરનુ દર્શન થતાજ રાજબાળા પ્રથમ તો ચમકી ગઈ શરીર ઉપર સાત્વિક ભાવો પ્રગટ થઇ ગયા હૃદય અને મુખ ઉપર મુગ્ધતા ભરેલી લજ્જા પ્રસરી ગઈ. કંઠમા વાણીનો નિરોધ થઇ ગયો ક્ષણવાર પછી અવિવેકથી ભય પામતી રાજબાળાએ મદહાસ્યથી તે વીર નરની સામે જોયું અને શરમાતા શરમાતા નમન કર્યું આખરે તે રમણીના સૌંદર્યથી આકર્ષાએલા રાજકુમારે મદ મદ હસતા આ પ્રમાણે કહ્યું, "રાજપુત્રી! શા માટે શરમાઓ છો? ઘેર આવેલા અતિથિનો સત્કારકરવો જોઇએ, તમારી પાસે સત્કારના સાધનો હાજર છે તમારા અધર

મૃતમાં અમૃતનો અર્ઘ્ય તૈયાર છે તમારી કેશવેણીમાં પુષ્પો તૈયાર છે અને અંતરને આનંદ આપનારૂં માધુર્ય તમારા અવયવોમાં ભરેલું છે. અને એ તમારા સત્કારને સ્વીકારવાને આ અતિથિ તૈયાર થઈ ઉભો છે.

મંદ હાસ્ય સાથે ઉચ્ચારેલા આ શબ્દો સાંભળી રાજબાળા પ્રસન્ન થઇ ગઇ. તત્કાળ તેણીના હૃદયમાં અપુર્વ પ્રેમ પ્રગટ થઈ આવ્યો. પ્રેમના પ્રવાહમાં તેણીની લજ્જા તણાઇ ગઇ અને તેણીના કંઠમાંથી કોકિલાના જેવો મધુર અને મંદ નાદ પ્રગટ થયો. "રાજપુત્ર, આ દાસી આપનું આતિથ્ય કરવા માટે સદા ઉત્સુક છે. આ શરીરજ આપનું છે તો પછી બીજું કાંઇ કહેવાનું રહેતું નથી. માત્ર ક્રિયાનીજ અપેક્ષા રહેલી છે." રાજબાળાએ અંતરની ઇચ્છા દર્શાવી.

"ક્રિયાની અપેક્ષા એટલે શું? એ કાંઇ મારા સમજવામાં આવતું નથી. કૃપા કરી તેનું સ્પષ્ટીકરણ કરશો." રાજપુત્રે ઇંતેજારીથી પ્રશ્ન કર્યો "પ્રિય રાજકુમાર! પ્રેમની ગ્રંથિને દ્રઢ કરનાર, સાંસારિક ભાવનાને ભજવનાર લગ્નની ક્રિયા આપણા વચ્ચે થઈ નથી; તે ક્રિયા થયા પછી આ શરીર ઉપર આપની સર્વ પ્રકારની સત્તા ચાલશે. તથાપિ આપના સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિ અને સદગુણની પ્રતિમા મેં મારા હૃદયમાં સ્થાપી છે તેથી આપ મારા સત્તાધિકારી તો બની ચુકયા છો, એમ હું માનું છું." રાજબાળાએ પોતાના હૃદયની ભાવના પ્રગટ કરી જણાવ્યું.

" રાજબાળે ! બસ, આ શબ્દોનીજ મારે જરૂર હતી હવે આતિથ્ય થઇ ચૂકયુ આ રાજધાનીમા આવવું સફળ થયુ અને હૃદયની આશા ફળદ્રુપ થવા બેઠી તમારા સૌંદર્યની પ્રતિમાનુ પ્રતિબિબ મારી હૃદયમા પડી ચુકયું. " રાજકુમારે હર્ષના આવેશથી ઉદગારો કાઢ્યા

વાચનાર ! અધીરા થશો નહીં આ નવીન પ્રેમીજોડાની ઓળખ કરાવવામા આવે છે જે સુદર રાજબાળા વર્ણવી છે, તે રત્નપુરના મહારાજા રણધવળની પુત્રી કુસુમશ્રી છે. અને જે રાજકુમાર છે, તે કનકશાળ નગરના રાજા અરિકેશરીનો પુત્ર વીરસેન છે બને કુમારા-અવસ્થામાં છે તેઓ મહારાજા રણધવળના રાજમહેલમા અચાનક મળી આવ્યા છે

અંગદેશમા આવેલી અમરાવતીના જેવી સુદર રત્નપુરી નગરીનો મહારાજા રણધવળની રાણી રત્નવતીના ઉદરથી રાજકુમારી કુસુમશ્રીનો જન્મ થયો છે. કુસુમશ્રી યૌવન વયમાં આવતા રાજા રાણી ચિતાતુર થયા હતા. મહારાજા રણધવળે કોઇ યોગ્ય વરની શોધ કરવા માટે પોતાના મત્રી મતિસાગરને વિદેશમા મોકલ્યો હતો ફરતાં ફરતા તે કનકશાળ નગરમા આવી પોહોચ્યો ત્યાના રાજા અરિકેશરીના કુમાર વીરસેનના સૌંદર્ય અને સદ્‌ગુણો સાભળી તેણે રાજા અરિકેશરીને રાજકુમારી કુસુમશ્રીના સબધની વાત જણાવી તે ઉપરથી રાજા અરિકેશરીએ પોતાના કુમાર વીરસેનને મત્રીની સાથે રત્નપુરીમા મોકલ્યો હતો. અને કુસુમશ્રીનુ પાણિગ્રહણ કરીનેજ પાછા આવવાની આજ્ઞા કરી હતી. આ

ઉપરથી વીરસેન રત્નપુરીમાં આવ્યો છે અને અત્યારે તે રાજમેહેલના એકાંત ભાગમાં રાજકુમારી કુસુમશ્રીને મળે છે, જે વૃત્તાંત વાંચકોના જાણવામાં આવ્યું છે. અહીંથી રાજકુમાર વીરસેન અને રાજકુમારી કુસુમશ્રીની વચ્ચે પવિત્ર પ્રેમનો અંકુર પ્રગટ થાય છે.

# प्रकरण २ जुं.



## રણધવળનો રાજવૈભવ



રત્નપુરી ભારતવર્ષમાં પ્રખ્યાતિ પામેલા અંગદેશની રાજધાની હતી. પુર્વકાળે આર્યાવર્ત્તના સમગ્ર કલા કૌશલ્યથી એ નગરી વિભૂષિત હતી. આખી દુનીયાનો વ્યાપાર રત્નપુરીની સાથે સંબંધ ધરાવતો હતો. સુશોભિત રાજપ્રાસાદો અને ગગનચુંબી હવેલીઓથી તે નગરી અમરાવતીની સ્પર્ધા કરતી હતી. દેવતાના વિમાનોના જેવા, સુવર્ણ તથા રત્નજડિત અને નવરંગિત રચનાવાળા જિન ચૈત્યોથી તેની રમણીયતામાં મોટો વધારો થયેલો હતો.

બાહેરના પ્રદેશમા વિવિધ વૃક્ષોની શ્રેણીથી સુશોભિત ઉદ્યાનો આવેલા હતા. જેના બને તીર ઉપર કુસુમિત વૃક્ષોની ઘટા છે, એવી એક સ્વચ્છ જલવાળી સરિતા તે નગરીને પરિવૃત થઈને ચાલતી હતી સ્વધર્મને પાળનાર ચારે વર્ણના મનુષ્યોથી નગરી ભરપુર હતી એ નગરીની મધ્ય ભાગે મહારાજા રણધવળનો સર્વથી ઉંચો રાજમેહેલ એ ગદેશના રાજાઓના અવિચળ કીર્ત્તિસ્તભના જેવો દેખાતો હતો રાજમેહેલની ચારે બાજુ રાજ્યકુટુબના મનોહર મેહેલો આવી રહ્યા હતા. સુદર અલકારોથી અલકૃત અને સોનેરી ઝુલોથી સુશોભિત એવા ગજેદ્રોની ગજશાલા એક તરફ આવેલી હતી બીજી તરફ ઉચ્ચૈશ્રવાનાજેવા ચપળ અશ્વોની અશ્વશાળા રહેલી હતી આવી વૈભવ સપન્ન સ્થામત મહારાજા રણધવળ સ્વેચ્છા પ્રમાણે ભોગવતો હતો છતા પણ તેનામા ધાર્મિક ભાવના ઉત્તમ પ્રકારની હતી શરીર, મન અને આત્માના બળનો વિકાશ કરવાની કળા તે જાણતો હતો, રાજા તરીકેના પોતાના કર્ત્તવ્યને યથાર્થ બજાવવાને માટે તે સદા ઉત્સાહી હતો મનુષ્ય જાતિના ઉત્કર્ષના કાર્યો કરવાને માટે તે સદા તત્પર રહેતો વિદ્વાનો, કવિઓ, સંગીતવેત્તાઓ, ઉત્તમ ચિત્રકારો, અને સર્વોત્તમ શિલ્પીઓ તેના દરબારમા સન્માન પામતા હતા અને તેમને તેમના કાર્યોમા ઉદારતાથી ઉત્તેજન મળતુ હતું તેના રાજ્યમા કૃષિના સાધનરૂપ જલાશયો, ધર્મશાળાઓ અને સત્રશાળાઓ ઠામે ઠામ બાધવામા આવ્યા

હતા. ઉત્તમ કારીગરીવાળા જિનાલયો, ઉપાશ્રયો, પૌષધ શાળાઓ અને પાઠશાળાઓ પણ તેના તરફથી સ્થાને સ્થાને સ્થાપિત કરવામાં આવી હતી. આવા પુણ્ય કાર્યોથી તેની કીર્ત્તિ ભારતવર્ષ ઉપર પ્રસરી રહી હતી- આર્હંત ધર્મના પર્વ દિવસો તે મોટા આડંબરથી ઉજવતો અને અનેક રીતે પરોપકારી કામો કરવામાં પુષ્કળ ધન નવાજતો હતો. તેનામાં વીર અને શ્રૃંગારરસ પ્રકાશિત હતાં છતાં પણ તેના નિર્મળ હૃદયમાં નિરંતર શાંત રસનો પ્રવાહ ચાલ્યા કરતો હતો. તેની દિનચર્યામાં દેવ, ધર્મ અને ગુરૂતત્વની ઉપાસના ચાલ્યા કરતી હતી. જેવો તે ધાર્મિક પુરૂષ હતો, તેવોજ તે વિદ્યાવિલાસી અને અભ્યાસક હતો. જેવો તે ઉદાર હતો તેવો યશલોભી હતો. સર્વોપરિ દાનેશ્વરી ગણાવાને માટે તે તીવ્ર અભિલાષા રાખતો હતો. પોતાના રાજકુટુંબમાં, અને પોતાની પ્રજામાં ઉચ્ચ કેળવણીનું સ્થાપન કરવાને માટે તેણે અનેક યોજનાઓ કરેલી હતી.

મહારાજા રણધવળના અંતઃપુરમાં અનેક રમણીરત્નો પ્રકાશતા હતા, પરંતુ તે સર્વમાં રત્નવતીને મહારાણી પદ મળ્યું હતું. એ રમણી રૂપથી અને ગુણથી એ પદને લાયક હતી. તે આર્હંત ધર્મની પરમ ઉપાસક અને શ્રદ્ધાવતી હતી. તે અનુપમ સૌંદર્યથી દેદીપ્યમાન છતાં મદ અને મોહથી રહિત હતી. તેણીના હૃદય ઉપર વિદ્યાના વિલાસને લઈને ઉચ્ચ સંસ્કારો પડેલા હતા. તે પરમ પવિત્ર પતિવ્રતા ગણાતી હતી. અનેક દાસ દાસીઓ છતાં તે સ્વહસ્તે પતિ

સેવા કરતી અને પતિનેજ પ્રભુ જાણતી હતી મહારાજા રણધવળ રાજ્ય કાર્યના ભારને વહન કરવામા શ્રમિત થઇ એ મહારાણીના મેહેલમાજ વિશ્રાંત થતો હતો. અને તેણીના સ્નેહ ભરેલા સમાગમથી અતિ સંતોષ પામતો હતો રાણી રત્નવતીના અમાનુષિક પવિત્ર સ્વર્ગીય પ્રેમને પ્રાપ્ત કરીને રાજા રણધવળ અતિ મોહિત થતો અને સમજતો કે, મારા રાજ્યની શક્તિને ખરૂ પોષણ આપનાર આ મહારાણી એક મહાન અદ્ભુત શક્તિ છે બન્ને દંપતિ પ્રેમની પવિત્ર શ્રૃખલામા બધાઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધવાને સદા ઉદ્યત રહેતા હતા

આ પવિત્ર દંપતિના આશ્રય તળે રાજકુમારી કુસુમશ્રી ઉછરી હતી તેમના પ્રભાવથી તેણીએ શારદાની શોભા ધારણ કરી હતી એ બુદ્ધિમતિ બાળા ઉચ્ચ કેળવણીની કળાને લઇને પવિત્ર પ્રેમના પાઠો સારી રીતે શીખી હતી

મુગ્ધ વયમાથી મુક્ત થયા પછી તે સુશીલા સારી રીત સમજતી હતી કે, મનુષ્યનુ મન પ્રેમથીજ બનેલુ હોય છે પ્રેમી હૃદય પ્રેમી હૃદયનુ સ્વાભાવિક ધન છે દિવ્ય અને સ્વર્ગીય વસ્તુ પ્રેમ છે જો પ્રેમનો પ્રકાશ હૃદયમા પડ્યો હનો તોજ મનુષ્ય યથાર્થ ધર્મ સાધી શકે છે ધર્મનો અદ્ભુત મહિમા પ્રેમથીજ પ્રગટે છે આવા પ્રેમના સ્વરૂપનુ શુદ્ધ જ્ઞાન મેળવીનેજ કુસુમશ્રીના જીવનનો આરંભ સુશોભિત અને કૃતાર્થતાથી ભરેલો દેખાતો હતો કુસુમશ્રી જેવી વિદુષી હતી તેવી કલાવતી હતી સંગીત, નૃત્ય અને ગુંથન

આદિ કળાઓમાં તે પૂરેપૂરી કાબેલ બની હતી. આવા સદ્ગુણો છતાં પણ તેણીનામાં વિનય, વિવેક વગેરે ગુણો ઉજ્વળતાથી પ્રકાશી રહ્યા હતા,

જ્યારથી રાજા રણધવળના મેહેલમાં કુસુમશ્રીનો જન્મ થયો ત્યારથી તેના રાજ્યમાં સર્વત્ર સમૃદ્ધિ વિસ્તાર પામી હતી. કારણકે, કુસુમશ્રીનો આત્મા કોઇ એક દેવાંશી ગણાતો હતો. તેણીના જન્મ પછી આખો અંગદેશ સુભિક્ષ અને સુવૃષ્ટિથી સંપન્ન બન્યો હતો.

જ્યારે કુસુમશ્રી રાણી રત્નવતીના ઉદરમાં આવી ત્યારે રાણીના સૌંદર્યમાં કોઇ દિવ્ય દેખાવ થઇ રહ્યો હતો. જે દિવસે એ દિવ્ય આત્માએ ઉદરમાં પ્રવેશ કર્યો, ત્યારે સુખ શય્યાપર સૂતેલી રાણીએ સ્વપ્નામાં પંચવર્ણી પુષ્પોથી સુશોભિત એવી એક દિવ્યમાળા દેખી હતી. જાગ્રત થયા પછી હૃદયમાં ઉલ્લાસ પામતી રાણીએ એ સ્વપ્નાની વાત પોતાના પતિ રણધવળને જણાવી, તે ઉપરથી રાજા અતિ હર્ષિત થઇ બોલ્યો હતો કે, “ પ્રિયા ! આ દિવ્ય સ્વપ્ના ઉપરથી મને ખાત્રી થાય છે કે, તમારા ઉદરથી એક પુત્રીરત્ન પ્રગટ થશે, અને તે સદ્ગુણોની પ્રતિમા બનશે.” આ ભવિષ્ય યથાર્થ બન્યું છે અને તે પ્રમાણે કુસુમશ્રી યથાર્થ ગુણવતી બની છે- મહારાજા અને મહારાણીએ તે દિવ્યમાળાના સ્વપ્નને અનુસારેજ તેણીનું નામ કુસુમશ્રી પાડ્યું હતું.

રાજા રણધવળે પોતાના રાજ્યમાં ધર્મ અને ન્યાયની કીર્તિ વિશેષ પ્રસરે એવા હેતુથી બુદ્ધિમાન્, ધાર્મિક, પ્રમાણિક અને સત્યવાદી મંત્રિઓ નિયોજિત કર્યા હતા. તે મંત્રિમંડળના સર્વોપરી પદ ઉપર મતિસાગર નામના મંત્રિને નિમ્યો હતો. તે મતિસાગર ખરેખરો મતિસાગરજ હતો. રાજા રણધવળે આખા અંગદેશના રાજ્યનો કારોબાર તેને સમર્પિત કર્યો હતો. મહારાજાનો પૂર્ણ વિશ્વાસ મેળવી તે મંત્રિશ્વર વિશાળ રાજ્યની મહાન્ નૌકાનો એક ખરો સુકાની બન્યો હતો.

મહારાજા રણધવળ આર્હત ધર્મના મહાન્ યોગિઓનો ઉપાસક અને સેવક હતો, તેથી તેણે મંત્રતંત્રને સાધ્ય એવી ત્રણ દિવ્ય અદભુત વસ્તુઓ મેળવી હતી. તેમા કમળામેલા નામે એક અશ્વ હતો. તે આકાશમા ચાલી શકતો અને લાખ યોજન સુધી પોહોચી શકતો હતો. બીજુ રત્ન એક કામિતપલંગ હતો. તે ઉપર સુઇને જે વસ્તુની ઇચ્છા થાય તે વસ્તુ પ્રાપ્ત થતી હતી. ત્રીજુ રત્ન એક વિબુધચુડામણી નામે પોપટ હતો. તે રાજાનો ખરા સલાહકારનું કામ કરી શકતો હતો. આ ત્રણ રત્નોથી અંગપતિ રણધવળ ભારતવર્ષમા મહા ભાગ્યવાન ગણાતો હતો. આવા મહાન્ ધાર્મિક અને પરાક્રમી રાજાના રાજ્યમા અંગદેશની પ્રજા સર્વ રીતે સુખી હતી. પ્રજામા કેળવણી અને કળાનો વિશેષ પ્રચાર હોવાથી પ્રત્યેક મનુષ્ય પોતાના મનુષ્યત્વનુ સ્વરૂપ સમજતો હતો. ધન, સમૃદ્ધિ, અધિકાર, પદવી,

યુગ, સ્ત્રી આદિ અનેક વિષયોમાં મનુષ્યોને પોતપોતાની પ્રકૃતિ અને સ્થિતિ અનુસાર જે હિત લાગે છે, પણ તે તેનું ખરૂં હિત છે કે નહિ એનો વિચાર તે દેશની દરેક વ્યક્તિ કરી શકતી હતી. રાગદ્વેષ અને જીવન કલહને સુલભ એવા વિકારોથી દરેક અંગવાસી દૂર રહેતો હતો. સર્વ જનો મનોવિલાસના સામ્રાજ્યમાં મગ્ન રહી માનવ જીવનનો મોટો મહિમા જાણતા હતા. આથી તે સમયે આખા ભારત વર્ષમાં રાજા રણધવળની રાજ્ય પદ્ધતિ સર્વોત્તમ ગણાતી હતી. પ્રજાજનના મુખમાંથી સદા રણધવળના રાજ્યકાર્યની પ્રશંસાનો ઘોષ થયા કરતો અને તેનો પ્રતિધ્વનિ ભારતની દશે દિશામાં પ્રવર્તતો હતો.

# પ્રકરણ ૩ જું.

## પ્રિયતમને સૂચના.



રાજકુમારી કુસુમશ્રીના સદ્‌ગુણ અને સૌંદર્યનું પ્રત્યક્ષ અવલોકન કર્યા પછી રાજકુમાર વિરસેન વધારે મોહિત થયો હતો. ઉચ્ચ કેળવણી પામેલી, અને ઉચ્ચ કળાઓથી અલંકૃત થયેલી કાંતા પોતાને પ્રાપ્ત થવાની

છે, અને પોતાને પવિત્ર પ્રેમની અગ્નિમા સદા સ્નાન કરવાનો અપૂર્વ લાભ મળવાનો છે, આ અદ્દભુત અને નિશ્ચિત આશાના અંકુરોથી વીરસેન આનંદ ઉદધિમા મગ્ન થયા કરતો હતો. અને પ્રત્યક્ષ દેખાતા પોતાનાં ઉજ્વળ ભવિષ્યને માટે પોતાના જીવનને કૃતાર્થ સમજતો હતો.

મહારાજા રણધવળનું માન અને પૂર્ણ પ્રેમથી ભરેલા આતિથ્યને અનુભવતો વીરસીહ રત્નનગરીમા રહેતો હતો, અને વિવિધ જાતની ક્રીડાઓ અને વૈભવના વિલાસો અનુભવતો હતો તેણે ગુરૂકુળમા રહીને સારો અભ્યાસ કરેલો તેથી તે વિદ્યાવિલાસી પણ બન્યો હતો ન્યાયશાસ્ત્ર, નીતિ શાસ્ત્ર અને સર્વ પ્રકારના માનસ શાસ્ત્ર વગેરેમા તેણે સારો પ્રવેશ કર્યો હતો, ટૂંકામા ધર્મ, અને વ્યવહાર સાથે રાજનિતિમા જે જે અભ્યાસ કરવા યોગ્ય ગણાય છે, તે સર્વ વિદ્યાઓમા તેણે ઉંચી પ્રવીણતા મેળવી હતી પાઠશાળાઓના મોટા મોટા અધ્યાપકો તેને માટે ઘણુ ઉંચુ મત ઉચ્ગારતા હતા આ પ્રમાણે સર્વ પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરવા સુધી સુજ્ઞ મહારાજા અરિકેશરીએ રાજકુમાર વીરસેનને અવિવાહિત ગણ્યો હતો

પૂર્વકાળે સર્વ આર્ય પ્રજામા બાળ લગ્નની ઘાતક રીતિ ચાલતી ન હતી. રાજકુટુંબ અને શ્રીમત કુટુંબમા પણ બાળક અને બાળકીઓ યોગ્ય વય સુધી અવિવાહિત રહેતા હતા. ગૃહસ્થ ધર્મનુ પાલન કરવામા જે સદ્ગુણો આવશ્યક હોય છે, તે પકવ વય થયા પુર્વે વિકાશને પામ્યા

હોતા નથી અને તેથી તે વયની-પુર્વે કરેલા લગ્નથી દાંપત્યનો ખરો પ્રેભાવ પ્રગટ થતો નથી, પણ ઉલટું તેવા દંપતિને સંતાપનો અનુભવ કરવો પડે છે. બાલા જ્યારે સ્રીત્વ ધર્મની અધિકારિણી થાય છે, ત્યારેજ તે ગૃહિણી ધર્મને આચરવામાં જે જે શકિતઓ તેણીનામાં હોવી જોઇએ, તેને સંપાદન કરી શકે છે. આ ગૃહધર્મના મહા સુત્રો પ્રાચીન આર્ય પ્રજા સારી રીતે સમજતી હતી. સાંપ્રત કાલે એ વાતને આર્ય પ્રજા તદન ભુલી ગઇ છે. તેથી બાલ લગ્નને લઇને નવીન દંપતિનો સંસાર તદન અવ્યવસ્થિત ચાલે છે. બાલ લગ્નના કુરીવાજે કેટલીએક પ્રજામાં પાયમાલી કરી છે અને કરે છે. તેથી આખી જીંદગી સુધી જે સ્રી પુરૂષને જોડાઈ પોતાનો સંસાર સુખરૂપ વહેવો છે અને સંસારવ્યવહારના તથા પરમાર્થનાં ઊંચા સુખો ભોગવવા છે અને ધીમે ધીમે આત્મવિકાશ કરવો છે, તેમણે બાલ્યાવસ્થામાં લગ્નથી દૂર રહેવું, એ શ્રેયસ્કર છે. એક વખતે સાંયકાલનો સમય થતો આવતો હતો. સૂર્યે પોતાની કિરણમાલા પશ્ચિમમાં નમાવી હતી. અને તેણે યૌવન વય ઉલ્લંઘન કરી વૃદ્ધાવસ્થાનો શાંત પોશાક સજ્યો હતો. તેની ભીમમુર્ત્તિ રતાશ જલમાં પ્રતિબિંબિત થઇ સેંકડો જાતની શોભા ધારણ કરવા લાગી હતી. રાજભુવનની નિશાકાલની શોભા તૈયાર કરવાનો સમારંભ થઈ ચુક્યો હતો આ સમયે રાજકુમાર વીરસેન કુસુમશ્રીને એકાંતમાં મળવાને ઉત્સુક થઇ આવ્યો હતો. જે મેહેલના એકાંત ભાગમાં તે રાજકુમારીને

પહેલાં મળ્યો હતો, તેજ ભાગ આજે પણ તેમનુ સકેત સ્થાન બન્યો હતો. રાજકુમારી કુસુમશ્રી પણ એજ સકેત સ્થળમા આવી પોહોચી. વિદ્યુતની જેમ ચળકાટ કરતી કુસુમશ્રીએ પોતાના ચચળ નેત્રો ફેરવ્યા, ત્યા તેણીને અચાનક પોતાના પ્રિયતમના પ્રિય દર્શન થઈ આવ્યા બને પ્રેમીઓ અવિવાહિત છતા વિવાહિત જેવા દેખાયા પરસ્પરના નયનોમા હાસ્યના અકુરો સ્ફુરી આવ્યા. પ્રેમનું શુદ્ધ સ્વરૂપ ઉભયના હૃદયમા જાગ્રત થઈ આવ્યુ ક્ષણવાર તો રાજકુમારી સ્તબ્ધ થઇ ઉભી રહી પરતુ આ સમાગમ બીજો હતો, એટલે તેણીની લજ્જાની શ્રૃખલા તત્કાળ જરા શિથિલ થઇ હતી, તથાપિ શરમના દબાણથી દબાએલા મૃદુસ્વરથી તેણે રાજકુમારને સ્વાગત કર્યું રાજબાળાને પ્રથમ બોલતા દબાએલી જાણી રાજકુમાર બોલ્યો, "સુદરિ! હવે લજ્જાની પરવા શામાટે રાખો છો? આ આપણા પ્રેમ નાટકનો બીજો પ્રવેશ છે હવે તમારે તમારા કોકિલ કઠનુ માધુર્ય ખીલવવુ જોઇએ." પ્રિયતમ! . એટલુ કહી જરા અચકાણી પણ થોડીવાર પછી તે બોલી, "પ્રેમ એ હૃદયનો પવિત્ર પ્રદેશ છે પ્રેમનુ ચરિત્ર વિચિત્ર છે તે પ્રેમના સુત્રોના પાઠ મારે હજી આપની પાસેથીજ શીખવાના છે મારા હૃદયે મને પ્રેમનુ સ્વાભાવિક શિક્ષણ આપ્યું છે તથાપિ તેનો અનુભવ મેળવવાનુ કામ હજુ આપની પાસેથી શીખવાનુ' છે આપ મારા પ્રેમમાર્ગના શિક્ષણના વિદ્યાગુરૂ છો" આ શબ્દો સાભળી રાજકુમાર

વધારે ખુશી થઈ ગયો. રાજબાલાના ચાતુર્યને માટે ઉંચો અભિપ્રાય બંધાઈ ગયો. તેણે સાનંદાશ્ચર્ય થઈ કહ્યું, "પ્રિયે! તમારા વચનો સાંભળી મને મારા જીવનનું ભવિષ્ય ઊંચું ભાસવા લાગ્યું છે. મારા મનમાં વિલાસની ઈચ્છા શા માટે થાય છે? એ મારાથી હવે સમજાયું છે. આ જગતમાં પુરૂષો પ્રેમની સેવામાં વિલાસના ગુલામ થઈ પડે છે, એ ઘટિતજ છે. સર્વ રસોમાં અધિરાજની પદવી શ્રૃંગાર રસને મળી છે, તે યોગ્યજ થયું છે. જેઓ સાચા પ્રેમની મધુરતા સમજી શકતા નથી, તેઓજ શ્રૃંગારના વિરોધી બને છે. જીવનનું સુખ પ્રેમદાના પ્રેમમાંથીજ મળી શકે છે. પવિત્ર સરળ હૃદયમાં ચડી આવેલ ચિંતાની મેઘઘટા શુદ્ધ પ્રેમના પવનનો ઝપાટો લાગવાથી દુર થઈ જાય છે, એ સર્વ રીતે સત્ય ઠરે છે. રાજબાળા! આજના પ્રસંગમાં તમારા સમાગમથી મને કોઈ અપુર્વ આનંદ ઉપજે છે. તમારા મુખ ઉપર હું કોઈ જુદાજ પ્રકારનો પ્રેમોલ્લાસ જોઉં છું. મને લાગે છે કે, આજ તમારાથી મને કોઈ મહાન્ લાભ મળી સકશે." રાજકુમારના આ વચનો સાંભળી કુસુમશ્રી આનંદમય બની ગઈ. પોતે જે ઈચ્છાથી આજે આવી છે, તે ઈચ્છાનું સ્વરૂપ તેણીએ પોતાના પ્રિયતમમાં અવલોકયું. "રાજકુમાર, પ્રેમશાસ્ત્રના પંડિતો કહે છે. તે આજે પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેઓ કહે છે કે, 'હૃદયનું સાક્ષી હૃદય છે. પ્રેમની સાંકળ સાથે બંધાએલા હૃદયો પોતપોતાના વિચારોને, આશાઓને અને ધારણાઓને પરસ્પર

પ્રતિબિંબિત કરી શકે છે મારા હૃદયની ધારણાનુ પ્રતિબિંબ આપના હૃદયની અંદર પડી ચુકયુ છે આપ મારી પાસેથી લાભની ધારણા રાખો છો, તે સત્ય છે. પ્રેમની પ્રભાવિક દેવીએ મને એવીજ પ્રેરણા કરી છે મારૂ જીવન આપના હાથમા સોપાવાનુ છે, ત્યારે મારા જીવનના લાભો શામાટે ન મેળવવા?" રાજકુમારીએ પોતાની ઈચ્છા પ્રદર્શિત કરતા જણાવ્યુ. કુસુમશ્રીની આ વાણી સાંભળી રાજકુમાર વિમર્શ કરવા લાગ્યો. "હૃદય જે સકલ્પો કરતુ હતુ તે સત્ય થતા જાય છે આવી સૌદર્યની સરિતા અને ચાતુર્યની પેટી મને પ્રાપ્ત થાય છે, એના જેવો બીજો કયો લાભ છે? છતા આ રાજબાળા તરફથી બીજો લાભ મળવાના ઉદ્દગારો નીકળે છે, તો તે કેવા હશે? તેની જીજ્ઞાસા હૃદયને આંદોલિત કર્યા કરે છે, માટે તેનુ સ્પષ્ટીકરણ કરવાની પુરેપુરી આવશ્યકતા છે" આવુ વિચારી વીરસેને પ્રશ્ન કર્યો "રાજકુમારી! તમારા હૃદયના પ્રેમનો મને જે લાભ થવાનો છે, તેના જેવો બીજો કોઇ પણ લાભ હુ ગણતો નથી મારા જીવનમા તમારા સહવાસની શીતળ છાયા મને મળે, તેજ લાભ છે તે છતાં તમારા અને મારા જીવનના સુખને ઉપયોગી જો બીજો કોઈ પણ લાભ હોય તો તે જાણવાને અને મેળવવાને માટે મારા હૃદયમા આતુરતા થાય છે અને તેવીજ તેની જિજ્ઞાસા મારા હૃદયને પ્રેરે છે" રાજકુમારી માનવદના થઈ બોલી, "રાજકુમાર! આપના આ વચનો મારા હૃદયને સુખની વિશેષ ખાત્રી કરી આપે છે. જે લાભ મેળવવાને માટે મારા હૃદ-

યમાં આતુરતા થઇ છે, તે આપણા ઉભયના જીવનમાં ઉપયોગી છે. સાંભળો, હવે અલ્પ સમયમાં મારા પિતાશ્રી મને વિવાહવિધિથી આપની સેવામાં સોંપશે. તે સમયે મારી તરફ અપાર પ્રેમ ધારણ કરનારા પિતાશ્રી આપને કન્યાદાન સાથે ઇચ્છિત વસ્તુ માગવાનું કહેશે, તે વખતે આપ મારા પિતાની પાસેથી ત્રણ વસ્તુઓ માગી લેજો. એક કમળામેલા નામે અશ્વરત્ન, કે જે લાખ યોજન આકાશ માર્ગે ચાલી શકે છે, અને જે ઠેકાણે જવાનું હોય તે ઠેકાણાનું નામ લેવાથી તે અશ્વ તેજ ઠેકાણે લઇ જઇ શકે છે; બીજું કામિતપલંગ કે જેમાં સુવાથી મનવાંછિત પદાર્થો મેળવી શકાય છે અને ત્રીજું વિબુધચુડામણી પોપટ કે જે એક સાચા સલાહકારના જેવો ઉપયોગી છે. એ ત્રણ વસ્તુઓ આપે માગી લેવી. મારા પ્રેમી પિતા આપની એ માગણી કાંઇ પણ આનાકાની કર્યા વગર સ્વીકારશે, એવી મને પ્રતિતી છે; કારણકે, મારા મનની ખાત્રી છે કે, તેઓ મારા પ્રેમ બંધનને લઈને આપની ઇચ્છા પુર્ણ કર્યા વગર રહેશે નહીં."

રાજકુમારીકાના આ વચનો સાંભળી રાજકુમાર વીરસેનનું હૃદય આનંદમય બની ગયું. પોતાને કુસુમશ્રીનો અપૂર્વ વસ્તુઓ સાથે લાભ થશે, એ આશાની શીતળતા તેના હૃદયમાં પથરાઈ ગઇ. ક્ષણવાર પછી તેના હૃદયમાં પાછો એક માન ભરેલો વિચાર પ્રગટ થઈ આવ્યો અને તે વિચારના આવેશથી રાજકુમાર પ્રૌઢ સ્વરે બોલ્યો, "રાજબાલા! તમારી પ્રેમ ભરેલી સૂચનાએ મને અપૂર્વ આનંદ આપ્યો છે.

અને મારા હૃદયમા મહાન્ આશા ઉત્પન્ન કરી છે, તથાપિ મારા મનમા એક શકા ઉત્પન્ન થઇ છે, જે શકાનો પ્રાદુર્ભાવ મને મારા જાતિ–અભિમાનનુ સ્મરણ કરાવે છે. રાજકુમારી ! તમે જાણો છો કે, જગતમા અધમમા અધમ યાચક વૃત્તિ છે બીજાના અતરની ઇચ્છા કે પ્રેમ જાણ્યા વિના યાચના કરવી, એ પોતાનુ ખરૂ નામ ગુમાવ્યા જેવુ છે, કદિ સ્વર્ગીય સુખનો લાભ થતો હોય, તો પણ 'માગવુ' એ નીચમા નીચ કામ છે નીતિશાસ્ત્રમા હલકામાં હલકો યાચક ગણાય છે ભલે ગમે તેટલુ દુ ખ પડે અને ગમે તેવા કષ્ટ ભોગવવા પડે તો પણ સજ્જન પુરૂષે બીજાની પાસે યાચના કરવી નહિ. રાજપુત્રી ? તમે તમારા પિતા પાસેથી જે વસ્તુઓની માગણી કરવાનુ કહો છો, તે વસ્તુ કાઇ સાધારણ નથી પણ એક ચમત્કારી દિવ્ય વસ્તુઓ છે મહાન્ પ્રયત્ન કરી સપાદન કરેલી તમારા પિતાની તે વસ્તુઓને અકસ્માત્ માગી લેવી, એ મોટામા મોટુ સાહસ છે બીજાની ઇષ્ટ વસ્તુઓ ઉપર યાચનાથી પોતાનો હક કરવા પ્રવર્ત્તવું, એ સજ્જનનુ લક્ષણ નથી કદાચ તેની અયોગ્ય યાચનાનો ભ ગ થાય તો પછી સજ્જન યાચકને કેવુ લાગે ? તેનો વિચાર તમે પોતેજ કરી લ્યો યાચનાનો ભ ગ થવો એ મરણ તુલ્ય ગણાય છે " રાજકુમારના આ વચનો સાભળી કુસુમશ્રી નિરાશ થઇ ગઈ. તેણીના હૃદયમા ઉપર ઉપર વિચાર જાળ પથરાઇ ગઇ તથાપિ પોતાને પૂર્ણ પ્રતીતિ હોવાથી તેણીએ જરા ઉચે સ્વરે જણાવ્યુ, "રાજકુમાર !

નિર્ભય રહો. એ શંકાને હૃદયમાં જરાપણ અવકાશ આપશો નહિ. આપની યાચના જુદાજ પ્રકારની છે. મારા પિતા ઉપર જામાતા તરીકેનો આપનો બળવાન્ અધિકાર છે પિતાશ્રી મારા સુખનો ઉત્કર્ષ જોવાને ઇચ્છાવાળા છે. તેમના પ્રેમમંદિરમાં મારી પૂર્ણ પ્રતિષ્ઠા થઇ છે. તેમ વળી તેઓના પ્રેમ અને વાત્સલ્યની વિશ્રાંતિનું સ્થળ હું એકજ છું. માટે આપની યાચનાનો કદિપણ ભંગ થશે નહિ."

રાજકુમારીની આ વાણીએ વીરસેનના હૃદયમાં પાછી આશા ઉત્પન્ન કરી અને ઉત્સાહને પૂર્ણ જાગ્રતિ આપી. તત્કાલ તેના હૃદયમાં નિશ્ચય થયો કે, સર્વ રીતે વિચાર કરતાં ખાત્રી થાય છે કે, મહારાજા મારી યાચનાનો ભંગ કરશે નહીં અને રાજકુમારી કુસુમશ્રીના સૌભાગ્યને પૂરેપૂરો ટેકો મલ્યા વગર રહેશે નહિં.

છેવટે તે બંને પ્રેમી જોડું એ ધારણાની આશાને પલ્લવિત કરી રાજ મહેલમાંથી ઘણીવાર પ્રેમ ગોષ્ટિ કરી પ્રેમના પવિત્ર પ્રવાહમાંજ વહેતું વહેતું જુદું પડી ગયું. પ્રભાકર પણ પોતાના કિરણોનું યૂથ સંકેલતો સંકેલતો ક્ષિતિજમાં અદૃશ્ય થઈ ગયો, સાયંકાળની નોબતોએ રાજદ્વાર ગજાવી મુકયું. છડીદારોએ નેકી પોકારી અને દીપિકાઓની શ્રેણી મહારાજાના સભામંડપમાં સાયંકાળની સલામી આપવાને હાજર થઇ અને ક્ષણવારમાં તો જયધ્વનિથી રાજદ્વાર ધ્વનિમય બની ગયું.

# प्रकरण ४ थुं

## સાગર શેઠનો સંસાર.

धन धनवतां काले तारकं कापि नाशकम् ।
तस्मात्तद्गतं मोहं त्यजन्ति पुरुषोत्तमा ॥१॥

नीतिसार.



ધનવંતોનું ધન કોઇ વખતે તેમને તારનારૂં થાય છે અને તેજ ધન કોઈ વખતે તેમની પાયમાલી કરનારૂં પણ થાય છે તેથી ઉત્તમ પુરૂષો તે ધનનો-મોહ છોડીદે છે "

સમુદ્રના તીર ઉપર એક વિશાળ ગામ વસેલું છે. તે બંદર રૂપે ગણાતું હતું બંદરી વેપારને લઇને તે ગામની વસ્તી સારી સ્થિતિ ભોગવતી હતી, સમુદ્રે પોતાની પુત્રી લક્ષ્મીનો વાસ તેજ સ્થળે કરાવ્યો હોય, તેમ તે ગામમાં માયાના મોજાઓ ઉછળી રહ્યાં હતા ગામની સર્વ વસ્તી ઉપર શ્રીમતાઈની છાયા પ્રસરી રહી હતી

આ સમૃદ્ધિમાન ગામની અંદર સાગર શેઠ નામે એક શ્રીમંત ગૃહસ્થ રહેતો હતો, આ ગૃહસ્થ આર્હત ધર્મનો પાલક ગણાતો હતો, પણ તેના હૃદયમાં એ ધર્મના ઉચ્ચ

સંસ્કારો લાગ્યા ન હતા. જો કે તેના સ્વર્ગવાસી પિતાએ તેને બાલ્યવયથી ધાર્મિક સંસ્કારો આપ્યા હતા, તથાપિ કોઈ પૂર્વ દુષ્કર્મના ઉદયથી એ શ્રીમંત કુપથગામી બની ગયો હતો. લક્ષ્મીના મદની મલિન છાયા તેના બાહ્ય અને આંતર શરીરમાં વ્યાપી રહી હતી. વૈભવના વિલાસો તેના ચંચળ મનને ખેંચી જતા હતા. આથી તે પોતાના શુધ્ધ શ્રાવક ધર્મને ભુલી ગયો હતો. તેની લક્ષ્મીના પ્રવાહો અયોગ્ય માર્ગે વહેતા હતા. વિવિધ વિકારી વિષયો સંપાદન કરવાને માટે તેની ભારે પ્રવૃત્તિ ચાલતી હતી. ટુંકામાં તે સાગરશેઠ આ જગતમાં મરૂભૂમિને વિષે કલ્પવૃક્ષ જેવો પ્રાપ્ત થયેલ દુર્લભ મનુષ્ય ભવવૃથા ગુમાવવાની પ્રવૃતિ કરતો હતો.

આ શ્રીમાન શેઠને ગૃહમાં ઉત્તમ પત્ની પ્રાપ્ત થઇ હતી તે જેવી સૌંદર્યવાન હતી, તેવીજ સદગુણી હતી. તેણીના હૃદયમાં આર્હંત ધર્મના પવિત્ર આચારો અને વિચારોએ વાસ કર્યો હતો. સર્વ કેલવણીરૂપ કલ્પલતાની છાયામાં તે ઉછરી હતી. તેને માટે કવિઓ નીચેના પદ્યથી તેણીનું વર્ણન કરતા હતા.

सुशिक्षिता सुगुणिनी धर्मवृत्तिविलासिनी।
सती सद्बोध शोभाढया श्राद्धा श्रावकसुन्दरी ॥१॥

સારા શિક્ષણને પામેલી, સારા ગુણવાળી ધાર્મિક વૃત્તિમાંજ વિલાસ કરનારી અને સદ્બોધની શોભાથી ભરપુર

એવી સાગરશેઠની પત્ની ખરેખરી સતી શ્રાવિકા હતી. ૧

આ પવિત્ર શ્રાવિકાનું નામ શ્રીમતી હતુ શ્રીમતી ખરે ખરી શ્રીમતી હતી. તે સર્વદા પોતાના સદ્ગુણોનો પ્રકાશ પાડી સાગરશેઠના ગૃહરાજ્યને દીપાવતી હતી. અને આખા ગામમા એક ધર્મિણી શ્રાવિકા તરીકે ઓલખાતી હતી. તથાપિ એ સાગર શેઠને યોગ્ય ન હતી શેઠ વિષયી ,અને લપટ હતો. તેથી તેઓનુ દાંપત્ય સર્વથા સુખમય બન્યુ ન હતુ. વાચનાર! આ પ્રસંગમાથી તારે બોધ લેવાનો છે. સ્રી પુરૂષના પ્રેમના સ્વરૂપનુ યથાર્થ ભાન યોગ્ય દાંપત્યમાજે થાય છે જ્યારે યથાર્થ—ખરૂ દાંપત્ય પ્રગટે છે, ત્યારેજ માનવ જાતિની બરાબર ઉન્નતિ થઇ શકે છે. પ્રજાના વાસ્તવ ઉદય માટે પતિપત્નીના યોગ્ય જોડા લગ્નની પવિત્ર ગાંઠથી બધાવા જોઇએ સ્રી પુરૂષના શરીર, તેમની ઇચ્છાઓ અને લાગણીઓ તથા સમાજ વ્યવસ્થામા તેમને કયો ભાગ લેવાનો છે તેપર દૃષ્ટિ રાખીને લગ્નનો નિશ્ચય કરવો જોઇએ જ્યા આવા વિચારો કરવામા આવતા નથી, ત્યા સંસાર સુખનો આનંદ શી રીતે પ્રાપ્ત થાય? પૂર્વકાલે લગ્ન ક્રિયાને માટે બહુ ધ્યાનનો સંબધ એ યાવજ્જીવિત સુખ સાધનનો સમય તે, એમ પ્રાચિન આર્ય પ્રજા સમજતી હતી તથાપિ કોઇ વખતે દુર્દૈવને લઇને સાગરશેઠ અને શ્રીમતીના જેવુ અયોગ્ય દાંપત્ય થઈ આવતુ. પરંતુ તેવુ દાંપત્ય તત્કાલ નિંદાને પાત્ર બની જતુ હતું.

સાગરશેઠ અને શ્રીમતીની વચ્ચે સર્વ કુસંપ રહેતો કારણ કે, સાગરશેઠ લક્ષ્મીના વિલાસને લઈને વિષયી બની ગયો હતો. તેના મનને વિષયવાસનાએ જીતેલ હોવાથી તે સારાસાર કે કૃત્યાકૃત્યનો વિચાર કરતો નહિ. શ્રીમતી શુદ્ધ પવિત્રતા અને સદાચારિણી હતી, તેથી તે પોતાના કાર્યો કર્યા કરતી, તથાપિ સાગરશેઠના મલિન હૃદયમાં એ વનિતાની વાત રૂચિકર લાગતી નહીં. ઘણીવાર તે સ્વચ્છંદી શેઠ શેઠાણીનો તુચ્છકાર કરતો અને તેણીનું ઘણું અપમાન કરી તેણીને ધમકાવતો હતો. સુજ્ઞ શેઠાણી પોતાના શાંત સ્વભાવને લઈને તે સહન કરતી, અને કોઇ કોઈવાર હૃદયમાં પરિતાપ પણ પામતી તથાપિ તે પતિ ભક્તિમાં જરાપણ શિથિલ થતી નહી સાગરશેઠની આસપાસ અવિચારી મિત્રોનો પરિવાર જામ્યો રહેતો અને તે શેઠને નવા નવા વ્યસનમાં ચોજતો હતો.

કુસંગ એ મનુષ્યને મહાન્ હાનિકર્ત્તા થઇ પડે છે. કુસંગને લઇને અનેક દુર્ગુણો એકઠા થયા કરે છે અને તે ઉચ્ચ વિચારોનું બળ તદન નિર્મૂલ કરી નાંખે છે. આ સંસાર સાગરમાં જીવનનું વાહાણ જ્યારે કુસંગની ખડક સાથે અથડાય છે, ત્યારે તેની ઘણીજ વિપરીત દશા થઇ આવે છે. એ ઉપયોગી વાહાણ આ મહાસાગરમાં પડી બચાવી શકતું નથી. કુસંગ રૂપી ખડકની સાથે અથડાએલા એ વાહાણમાં અનેક દ્વારથી છિદ્રો પડી આવે છે, પછી તેમાંથી સર્વ પ્રકારનું બળ રૂપી જળ વહી જાય છે. અને હજારો દ્વારથી

તેમા નિર્મલતાનો પ્રવેશ થાય છે સાગરશેઠની બાબતમા પણ તેમજ બન્યુ હતું. કુસગને લઇને તે સમ્યકૃત્વથી દૂર થઇ ગયો હતો, મિથ્યાત્વના મહાસાગરમા ડુબી ગયો હતો, આશ્રવનો મહામાર્ગ તેણે સ્વીકાર્યો હતો. અને તેનુ આર્હત ધર્મનુ પ્રભાવિક તેજ તદન અસત થઇ ગયુ હતુ.

એક વખતે પ્રાત કાળનો સમય હતો વૃક્ષોમાથી પક્ષીઓ જાગ્રત થઇ પ્રભાત ગીત ગાતા હોય, તેવા દેખાતા હતા પૂર્વ દિશાએ અરૂણને ઉત્સગમા લીધો હતો આ વખતે શ્રીમતી જાગ્રત થઇ નિત્ય કર્મ કરી મેહેલના એકાત સ્થળે બેશી સામાયિક કરતી હતી તે સમયે સ્વાધ્યાય ધ્યાન કરતી તે રમણીએ પોતાની મનોવૃત્તિને આર્હત તત્વની ઉપાસનામા તલ્લીન બનાવી દીધી હતી તેણીની સામાયિક ક્રિયા પૂર્ણ થઇ, તથાપિ હજુ સાગરશેઠ પલગ ઉપરજ પડયો હતો નિદ્રાના ઘોર સ્વરૂપનો તે પૂર્ણ આનદ લેતો હતો શ્રીમતી તેની પાસે આવી પતિની નિદ્રા દેવીમા તલ્લીનતા જોઇ તેણીના હૃદયમા અત્યત પરિતાપ થવા લાગ્યો તે રમણી પતિની જાગ્રત અવસ્થા જોવાને ઇચ્છતી હતી દેવ, ગુરૂ અને ધર્મની ઉપાસના કરવાને સમયે આમ નિદ્રા સેવવી, એ તેણીને અત્યત અયોગ્ય લાગ્યુ, તથાપિ પતિની નિદ્રાનો ભગ કરવાની હીંમત તેણીએ કરી નહીં તે વખતે તેણીએ પોતાના મનમા આ પ્રમાણે ચિતવવા માડયું, "અરે! આ આત્મા શુ આવીજ સ્થિતિમાજ રહેવાનો આ મનુષ્યજીવન શુ આવી રીતે વૃથા જવાનુ! આ શેઠ પોતાના જીવનની

કીંમત શું નહીં સમજે ! આર્યદેશ, ઉત્તમકુળ, નીરોગી શરીર અને પરિપૂર્ણ વૈભવ–આવી સર્વ સામગ્રી મળ્યાં છતાં શું તે આમ પ્રમાદ અને વ્યસનથીજ પોતાનું જીવન ગુમાવી દેશે !" આ પ્રમાણે શ્રીમતી સાગરશેઠની સુખશય્યા આગળ ઉભી રહી વિચાર કરતી હતી, તેવામાં સાગરશેઠ જાગ્રત થઇ ગયો. તેણે અર્ધમીલિત દ્રષ્ટિએ અવલોક્યું, ત્યાં પોતાની પત્નીને આગળ ઉભેલી જોઇ. તરતજ તે ક્રોધાતુર થઇ બોલ્યો, "શા માટે મને જગાડયો ? મારી આનંદમય ગાઢ નિદ્રામાં તેં શામાટે અંતરાય કર્યો ?" શેઠના આ પ્રશ્નો સાંભળી શ્રીમતી નમ્રતાથી બોલી, "સ્વામી ! ક્ષમા કરો. મેં આપને જગાડયા નથી. હું માત્ર પ્રાતઃકાળમાં સ્વામીનું પવિત્ર દર્શન કરવાને સજ્જ થઇ ઉભી રહી. આપને નિદ્રાના આનંદમાં અંતરાય થાય, એવું મેં કાંઈ પણ કર્યું નથી. તે છતાં આપ મને ક્ષમાદાન આપશો." શ્રીમતીના આવા નમ્રતા ભરેલા શબ્દો સાંભળી સાગરશેઠનો ક્રોધાવેશ જરા શાંત થઈ ગયો. પછી તેણે આજ્ઞા કરીને "કોઈ સેવકને બોલાવ્યો," એટલે શ્રીમતીએ કહ્યું, "સ્વામી ! હું પોતેજ આપનો સેવક છું. પ્રત્યેક સ્ત્રીએ સેવકધર્મ સાચવવાનો છે. સહસ્ર સેવકો છતાં પણ પતિની સેવા તો સ્ત્રીએ જાતેજ કરવાની છે. કહો શી આજ્ઞા છે ?" મારે જે કામ છે, તે તારાથી થઈ શકે તેમ નથી. તેને માટે તો નોકરનીજ અપેક્ષા છે. તું મારી ખુશામત કરવાને શામાટે આવી છું ? કોઈ બીજા નોકરને બોલાવ્યા." શેઠે ક્રોધના આવેશથી જણા-

વ્યું. "સ્વામિનાથ એવુ શુ કામ છે? આપને જે કાંઈ કામ હશે, તે હુ જાતેજ કરીશ" શ્રીમતીએ પોતાના મનની પતિભક્તિ દર્શાવતા કહ્યુ. શ્રીમતીના આ વચન સાભળી સાગરશેઠે કહ્યુ, "મારી ઈચ્છા પ્રમાણે તારાથી કામ થઈ શકે તેમ નથી મારે અત્યારે મારા મિત્રોને બોલાવવા છે. તેઓ આવે એટલે તેમની સાથે વાર્ત્તાગોષ્ટી કરતા દાતણ પાણી કરવા છે પછી સાથે બેસી નાસ્તો લેવાનો છે તે દરમીયાન વારાગનાઓને બોલાવી મધુર ગાયન સાભળવુ છે અને તે સુદરીઓને ઇનામો આપવાના છે અને તે પછી સ્વાદિષ્ટ મેવા મગાવી તે રમણીઓને તૃપ્ત કરવી છે, એ કામ તારાથી શી રીતે બની શકે?" સાગરશેઠના આ વચનો સાભળી શ્રીમતી સ્તબ્ધ બની ગઇ તથાપિ ક્ષણવારે તેણીએ હીંમતથી જણાવ્યુ, "સ્વામિનાથ, આ પ્રભાતનો સમય છે આ સમયે ગૃહસ્થે ધાર્મિક કાર્ય કરવા જોઇએ દેવ, ગુરૂ અને ધર્મની યથાર્થ સેવા કરવાનો આજ સમય છે આપ શ્રાવક છો, દયાધર્મના પ્રતિપાલક છો, મન, વચન અને કાયાની શુદ્ધિથી શ્રી વિતરાગ પ્રભુની પૂજા કરો શુદ્ધ હૃદયથી સામાયિક લઇ સ્વાધ્યાય-ધ્યાન કરો ઉપાશ્રયની પવિત્ર ભૂમિમા જઈ ગુરૂના મુખથી ઉપદેશ વાણી સાભળો પચપરમેષ્ઠિમય નવકાર મત્રનો જપ કરો નિરાશ્રિત મનુષ્યોને દાન આપો અશરણને શરણ આપો, વિદ્યાર્થીઓને જ્ઞાનના સાધનોના દાન આપો ભુખ્યાને ભોજન કરાવો અને ચતુર્વિધ સઘની સેવા ભક્તિ કરો. આ પ્રાપ્ત થયેલ સર્વો

ત્તમ જૈન જીવનને શા માટે વૃથા ગુમાવો છો ?" શ્રીમતીના આ વચનો સાગરશેઠને કર્ણકટુ લાગ્યાં. તેના મલિન હૃદયમાં ક્રોધ કષાયનો ઉદય થઇ આવ્યો. તત્કાળ ક્રોધના આવેશથી તેણે ઉંચે સ્વરે જણાવ્યું, "અરે અધમ સ્ત્રી! શું તું મને સમજાવવા આવી છે? મારા જેવા ઉંચા વિચારના શ્રીમંતને તું શું સમજાવવાની હતી. મારે ધર્મની જરૂર નથી. મને સદ્‍ભાગ્યે જે આ વૈભવ વિલાસ મળ્યા છે, તેનો મારે ઉપયોગ કરવાનો છે. ખાન પાન, મોજ મજાહ, અને એશ આરામ ભોગવવા એજ લક્ષ્મીનો ઉપયોગ છે. તારે મને કોઇ દિવસ ધર્મ સંબંધી કહેવું નહિ. જો તું મારી આજ્ઞા પ્રમાણે ચાલશે નહી તો હું તારો ત્યાગ કરીશ અને તારે ઠેકાણે બીજી નવીન વિલાસીનીને સ્થાપિત કરીશ." સાગરશેઠના આ વચનો સાંભળી શ્રીમતી ગ્લાન વદના થઇ ચાલી ગઈ. અને સાગરશેઠે પોતાના બીજા સેવકને આજ્ઞા કરી પોતાના વિલાસી મિત્રોની ટોળી એકઠી કરી અને ખાનપાન તથા સંગીતનો આનંદ લેવાને તે કુમિત્રોના મંડળની વચ્ચે ઉચ્ચ આસન પર બેઠો.

વાંચનાર! આ સાગરશેઠનો પ્રસંગ આ વાર્તામાં આગળ ઉપયોગી હોવાથી અહિં આવ્યો છે. તે ધ્યાનમાં રાખજે અને લક્ષ્મીનો દુરૂપયોગ કરનારાઓની અને કુમાર્ગે ચાલનારાઓની શી સ્થિતિ થાય છે, તે અવલોકજે. પ્રાપ્ત થયેલું ધન માણસને નાશ કરનારૂં કેવી રીતે બને છે, તેનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત તારા હૃદયમાં સ્થાપિત કરજે.

# प्रकरण ५ मुं.

## અચાનક શૂન્ય નગરમાં.



" સપ્ત ભૂમિ દીસે માળીયાંરે લાલ;
સુંદર હાટની ઓળ. મન મો૦
ગોખ ચિહુ દિશે શોભતા હો લાલ,
અનુપમ નગરની ખોળ, મન મો૦ ક્રુ ૧૨
ઠામ ઠામે દીસે દીર્ઘિકા હો લાલ,
સ્ફટિક સોપાન ઝળકંત, મન મો૦
શીતળ જળ ભર્યાં નિર્મળા હો લાલ,
પણ હાલા કોઇ ન દિસન્ત, મન મો૦ કુ૦ ૧૨

મુનિશ્રી ગંગવિજય



એક મનોહર ઉદ્યાન ખીલી રહ્યું છે તેની આસપાસ અનેક વૃક્ષો અને લતાઓના પુષ્પો પવનની લહેર સાથે ક્રીડા કરી રહ્યા છે કમળો સૂર્યના કિરણોના સ્પર્શથી હસે છે વૃક્ષોની ઘટાથી છવાએલો માર્ગ અંધકારમય બની રહ્યો છે વિવિધ પક્ષીઓએ પોતપોતાના મધુર ધ્વનીઓથી સર્વ પ્રદેશો ગજાવી મૂક્યા છે કોઇ કોઇ ઠેકાણે જળની નાની નાની નીકો ઝરઝર શબ્દ કરતી વહ્યા

કરે છે. કુદ્રતે પોતાનું સૌંદર્ય તેની આસપાસ પ્રકાશિત કરી દીધું છે.

આ સમયે કોઇ એક નવીન દંપતિ આ ઉદ્યાનના મધ્યે આવી હાજર થયા છે. તેઓ ઉદ્યાનની વિસ્મયકારી શોભા અવલોકી આશ્ચર્યમગ્ન બની ગયા છે. પૂર્વે નહીં જોયેલા આ નવીન મનોહર ઉદ્યાન જોતાંજ તેઓ વિચારમાં પડી ગયા હતા. તેમની પાસે ચમત્કારી અશ્વ ઉભો ઉભો પોતાના સ્વામીની ઇચ્છા જાણવા આતુર થતો હતો. તેમની પાસે એક પક્ષી ચાતુર્યની ચંચળતા દર્શાવવા ઉત્સુક થઇ રહ્યું હતું.

વાંચનાર, તમારા હૃદયમાં આ ચમત્કારી પ્રસંગ જાણુવાની ઇચ્છા થઇ આવી હશે. તમારી જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે આ પ્રસંગનું સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે.

મહારાજા રણધવળે પોતાની પુત્રી કુસુમશ્રીને કનકશાળ નગરના રાજકુમાર વીરસેનની સાથે રત્નવતી નગરીમાં પરણાવી હતી. રાજકુમારીના વાત્સલ્યને લઇને અંગદેશના મહારાજા રણધવળે મોટી ધામધૂમથી તેનો વિવાહોત્સવ કર્યો હતો. તે મંગલકારી પ્રસંગે રત્નવતી નગરીએ અમરાવતીની શોભા ધારણ કરી હતી. રાજકન્યાના પાણિગ્રહણ વખતે મહારાજાએ જ્યારે ઉદારતાથી પોતાના જામાતાને ઇચ્છાનુસાર માગી લેવાનું કહ્યું, ત્યારે પ્રથમ કરેલા સંકેત પ્રમાણે રાજકુમારે કમળામેલ અશ્વ, કામિતપલંગ અને વિબુધચુડામણિ પોપટ—એ ત્રણ ચમત્કારી રત્નોની માગણી કરી હતી. તે ચમત્કારી વસ્તુઓની માગણી મહારાજા રણધવળને

રૂચિકર થઇ નહીં જો કે તે મહારાજા ઉદારતાથી દાનવીર ગણાતો હતો; પરંતુ પોતાની તે ચમત્કારી વસ્તુઓ આપી દેવા તેનું હૃદય સંકોચાયુ હતુ ક્ષણવાર હૃદય ખિન્ન થયુ, પણ આખરે રાજકુમારીના અપાર પ્રેમને લઇને તેણે પોતાના જામાતાને કન્યાદાનની સાથે એ ત્રણે દિવ્ય વસ્તુનુ દાન કર્યું હતું વિવાહોત્સવ સમાપ્ત થયા પછી રાજકુમારી કુસુમશ્રીને સાથે લઇ રાજકુમાર વીરસેન મોટા પરિવાર સાથે પોતાની રાજધાની તરફ રવાને થયો રાણી રત્નવતી અને રાજા રણધવળ પોતાની વહાલી પુત્રી કુસુમશ્રીને કેટલોએક સુબોધ આપી પતિગૃહ તરફ વોળાવી રાજકુમાર વીરસેન સહગુણી સુંદરીને લઇ માર્ગે ચાલ્યો કેટલેક દુર ગયા પછી તે નવદંપતિના હૃદયમા પ્રાપ્ત કરેલા દિવ્ય ત્રણ રત્નોની પરીક્ષા કરવાનો વિચાર થયો તત્કાળ વીરસેને બીજા પરિવારને પોતાની રાજધાની તરફ જવાની આજ્ઞા આપી અને પોતે પ્રિય રમણીની સાથે કામિત પલગ અને વિબુધચૂડામણિ શુકપક્ષીને લઈ કમળામેલા અશ્વ ઉપર આરૂઢ થઈ પોતાની રાજધાનીમા ત્વરા પોહોચવાને આગળ ચાલ્યો હતો તે અશ્વ તેમને લઇ અહિ મનોહર ઉદ્યાનમા આવી ઉભો છે જે વાચનારાઓને વિદિત છે.

આ મનોહર ઉદ્યાનમા જે દંપતિ આવ્યા છે જે રાજકુમાર વીરસેન અને કુસુમશ્રી છે તેની આગળ જે અશ્વ ઉભો છે, તે કમળામેલા અશ્વ છે અને જે ચતુર પક્ષી ત્યા હાજર છે, તે વિબુધચૂડામણિ નામે શુકરાજ છે

રાજકુમાર વીરસેન પોતાની રાજધાની કનકશાળ નગરના ઉદ્યાનમાં આવવાની કલ્પનામાં હતો પરંતુ તેને બદલે તે કોઇ નવીન અને અજાણ્યા ઉદ્યાનમાં આવી ચઢયો છે તેથી તેના હૃદયમાં આશ્ચર્ય ઉત્પન્ન થઇ આવ્યું. તે ચતુર રાજકુમારે ચિંતવ્યું કે, આ કોઇ નિર્જન ઉદ્યાન દેખાય છે કોઇ પણ મનુષ્ય અહિં દૃષ્ટિ માર્ગે આવતું નથી. શું આ અશ્વની દિવ્ય અને ચમત્કારી શક્તિમાં કાંઇ ખામી તો નહી હોય, નહી તો કનકશાળ નગરને બદલે આ નિર્જન ઉદ્યાનમાં શી રીતે અવાય ?"

આ પ્રમાણે ચિંતવી વીરસેને કુસુમશ્રીને કહ્યું, "પ્રિયે ! આ કનકશાળ નગરનું ઉદ્યાન નહીં પણ કોઈ અજાણ્યું નિર્જન વન છે. આ અવિચારી અશ્વે, આપણને ભુલાવ્યા છે. તેં આ ચમત્કારી અશ્વની જે પ્રશંસા કરી હતી, તે તદ્દન ખોટી પડી છે. સુંદરી ! જુવો, આ પેલી તરફ કોઈ મોટું નગર દેખાય છે, તે પણ જાણે નિર્જન હોય તેવું માલમ પડે છે, કોઇપણ મનુષ્ય એ માર્ગે દેખાતું નથી. નગરની રમણીયતા સારી લાગે છે તેની વચ્ચે રમણીય મેહેલો આકાશ સાથે વાતો કરે છે. પેલો તેનો કિલ્લો કાંગરા અને કોઠાની શોભાથી કેવો મનોહર દેખાય છે ? આવા સુંદર નગરમાં પણ કોઇ વસ્તી નથી, એ આશ્ચર્યની વાત છે." રાજકુમારના આ વચન સાંભળી કુસુમશ્રી બોલી, "પ્રાણનાથ ! મને પણ આશ્ચર્ય લાગે છે. આ ચમત્કારી અશ્વ ભુલો પડે, એ તદ્દન અસંભવિત છે. આમાં કાંઇપણ કારણ બનેલું હોવું જોઇએ."

રાજકુમારે અશ્વની સામે દ્રષ્ટિ કરી ક્રોધાવેશથી જણાવ્યું, 'અરે અજ્ઞાની અશ્વ! આ તેં શું કર્યું? તું ખરેખર પાતકી લાગે છે. મારા રત્નકશાળ નગરને બદલે તું અમોને અહિં કેમ લાવ્યો? તેં ખરેખર વિશ્વાસઘાત કર્યો છે. તારા વિશ્વાસ ઉપર અમોએ અમારા પરિવારનો ત્યાગ કર્યો, અને આખરે તેં તારી પશુ જાતિનું સ્વરૂપ બતાવી આપ્યું." રાજકુમારના હૃદયમા ક્રોધનો આવેગ જોઈ શુકરાજ બોલી ઉઠ્યો "રાજપુત્ર, વૃથા રોષ કરો નહીં આ ચતુર અશ્વ ભુલ્યો નથી, પણ તમેજ ભુલ્યા છો સુજ્ઞ મનુષ્યો પ્રથમ પોતાના દોષ જુએ છે તેઓ નિરપરાધીને સત્વર સાપરાધી કરતા નથી જેઓ પોતાના દોષની જવાબદારી બીજાના શીરે નાખવા ચાહે છે, તેઓ દુર્બળ બુદ્ધિના મનુષ્યો જણાય છે સ્વદોષનો વિચાર કર્યા વગર એકદમ બીજાને અપરાધી બનાવવા, એ ભયકર સાહસ મનાય છે એ બહુજ શોચનીય અને દુઃખદાયક ઘટના કહેવાય છે, નીતિશાસ્ત્ર લખે છે કે, "પોતાના દોષો માટે બીજાને બદનામ ન કરો પોતેજ હિંમત અને ધૈર્ય રાખીને તે માટેની બધી જવાબદારી પોતાના શિરેજ લઈ લેવા જેટલી માનસિક દઢતા પોતાના અંગમાં લાવવાનો પ્રયત્ન કરો પોતાના કર્ત્તવ્ય માટે યોગ્ય અને પુરૂષાર્થ ભરેલો વિશ્વાસ પોતાના હૃદયમા ઉત્પન્ન કરો રાજપુત્ર! તમે સુજ્ઞ થઈને આ નીતિના સિદ્ધાંતો ભુલી જાઓ છો અને આ નિરપરાધી અશ્વને સાપરાધી બનાવો છો." વિબુધચૂડામણિ શુકરાજના આ વ

ચનો સાંભળી વીરસેન સાનંદાશ્ચર્ય બની ગયો. તત્કાળ તેણે સાશ્ચર્યવદને કહ્યું, "અરે શુકરાજ, તું શું કહે છે ? શું હું પોતેજ ભુલ્યો છું. શું આ અશ્વ તદન નિરપરાધી છે? મારાં હૃદયમાં આ વિષે મહાન સંદેહ ઉત્પન્ન થાય છે. મારૂં હૃદય આ વિષે ખરેખરા નિર્ણયની અપેક્ષા રાખે છે." ચતુર પક્ષી બોલી ઉઠયો, "રાજપુત્ર, મારે કહેવું જોઇએ કે, તમે તદન ભુલી ગયા છો. એ ભુલને લઇનેજ તમારૂં હૃદય આ વિષે આગ્રહી બની ગયું છે. સાંભળો, જ્યારે તમે આ ચમત્કારી અશ્વ ઉપર આરૂઢ થઈ તેને લઇ ચાલવાની આજ્ઞા આપી ત્યારે તમારા મુખમાંથી કનકશાળ નગરીના ઉદ્યાનને બદલે કુસુમપુરીના ઉદ્યાનનું નામ બોલાઇ ગયું હતું. કોઇ આવેશ કે આતુરતાને લઇને તમારી ધારણા પ્રમાણે તેવો વાગ્ ઉચ્ચાર થયો હતો, તેથીજ ચમત્કારી અશ્વ તે પ્રમાણે તમને અહિં લાવ્યો છે. આ ઉદ્યાન કુસુમપુરીનું છે અને જે પેલી દેખાય છે, તે કુસુમપુરી દેખાય છે. આ સુંદર નગરી નિર્જન બની ગઇ છે તથાપિ તેની રમણીયતા આબાદ રહી છે તે પ્રત્યેક મુસાફરને જોવા યોગ્ય છે."

શુકરાજના આ વચન સાંભળી રાજકુમાર વીરસેન ચકિત થઈ ગયો. તેના સુજ્ઞ હૃદયમાં નિરપરાધી અશ્વને માટે પશ્ચાતાપ થવા લાગ્યો. તરતજ તેને પોતાનો દોષ સૂઝી આવ્યો. તરતજ તેણે અશ્વને ઉદ્દેશીને કહ્યું, "અશ્વરાજ, મને ક્ષમા આપજે. હું ભ્રમણામાં ભૂલી ગયો હતો. કોઇ કોઇ વાર મનુષ્ય મનોવિકારને વશ થઇ એવી તો મોટી

ભૂલ કરે છે કે જે એક તિર્યંચ જાતિ પણ ન કરે કોઈવાર પાશવ વૃત્તિ પણ માનવ વૃત્તિથી ચડી જાય છે. માણસ એ મોટામા મોટો દોષ છે તેમાંથીજ અવિચારનો જન્મ થાય છે એ અવિચારની પ્રેરણાથી મનુષ્ય બીજાઓની નિંદા કરવામા કિંવા બીજાઓને ધિક્કારવામા પોતાની ઉચ્ચ શક્તિઓનો વ્યર્થ વ્યય કરી નાખે છે ધર્મ અને નીતિ બોધે છે કે, "માણસ અવિચારથી જે બીજાઓની ટીકા કરે છે અને દોષદ્રષ્ટિથી નિંદા કરે છે, તે પોતાની હલકાઈ પ્રગટ કરે છે" હે દિવ્ય અશ્વ! મે પણ તારી પ્રત્યે એવુજ વર્ત્તન કર્યું છે મને સર્વ રીતે ક્ષમા આપજે"

વીરસેને આ પ્રમાણે કહી પોતાની પ્રિયા કુસુમશ્રીને કહ્યુ, "હે વલ્લભે! આ શુકરાજના વચનોએ મને ઉપકૃત કર્યો છે મને ખાત્રી થાય છે કે, આ પત્નિરત્નનો યોગ મને મારા જીવનમા ખરેખર ઉપયોગી થઈ પડશે. આવા રત્નો મેળવનાને જે હુ ભાગ્યશાળી થયો છુ, તે તાજેજ પ્રમાણ છે 'રત્નથી રત્નનો યોગ થાય છે' એ કહેવત આજે સત્ય થઈ છે તારા જેવા સ્ત્રીરત્નના યોગને લઈને મને આ ચમત્કારી ત્રણ રત્નો મળ્યા છે મને ખાત્રી થાય છે કે, આ રત્નોના પ્રભાવથી આ મર્ત્ય લોકના જીવનના પણ હુ સ્વર્ગીય આનંદમય જીવનનો અનુભવ કરી શકીશ. અને હુ મારા સત્કર્મોના ફળોનો આસ્વાદ આજ લોકમા લઇ શકીશ"

આટલું કહી રાજકુમારે વિશેષમાં જણાવ્યું કે, "પ્રિયે ! આ શુકરાજે કહેલી કુસુમપુરી કે જે આવી રમણીય છતાં નિર્જન થઇ પડેલી છે, તે જોવાને મારા મનમાં કૌતુક ઉત્પન્ન થાય છે. આ નગરીના ગગનચુંબી ભુવનો, તેની આસપાસ વીંટાઇને રહેલો તેનો મનોહર કિલ્લો અને તેના ચોટા તથા ચોકની રમણીયતા મારા હૃદયને આકર્ષે છે. અને આવી મનોહર નગરી શૂન્ય થવાનુ શું કારણ હશે, એવી જીજ્ઞાસા મારા ચિત્તને આકુળ વ્યાકુળ બનાવી દે છે. તે મારી ઉત્કંઠા અને ઇચ્છા પૂર્ણ કરવાને હું તે સ્થળે જાઉં છું. હું પાછો આવું, ત્યાં સુધી તમે આ ઉદ્યાનમાં રહેજો અને દિવ્ય અને ચમત્કારી રત્નોનું રક્ષણ કરજો. આ ઉપકારી અને ઉપયોગી અશ્વને તૃણ તથા જળથી તૃપ્ત કરજો, તેમજ આ પંડિત પક્ષીરાજને ઉદ્યાનના મધુર ફળોનો સ્વાદ કરાવજો."

વીરસેનના આ વચન સાંભળી કુસુમશ્રી ક્ષણવાર વિચારમાં તો પડી પણ આખરે તેણીએ પોતાના પતિની તે તીવ્ર ઇચ્છા પૂર્ણ કરવાને સંમતિ આપી. અને પોતાના ચમત્કારીક અશ્વ ઉપર આરૂઢ થઇ જવાની પ્રાર્થના કરી.

પછી વીરસેન પ્રિયાની રજા લઇ અશ્વારૂઢ થઇ કુસુમપુરીમાં આવ્યો. મનોહર નગરીના મુખ્ય દ્વારમાં પ્રવેશ કરતાંજ નગરીની અનુપમ શોભા તેની દ્રષ્ટિએ પડી. ત્યાં સુંદર અને ઉંચા પ્રાસાદોની શ્રેણી હારબંધ રહેલી હતી. નવરંગિત વિમાનોના જેવી હવેલીઓની અગાશીઓ અંતરીક્ષમાં આવી રહેલી હતી. સ્થાને સ્થાને ગૃહવાટિકાઓ, અને વાપિકાઓ

સ્ફટિકમણીના સોપાનથી સુશોભિત દેખાતી હતી કનકના કળશથી સુશોભિત એવા પ્રાસાદોની ઉપર ધ્વજા અને પતાકાઓ ફરકતી હતી નગરીની આસપાસ શીતળ અને સ્વચ્છ જળવાળા જળાશયો કમળાકરથી અલંકૃત થયેલા હતા પુષ્પરસના પાનથી મસ્ત થયેલા મધુકરો મધુર ગુંજારવ કરી રહ્યા હતા વિવિધ જાતના પક્ષીઓ, મધુર નાદ કરી શ્રવણેન્દ્રિયને આનંદ આપતા હતા રસ્તાઓમા ફરતા શ્વાન અને માર્જારો વસ્તીની શૂન્યતાથી જાણે શોકાતુર હોય તેવા દેખાતા હતા.

આ સુંદર નગરીનુ અવલોકન કરતાજ વીરસેનના હૃદયમા શૂન્યતા પ્રસરી ગઇ અને તેના કારણની જીજ્ઞાસાથી અનેક તર્ક-વિતર્ક થવા લાગ્યા તેણે નગરીના સર્વ પ્રદેશમા ફરી પ્રત્યેક સ્થળ અવલોકયા અને આવી રમણીય નગરીની શૂન્યતાને માટે હૃદયને ક્ષણવાર શોકાતુર કર્યું.

ચિરકાળ નગરીની શુન્ય રમણીયતા જોઇ હર્ષ અને શોકથી યુક્ત થયેલો વીરસેન સાયકાલે પાછો ફર્યો અને જ્યા કુસુમસુંદરી અને શુકપક્ષી રાહ જોઇ રહ્યા હતા. તે ઉદ્યાનમા આવી પહોચ્યો. કાન્તનુ વદનકમળ જોઈ કાન્તા ખુશી થઇ ગઇ અને શુકરાજ પણ પોતાના સ્વામીને અવલોકી આનંદિત થઈ ગયો. આ સમયે સૂર્ય ક્ષિતિજમા અસ્ત થવા આવ્યો હતો નિશારૂપી નટી અંધકારની ઓઢણી ઓઢી અને તારાઓનો શણગાર સજી જગતની રંગ ભૂમિ ઉપર નૃત્ય કરવાને બાહેર આવવા લાગી. આ સમયે તે ચતુર પક્ષીએ ભવિષ્ય વિચારી પોતાના સ્વામીને આ પ્રમાણે સૂ

ચવ્યું. "રાજકુમાર! આ નિશાનો સમય મને વિઘ્ન ભરેલો લાગે છે તે સમયે આ અમૂલ્ય રત્નોનું હરણ થવાની શંકા રહે છે; તેથી આપણે ચેતતા રહેવાનું છે. જો આ વિઘ્નકારક સ્થળ છોડી દેવામાં આવ્યું હોતતો વધારે સારૂં હતું." પક્ષીરાજના આ વચનો સાંભળી રાજકુમાર વીરત્વ દર્શાવતો બોલ્યો, "પક્ષીરાજ! એવી ચિંતા રાખશો નહિ. હું વીરપુત્ર છું મારી રક્ષા નીચે રહેલા રત્નો લેવાને કોણ હીંમત કરી શકશે? સિંહના પંજામાંથી શીકાર લેવો મુસ્કેલ છે. ભય, ધાસ્તી, શંકા અને ચિંતાને સુપુરૂષોના હૃદયમાં સ્થાન મળતુંજ નથી." રાજકુમારનું વીરત્વ અને સાહસ જોઇ હૃદયમાં આનંદિત થતો તે વિબુધચૂડામણિ બોલ્યો, "રાજ વીર! આપના હીંમત ભરેલા વચનો સાંભળી હું ખુશી થયો છું. પરંતુ આપણે સાવચેત તો રહેવું જોઇએ, કારણ કે, પ્રમાદના બળની આગળ કોઇનું બલ ચાલતું નથી. ગફલતનો ઘા ગેબી કહેવાય છે, તેથી આપણે આખી રાત જાગ્રત રહેવાની જરૂર છે. પેહેલી અર્ધરાત્રિ સુધી હું જાગતો રહીશ અને પાછલી રાત્રે આપ જાગતા રહેજો" પક્ષીનો આ વિચાર રાજકુમારને યોગ્ય લાગ્યો. કુસુમપુરીની શોભાની અને બીજી ગમતની વાર્તા રાજકુમાર અને શુકપક્ષી વચ્ચે કેટલીક વાર ચાલી. પછી એક વૃક્ષ નીચે કામિત પલંગ ઉપર વીરસેન અને કુસુમશ્રી વિશ્રાંત થયા. અને ત્યાં ચતુર પક્ષીએ પેહેરેગીરનું કામ બજાવવા માંડયું.

-:o:-

# प्रकरण ६ ठुं.

## સાગર શેઠની શઠતા.

" शाठ्यं प्रारंभविजयि भवेद्यदि सुयोगतः ।
आयतौ विपद् दत्ते, तस्माच्छाठ्यं विसर्जयेत् " ॥ १ ॥



દિ કોઈ સારે યોગે ગરૂઆતમા શઠતાનો વિજય લાગે છે પરંતુ ઉત્તરકાલે-પરિણામે તે શઠતા અવશ્ય વિપત્તિજ આવે છે તેથીજ શઠતાનો ત્યાગજ કરવો જોઇએ."

સમુદ્રની મધ્ય ભાગે એક વિશાળ વહાણ આવતું હતું. મદમત્ત થયેલો મહાસાગર પોતાના મોજાઓ ઉછાળી એ વહાણને વધાવતો હતો. તેના મુખ ભાગ ઉપર બેઠેલો ચતુર સુકાની ચારે દિશાઓમા દ્રષ્ટિ ફેરવી શક્તિ હૃદયે જલમાર્ગ અવલોકતો હતો અને ધારેલે બંદરે પોહોચવા માટે ઉત્કંઠા ધરાવતો હતો. આ વાહાણમાં એક પ્રૌઢ વયનો પુરૂષ બેઠેલો હતો તેની મનોવૃત્તિમા અનેક જાતના વિચારો આવતા હતા. તેની દ્રષ્ટિ સમુદ્રના તીર તરફ વારંવાર ચપળતા દર્શાવતી હતી તેવામાં એક

નાના બેટડા તરફ એક ઉંચી ધ્વજા તેના જોવામાં આવી ધ્વજાના અવલોકનથી તેના હૃદયમાં અનેક વિચારો આવવા લાગ્યા. છેવટે તેના મનમાં નિશ્ચય થયો કે, આ સ્થળે કોઈ મુસાફરનું વાહાણ ભાંગેલું દેખાય છે અને તેથી તે વાહાણના માણસો વિપત્તિમાં આવી પડેલ છે. આ મહાસાગરમાં એવા દુઃખી મુસાફરોને મદદ કરવી જોઇએ. તેણે ફરીવાર તીવ્રદ્રષ્ટિએ બારીકીથી જોયું. ત્યાં તે ભાંગેલા વાહાણમાં એક સ્ત્રીની સુંદર આકૃતિ જોવામાં આવી. આ ઉપરથી તેના હૃદયમાં આશ્રય આપવાની વિશેષ ઉત્કંઠા થઈ આવી. તત્કાળ તેનું કામી હૃદય વિકારી વિચારોની માળા ફેરવા લાગ્યું.

વાંચનાર! આ પ્રસંગ ઉપરથી હૃદયને સદ્બોધનો સ્વાદ આપજે. વિકારી કામી વૃત્તિમાં કેવા મલિન વિચારો પ્રગટે છે? તેનો ખ્યાલ કરજે. આવી સકામિક કરૂણા લાવવી, એ કરૂણા નથી, પણ મહાઘોર પાપ છે. એ નીચતાનો ખરેખરો ચિતાર છે. આવી મલિન વૃત્તિથી નિરાશ્રિત કે નિરાધારને આશ્રય આપવો, એ મોટો વિશ્વાસઘાત છે. એ મહાપાપ છેવટે નરકને માર્ગે દોરી જાય છે; એટલુંજ નહી પણ જો તે ઉગ્ર થયું હોય તો તેના બદલો સત્વર આ લોકમાંજ મલે છે તેથી ધર્મશાસ્ત્રી લખે છે કે, "अत्युग्रपुण्यपापानां इहैव फलमश्नुते" "જ્યારે પુણ્ય અને પાપ અતિ ઉગ્ર થાય છે, ત્યારે તેનું ફળ આલોકમાંજ મળે છે."

તે અધમ શેઠે કુવિચારોની પ્રેરણાથી પોતાના વાહાણના ખલાશીઓને તે ભાંગેલા વાહાણની તપાસ કરવાને બીજી

નાની હોડીઓ લઇને તે બેટહા તરફ મોકલ્યા તેઓએ તે નિરાધાર થઈ પડેલા પરિવારને પ્રણામ કર્યો. અને પોતાનો શેઠ, મદદ આપવા બોલાવે છે એવુ તેમને જણાવ્યુ, આ સાભળી તેઓ ખુશી થઇ ગયા અને તરત જ તેમની હોડીઓમા બેસી આ મોટા વાહાણ ઉપર આવી પોહોચ્યા ત્યા વાહાણના સ્વામીએ તેમને આવકાર આપી ઘણા પ્રેમથી પોતાના વિશાળ વાહાણમા બેસાર્યા.

વાચનારના હૃદયમા આ પ્રસંગને માટે જિજ્ઞાસા ઉત્પન્ન થઇ હશે શૂન્ય બેટહા ઉપર નાવ ભાગવાથી નિરાશ્રિત થયેલો પરિવાર કયો હશે ? અને તેની ઉપર સકામવૃત્તિથી કરૂણા લાવનાર શેઠ કોણ હશે ? તેની ઓળખ કરાવવાની આ સ્થળે જરૂર છે. આપણે ગયા પ્રકરણમા આ વાર્ત્તાના નાયક રાજકુમાર વીરસેનને શૂન્ય કુસુમપુરી જોવા મોકલ્યો હતો અને તે જોઇને પાછો તે વીર પોતાની પ્રિયા કુસુમશ્રીને મળ્યો હતો અને તેને રાત્રે શુકપક્ષીની ચોકીમા મુકવામા આવ્યો હતો ત્યા સુધીનો વૃત્તાન્ત વાચનારાઓને વિદિત છે

શુકરાજે પોતાના શેઠ અને શેઠાણીની અર્ધરાત્રિ સુધી ચોકી કરી અને પોતાનો વારો પૂરો કર્યો. તે નિમકહલાલ પક્ષીને ત્યા સુધીમા કોઈ પણ જાતની અડચણ આવી નહિ અર્ધરાત્રિ પછી તેના નેત્રોમા જરા નિદ્રાની સ્ફુર્ત્તિ થઇ એટલે તેણે પોતાના સ્વામી વીરસેનને ચોકી કરવા જગાડ્યા અપ્રમાદી વીરસેન સજ્જ થઇ ગયો અને તે પક્ષીને

વિશ્રાંતિ લેવાની આજ્ઞા આપી પોતે એક પ્રવીણ પેહેરેગીર બની ગયો. પોતાના પ્રિયતમના પેહેરામાં રાજકુમારી કુસુમસુંદરી પણ જાગ્રત થઇ અને બંને પરસ્પર પ્રેમની મસ્તીમાં પડી ગયા.

રાત્રિ શાંત અને સ્થિર હતી. શૂન્યતાએ પોતાનું બળ પ્રકાશ્યું હતું. જાણે તે ઉદ્યાન પણ નિદ્રા લેતું હોય તેમ શાંત દેખાતું હતું. આ સમયે દૂરથી એક નાટકનો મધુર ધ્વનિ સાંભળવામાં આવ્યો. તેના મધુર સંગીતે જરા શૂન્યતાનો ભંગ કર્યો. ક્રીડામાં તલ્લીન થયેલા દંપતિની કર્ણેન્દ્રિય તે તરફ આકર્ષાણી અને તેમના હૃદયમાં કૌતુક પ્રગટ થયું. તત્કાળ રાજકુમારે જણાવ્યું, "સુંદરી! આવા શાંત સમયે આ નાટકનો ધ્વની ક્યાંથી આવતો હશે? કુસુમપુરી શૂન્ય અને નિર્જન છે, કોઈ પણ માનવ તેમાં વસતું નથી, તે છતાં માનવ જાતિથી બની શકે તેવું આ કાર્ય શી રીતે સંભવે? આને માટે હૃદયમાં અદ્ભુત–આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તેમ વળી આ સંગીત ઉંચી પ્રકારનું લાગે છે. આવા સંગીત ઉપરથી જણાય છે કે, આ નાટક ખરેખરું દર્શનીય હશે. મારા નયનો તેને જોવાને માટે અતિ ઉત્કંઠા ધરાવે છે. તેમ વળી આવા નિર્જન પ્રદેશમાં આવા બનાવથી મારૂં હૃદય શંકાકુલ બને છે, જો તમારી સંમતિ હોય તો હું તેની ખરી તપાસ કરી આવું." પોતાના સ્વામીનું આ સાહસ કુસુમશ્રીને રૂચિકર થયું નહિ. તથાપિ પ્રિયતમની ઉત્કંઠા પૂર્ણ કરવા માટે તેણીએ તેને અટકાવ્યો નહિ.

તેણીએ નમ્રતાથી જણાવ્યું કે, " સ્વામીનાથ! આવી ઘોર રાત્રિએ આપ એકલા શૂન્ય પ્રદેશમાં જાઓ, એ મારા હૃદયને ચિંતાનું કારણ થઇ પડે છે" વીરસેને કહ્યું, " પ્રિયે! ક્ષત્રિયનો પુત્ર એકલો કહેવાતો નથી કારણકે, ધૈર્ય, પરાક્રમ શૌર્ય અને હીંમત વગેરે મોટો પરિવાર તેની સાથે સદા સહાયકજ હોય છે મારી ચિંતા રાખશો નહિ હું સત્વર પાછો આવી તમારા મુખને અને હૃદયને આનંદમય કરી દઈશ" આટલું કહી વીરસેન ઉતાવળો ઉતાવળો જે દિશા તરફ નાટ્ય ધ્વનિ સંભળાતો હતો, તે દિશાને ઉદ્દેશીને ચાલ્યો ગયો હતો

રાજકુમાર વીરસેન નાટ્યની રંગભૂમિમાં આવી પોહોચ્યો, ત્યાં તેણે દિવ્ય સંગીતથી સુંદર, અને દેવીઓના નૃત્યથી મનોહર એક અદ્ભુત નાટક થતું જોયું એ ચમત્કારી નાટ્યના આનંદમાં તે એવો મગ્ન થઈ ગયો કે, તે પોતાના આત્માનું પણ ભાન ભુલી ગયો તેમાં તેની તદાકાર વૃત્તિ થઈ ગઈ પેલા નિર્જન ઉદ્યાનમાં રહેલી કુસુમસુંદરી પણ તેના મોહિત હૃદયમાથી ચાલી ગઇ ચમત્કારી અશ્વ, પલંગ અને પક્ષીરાજ એ ત્રણે રત્નોની પણ વિસ્મૃતિ થઈ ગઇ રાત્રિના ત્રણ પ્રહર વીતી ગયા, તોપણ તેને કાંઇ ખબર પડી નહિ.

આ તરફ કુસુમસુંદરી પતિની રાહ જોઇ ભારે ચિંતા કરવા લાગી. તેણીએ તે શૂન્ય ઉદ્યાનની દરેક દિશાઓ તરફ ચકિત દ્રષ્ટિએ જોવા માંડયું જ્યારે રાત્રિ થોડી બાકી રહી ત્યારે તે નિરાશ થઇ આ પ્રમાણે કહેવા લાગી.

અહા! આ શું થયું! જરૂર રાજકુમારને કાંઇ મોટું વિઘ્ન ઉત્પન્ન થયું, નહિં તો આટલી વાર રોકાય નહીં. અરે! હું શું કરીશ. મારા હૃદયનો હાર, મારો આત્મા, મારૂં જીવન ક્યાં ગયું? હવે આ મારા ચમત્કારી રત્નો શા કામના? દૈવે મને લુંટી લીધી. મારા સૌભાગ્યનો સૂર્ય ક્યાં ઢંકાઈ ગયો? મારા ધર્મના પ્રભાવિક દેવતાઓ મને સહાય કરો." આ પ્રમાણે ચિંતવતી રાજકુમારી જ્યાં શુકરાજ સુતો હતો ત્યાં આવી અને તેણે શુકરાજને જગાડયો. ચતુર પક્ષીએ શોકનું કારણ પુછયું, એટલે તેણીએ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. પંડિત પક્ષી ચિંતાતુર બની ગયો. પછી તેણે અશ્વ અને પલંગ રત્નોની તપાસ કરવાને કહ્યું, કુસુમશ્રીએ તે સ્થળ જોયું, ત્યાં તે બંને રત્નો જોવામાં આવ્યા નહિં. તેણીના દુઃખી હૃદયમાં વિશેષ ફાસ પડી. તેણીએ આક્રંદ કરીને કહ્યું, અરે! હું લુંટાઇ ગઇ. જે રત્નોના પ્રભાવથી હું મારા પ્રિયતમને મળવાની આશા રાખતી હતી, તે રત્નો પણ અદ્રશ્ય થઇ ગયો. મારી આસપાસ વિપત્તિનું વાદળ ઘેરાઈ ગયું. હવે ક્યાં જવું? અને શું કરવું?"

આ પ્રમાણે કુસુમશ્રી ચિંતા કરતી હતી, તેવામાં રાજકુમાર વીરસેન આવી પોહોંચ્યો હતો. પ્રાણેશના દર્શન કરી પ્રિયતમા પૂર્ણ આશ્વાસન પામી હતી. રાજકુમારના મુખચંદ્રને અવલોકી કુસુમશ્રી કુમુદિનીની જેમ વિકસિત થઇ ગઈ હતી. જ્યારે રાજકુમારના જાણુવામાં આવ્યું કે,

પોતાનાં ચમત્કારી રત્નોનું ખરે હરણ થયું છે, ત્યારે તે ઘણોજ ચિંતાતુર બની ગયો હતો અને નાટક જોવાને માટે તેના હૃદયમાં ભારે પશ્ચાતાપ થયો હતો તેના હૃદયની આશાઓનો અકસ્માત લોપ થઇ ગયો, તેથી તેને ભારે દુઃખ થયું હતું

રાજપુત્રની આ ચિંતા દૂર કરવા માટે પંડિત પક્ષી ત્યાંથી ઉડીને તે ઉદ્યાનની આસપાસ તપાસ કરવા ગયો હતો પણ આખરે તે નિરાશ થઇને પાછો આવ્યો હતો

છેવટે ચતુર કુસુમશ્રીને મનમાં સુઝી આવ્યું કે, આ રત્નોની તપાસ દેવની સહાય વિના થઇ શકશે નહીં. તેથી તેણીએ પોતાના પતિને કુસુમપુરીની પાદદેવીની ઉપાસના કરવાની સૂચના આપી તે ઉપરથી રાજકુમારે તે મહાદેવીની ઉપાસના કરી અને તેને પ્રસન્ન કરી દેવીએ પ્રત્યક્ષ થઇ રાજકુમારને જણાવ્યું કે, "તમારા રત્નો હરણ કરનારની આગળ કોઇપણ અદ્ભુત શક્તિ ચાલી શકે તેમ નથી તથાપિ તેનું ભવિષ્ય કહેવાને હું સમર્થ છું કે, હે રાજપુત્ર, એ રત્નો આખરે તમોને પ્રાપ્ત થશે" પાદદેવીના આ આશ્વાસન ભરેલા વચનો સાંભળી વીરસેનના હૃદયમાં જરા વિશ્રાંતિ થઇ પછી તેણે પોતાના વતનમાં જવા માટે મદદ કરવા દેવીને વિનતિ કરી, તેની ઉપાસનાથી પ્રસન્ન થયેલા દેવીએ રાજપુત્રને જણાવ્યું, " તમે અહિંની સમુદ્રના તટ ઉપર જજો ત્યાં એક મોટી ધર્મશાળા તમારા જોવામાં આવશે તે સ્થળે તમે રહેજો તેવામાં કોઇ વાહાણવટી વેપારી તે સ્થળે નીકળશે

તે તમને તમારા વતનમાં પોહોંચાડશે. કદી તે સમયે જો તમોને કોઇ વિઘ્ન ઉત્પન્ન થાય તો મારૂં સ્મરણ કરજો. હું ત્યાં હાજર થઇને તમારૂં વિઘ્ન તરતજ દુર કરીશ.” મહાદેવીના આ વચનથી રાજકુમાર આશ્વાસિત થયો અને પછી દેવીને નમન કરી તે બંને દંપતિ પક્ષી સાથે સમુદ્રતટ ઉપર આવ્યા હતા. હવે શું વૃત્તાંત બન્યું, તે વાંચનારાઓને વિદિત છે.

રાજકુમાર વીરસેન અને કુસુમશ્રીને જે વાહાણવટી વેપારીએ બોલાવીને આશ્રય આપ્યો હતો, તે વેપારી પેલો લુચ્ચો સાગરશેઠ હતો. જેના વર્ત્તનને માટે પેહેલા કહેવામાં આવ્યું છે. તે દુરાચારી શેઠના ઘરમાં શ્રીમતી જેવી પવિત્ર સતી સ્ત્રી હતી અને ઉત્તમ પ્રકારનો વૈભવ હતો છતાં પણ તે સાગરશેઠની જીંદગીનું વાહાણ સદા વિષયોના વમળમાં અથડાતું હતું. આ સમયે નિરાધાર બનેલા વીરસેનની તરફ સાગરશેઠે દયાની લાગણી બતાવી હતી પણ તે દયા ખરેખરી શુદ્ધ દયા ન હતી. તે દયા વિષયની મલિનતાથી ભરેલી હતી. કુસુમશ્રીના સૌંદર્યથી મોહ પામેલા શઠ સાગરશેઠે વીરસેનને આશ્રય આપ્યો હતો.

તે પછી અનાચારથી ભરપૂર એવા સાગરશેઠે કૃત્રિમ ભાવથી વીરસેનને આવકાર આપ્યો અને જાણે તેનો ખરો હિતકારી હોય. તેમ તેની સાથે વર્તવા લાગ્યો. રાજકુમાર તેની આગતા સ્વાગતાથી ભોળવાઈ ગયો અને તે કપટી શેઠને પોતાનો ખરો ઉપકારી માનવા લાગ્યો. પછી તેણે પો-

તાના રત્નોનું જે હરણ થયું હતું, તે સર્વ વૃતાંત સાગર શેઠને કહી સંભલાવ્યો. વીરસેનની સ્થિતિનો ચિતાર સાગરશેઠના હ્રદયમાં ખડો થઇ ગયો હતો, તથાપિ તેની મલિનતાનો નાશ થયો નહિં. તેણે પોતાની નઠારી ધારણા કેવી રીતે સફલ થાય તેનોજ વિચાર કરવા માંડયો. મુખમાંથી કેટલાએક દિલાસાના શબ્દો ઉચ્ચાર્યા અને તેને તેના વતનમાં સહીસલામત પોહોંચાડવાનું વચન પણ આપ્યું.

સાગરશેઠ આ પ્રમાણે રાજકુમારની સાથે કર્ત્રિમ ભાવ બતાવી રહ્યો હતો. પણ તેની કુદ્રષ્ટિ કુસુમસુંદરીના શરીરના સૌંદર્ય ઉપર ફરતી હતી. તેણીનો મનોહર મુખચંદ્ર, હરણીના જેવા સુંદર નયનો, અષ્ટમીના ચંદ્ર જેવું ચળકતું લલાટ, નાગની ફણા જેવો કેશપાશ, શુકની ચંચુ જેવી નાસિકા, પરવાળાના જેવા અધર, દર્પણ જેવા ગાલ અને બીજા સુઘટિત અવયવો સાગરના હ્રદયને આકર્ષતા હતા. તે અધમની દ્રષ્ટિ તેમાંજ રમતી હતી.

તરતજ કુસુમશ્રીના શુદ્ધ હ્રદય રૂપ દર્પણમાં સાગર શેઠના કુભાવનું પ્રતિબિંબ પડી ગયું. તે ચતુર રમણી તે શેઠના દુષ્ટ ઇરાદાને જાણી ગઇ. તે સાગરશેઠની શઠતાને ઓળખી તેનાથી સાવધ રહેવા માટે તેણીએ નિશ્ચય કર્યો અને પોતાના ભોળા સ્વામીને ચેતવણી આપવા માટે તેણીએ છુપી રીતે નીચેની કવિતા કહી સંભળાવી.

"સ્વામી એહનો વિશ્વાસ ન કીજીએ,
જો કરે જીવિત આશ;
સ્ત્રી દુખી પરવશ હોવે લંપટી,
ઘાત કરે દઇ વિશ્વાસ.
ગંગવિજય.

# પ્રકરણ ૭ મું.

## શીળનો ચમત્કારી પ્રભાવ.

"શીલે સુર સંનિધિ કરે, શીલે શીતળ આગ,
શીલે અરિ આવી મિલે, ભય જાવે સવિ ભાગ;
શીલે વચન સફલા કરે, શીલે લીલવિલાસ,
શીલે આશા સફલી ફલે, શીલે પૂરે આશ."
ગંગવિજય.




મ આ જગતનું અમૃત છે, પ્રેમ વિનાનું જીવન પશુ જીવન છે. તિર્યંચ અને માનવમાં એજ મોટો ભેદ છે કે, તિર્યંચો પ્રેમના તત્વને સમજી શકતા નથી, તેઓ વૃત્તિ વિનાના છે, માનવ જાતિ પ્રેમને માટે

આતુર છે. વૃત્તિઓનો ઉત્તમ વિકાશ, માનવીઓના હૃદયનું આભૂષણ છે. માનવજીવનમાં પ્રેમનું શિક્ષણ આવશ્યક છે, તેમના જીવનનું એ મહાવ્રત છે. આકાશમાં નક્ષત્ર મંડળ, અરણ્યમાં વૃક્ષલતા ઔષધી તથા પશુ પક્ષિઓ, પાણીમાં જળજંતુઓ, અને સર્વત્ર અવલોકો તો જણુવામાં આવશે કે, જગતમાં પ્રેમનો ખજાર ભરવામાં આવેલ છે. પ્રેમમય કુદરતે દ્રઢ પ્રેમની દૈવી શ્રૃંખલામાં જગતને બાંધ્યું છે. આર્હતધર્મના મહાત્માઓએ પણ દયાધર્મના તત્વરૂપે પ્રેમનુંજ પ્રતિપાદન કર્યું છે. સમ્યકત્વની સાર્થકતા પ્રેમમાંજ છે અને ચારિત્રની ચરિતાર્થતા પણ પ્રેમમાંજ છે. શ્રી વીર ભગવાન્ સમગ્ર વિશ્વના પ્રેમનોજ અવતાર હતો. આ વિશ્વ ઉપર પ્રેમની સરિતાનો અખંડિત પ્રવાહ વેહેવરાવવાને માટેજ તેમનો વિહાર હતો. પ્રેમનું ગૌરવ ગજાવવાને માટેજ ગણધરોની સ્થાપના કરવામાં આવી હતી. જો દુનિયા શુધ્ધપ્રેમને સમજશે તોજ જીવ રક્ષા કરી શકશે અને સર્વત્ર બંધુભાવ પ્રસરાવી શકશે.

કુસુમશ્રી અને વીરસેન, એવા પ્રેમના પાઠમાં પ્રવીણ બન્યા હતા. પ્રેમની પવિત્ર ગાંઠ તે બન્નેની વચ્ચે દ્રઢ બંધાણી હતી તે ઉભયના હૃદયમાં પ્રેમનું દિવ્ય સ્વરૂપ પ્રગટ થયું હતું.

એક વખતે સમુદ્ર પોતાના તરંગોથી નૃત્ય કરી રહ્યો હતો. નાના અને મોટા જળજંતુઓ તેના અગાધ તીર ઉપર નૃત્ય કરી રહ્યા હતા. આ સમય અરૂણોદયનો હતો.

પ્રાત:કાળનો શીતળ પવન સમુદ્રની ઉર્મિઓ સાથે આલિંગન કરતો સર્વત્ર શીતળતા પ્રસરાવી રહ્યો હતો.

આ સમયે કુસુમશ્રી સાગરશેઠના નાવ ઉપર બેઠી થઈ આસપાસ જોયું, ત્યાં તેણીએ પોતાના પ્રાણપતિને જોયા નહિ તત્કાળ તેણીએ તે સ્થળે તપાસ કરી. પણ વીરસેનની પ્રતિમા તેણીના જોવામાં આવી નહિં. તેણીનું હૃદય પ્રથમથીજ શંકાતુર હતું. લુચ્ચા સાગરશેઠની ઉપર તેણીને શક હતો. તેથી આ બનાવને લીધે તેણી વિશેષ આકુળ વ્યાકુળ બની ગઇ. તરતજ તેણીએ પોકાર કરી રૂદન કરવા માંડયું, "પ્રાણેશ! મને એકલી મુકીને ક્યાં ચાલ્યા ગયા? શું આ અર્ધાંગ્નાને છોડી તમે સાગરજળમાં પ્રવેશ કર્યો? તમારા સિવાય મારાથી રહી શકાશે નહીં. છાયા વૃક્ષથી કદિ પણ જુદી પડે જ નહિં. સ્વામી! તમારૂં હૃદય ઘાતકી નથી પણ દયાળુ છે. તેમ વળી તમે દયા ધર્મની દીક્ષા પામ્યા છો. તે છતાં તમે આવું નિર્દય કામ કરો, એ તમને ઘટિત નથી. તમારો વિયોગ મારાથી સહન થઇ શકે તેમ નથી. તમારા સિવાય એક ક્ષણ મને વર્ષ જેવડી લાગશે. આ મારૂં શરીર દુ:ખનું અનુભવી નથી.

પ્રિયનાથ? મને સારી રીતે યાદ છે કે, મેં તમારો કાંઇ પણ અપરાધ કર્યો નથી, તે છતાં મને શા માટે વિયોગનું દુ:ખ આપો છો? આપ જાણો છો કે, હું અહિં એકલી નિરાધાર છું, આ સ્થળે મારી સંભાળ લેનાર કોઇ પણ નથી. વિચાર કરતાં મને ખાત્રી થાય છે કે, આ વહાણવટી

કુમતિ સરદારેજ તમારૂં કાંઈ વિપરીત કરેલું હશે. એ નરા ધમની ઘાતકી વૃત્તિ પ્રથમથીજ મારા જાણવામાં આવી હતી, પણ તે દુરાચારીને ખબર નથી કે, આ કુસુમશ્રી પતિપ્રાણા સતી છે. પતિ અને પંચ મહાભૂત સીવાય તેના શુદ્ધ શરીરને કોઇ પણ સ્પર્શ કરી શકે તેમ નથી. પ્રાણેશ, આપ જ્યાં હો ત્યાં મારે માટે નિશ્ચિંત રહેજો. હું શીળના મજબુત કિલ્લામાં રક્ષાએલી છું. મારૂં શીળ કવચ કોઇથી પણ ભેદી શકાય તેમ નથી. મેં મારા પ્રાણની સાથેજ શીળને રાખેલું છે. શીળ અને પ્રાણની ઉપર મારી સમાન દ્રષ્ટિ છે." કુસુમશ્રી આ પ્રમાણે વિલાપ કરતી હતી, તેવામાં પેલો વિશુધચૂડામણી પક્ષી આવ્યો અને પોતાની શેઠાણીની દુરવસ્થા જાણી તે પક્ષીએ મધુર સ્વરથી નીચેની કવિતા ગાવા માંડી—

"ધર્મ કરો ભવિયણ જનો, જિમ પામો બહુલા રાજ,
ધર્મે મન ચિંત્યા લહે, સુરનર માને લાજ.
ધર્મે મણિ માણિક પુરે, ધર્મ નવલ અવાસ,
હય ગજ રથ સુખાસનો, ધર્મે દેઇ દીયે સાબાશ.
પુત્ર પવિત્ર ઘર મોટકાં, ધર્મે નવલ સંયોગ,
નાટિક નાચે આગળે, ધર્મે નિત નિત નવલા ભોગ
ધર્મે શિવ પદવી લહે, દિન દિન અધિકીલીલ."

શુકરાજના મુખમાંથી આ મધુર કવિતા સાંભળીને કુસુમશ્રીને જરા આશ્વાસન મળ્યું. ધર્મની ભાવનાથી તેણીનું હૃદય ભરપૂર બની ગયું. ધાર્મિક આવેશને લઇને તેણી સ-

ણુવાર દુ:ખ ભુલી ગઈ. શુકરાજની ધર્મના પ્રભાવવાળી વાણીએ તેણીના અંતઃકરણમાં એટલી ઉંડી છાપ પાડી કે તેની અસર તેણીના સર્વાંગમાં જણાવા લાગી. ચિંતાથી પડેલી તેણીના કપાળપરની કરચલીઓ ઓછી થઇ ગઇ, પ્લાન વદન ધાર્મિક રૂધિરથી ચળકવા લાગ્યું. નયનકમળો વિકસિત બની ગયા અને રોમરોમ ધર્મની ભાવનાની ભવ્યતા પ્રસરી ગઇ.

વાંચનાર! આ પ્રસંગે ધર્મના આનંદનો પ્રભાવ હૃદયમાં ધારણ કરી જે એ આનંદ આ દુનીયાના માયિક આનંદથી વિલક્ષણ છે મનુષ્યના જીવનમાં આનંદના અનેકગણો દુર્લભ છે. એ દિવ્ય આનંદ દુઃખની શ્રંખળાને તોડી નાંખે છે નવું જીવન બક્ષે છે, જીવનમાં આ વિરોધી બળોને જાગ્રત કરે છે. અને વધવાનો મહાન્ વેગ આપે છે.

આ મહાન આનંદના આવેશથી ઉશ્કેરાયેલી કુસુમશ્રી ઉંચ્ચે સ્વરે બોલી ઉઠી "બંધુ પક્ષિરાજ, તારી વાણીએ મારી વિરહ જ્વાળા બુઝાવી છે હળાહળ વિષને અમૃત બનાવ્યું છે. હું દૈવયોગે વ્હાલાના વિયોગથી દગ્ધ થઈ છું, પણ મારા તપ્ત અંગ ઉપર તેં અમૃતની ધારા રેડી છે; તારા મુખથી ધર્મનું માહાત્મ્ય સાંભળી મારા અંતરંગને ભારે જાગ્રતિ મળી છે, મારી બંને બાજુ ધર્મ અને શીળ ઉઘાડી તરવારે પેહેરેગીર થઇ ઉભા છે, મને હવે કોઈનો ભય નથી, આ પામર સાગર શેઠ મને શું કરવાનો છે? મારા શીળ વિભૂષિત અંગને દેવતાઓ પણ અડી શકે તેમ નથી. તો પછી નરાધમ સાગરના શા ભાર છે! રાજ-

પુત્ર વીરસેન અદ્રશ્ય થયા છે પણ તેઓ મારા હૃદયથી દૂર ગયા નથી. એ મારા હૃદયમંદિરમાં સદા બીરાજે છે. તેમની પવિત્ર પ્રતિમા મારા ચેતનમય ચૈત્યમાં પ્રતિષ્ટિત થયેલી છે, પ્રિય પક્ષીરાજ! હવે હું તેમની સ્થુલ મૂર્તિની પાછળ જાઉં છું. જેનો પ્રભાવ તેં વર્ણન કર્યો છે. તે ધર્મ મને તેમનો સમાગમ કરાવશે. બંધુ, મારા અપરાધ ક્ષમા કરજે, હું આ મલિનસાગરને છોડી જલમય પવિત્ર સાગરમાં મળું છું મારા ચેતનને જલતત્વની સાથે મેળવું છું"

ચતુર પક્ષી કુસુમશ્રીને અટકાવતાં બોલ્યો, "સ્વામિનિ! આ માટે સાહસ કરો છો? આ સમયે જે કરવાનું છે તે કેમ ભુલી જાઓ છો?" "પ્રિયપંખી! હું ભુલતીજ નથી. આ સમયે મારૂં આજ કર્તવ્ય છે. તેમ છતાં ભુલતી હું તો મને યાદ આપ. આવેશને આધીન થયેલું હૃદય ભુલી જાય. એ પણ સંભવિત છે. તું અમારા જીવનનો ખરો હિતકારી અને ઉપકારી." કુસુમશ્રી આવેશમાં બોલી. પંડિત પક્ષીએ જણાવ્યું, "સતી! રાજકુમાર વીરસેનને સહાય કરવાનું વચન આપનાર શુન્ય કુસુમપુરીની પાદ્રદેવીને આ સમયે સંભારો તે કૃપાળુ દેવીએ સંકટમાં સહાય કરવાનું વચન આપ્યું છે. દિવ્ય આત્માઓ કદિ પણ વચનભંગ થતા નથી." પક્ષીના આ વચનો કુસુમશ્રીને પ્રીતિકર થઇ પડ્યા. તત્કાળ તેને માટે પક્ષીરાજનો આભાર માની કુસુમશ્રીએ દ્રષ્ટ દેવીનું સ્મરણ કરી નીચેની કવિતા બોલતાં બોલતાં સમુદ્રમાં ઝંપાપાત કર્યો.

"કામાસરી તું જલનિધિ, સાંભળ વચન સંનિધિ;
કહેવો જે સંદેશો પીઉને, તુજ વિરહે તતકાળ;
પતિવિણ હવે શું જીવીએ, સમુદ્રમાં પડે સાળાળ."

મહાસાગરના મોજા ઉપર પડતી તે બાળાનો હાથ પકડી જીવતો રાજકુમાર વીરસેન તે સ્થળે અનાયક પ્રગટ થઇ આવ્યો "શીલસુંદરી! તારા શીળના પ્રભાવથી હું બચ્યો છુ. શીળ ધર્મનો પ્રભાવ આપણા જીવનમાં ચમત્કારી બન્યો છે. પતિને પ્રભુ તરીકે માનનાર, તેને સુખે સુખી અને દુઃખે દુઃખી એવી માન્યતા વાળી વીરબાળા! તને સંપૂર્ણ ધન્યવાદ ઘટે છે. તારા જેવી વીર રમણીથીજ આ વસુંધરા રત્નવતી છે. બાલે! તે સતીધર્મનું સૌગન્ધ્ય સર્વ દિશાઓમાં પ્રસરાવ્યું છે. તારૂં આ આત્મભોગનું અદ્‌ભુત કાર્ય માનવમંડળને ચકિત કરનાર થઇ પડશે." આટલું કહી રાજકુમાર રાજબાળાને ભેટી પડયો. તેવામાં પેલો શુકપક્ષી ત્યાં ઉડતો આવ્યો. પોતાના સ્વામી અને સ્વામિનીનો સંયોગ જોઇ તેના પ્રેમાળ હૃદયને અતિ આનંદ થઇ આવ્યો. પછી બંને પ્રેમી યુગલ પાછા સાગર શેઠના વાહાણમાં આવ્યા હતા.

તે પછી કુસુમશ્રીએ પોતાના પતિને સર્વ વૃત્તાંત પુછયો હતો. રાજકુમારે સર્વ સવિસ્તર હકીકત કહી છેવટે પાદ્ર દેવીની અદ્‌ભુત સહાયથી આ અકસ્માત્ સમાગમની વાત જણાવી હતી. પોતાની આવી વિપત્તિમાં સહાય કરનાર પક્ષિરાજને અવલોકી બંને દંપતિએ તેને હૃદયથી ધન્યવાદ

આપ્યો હતો અને પાપી સાગરશેઠની ક્રૂરતાનો ભારે તિરસ્કાર કર્યો હતો.

વાંચનાર, તારા આસ્તિક હૃદયમાં ખાત્રી થઇ હશે કે, ધર્મ અને શીળથી સર્વત્ર વિજય થાય છે. તેનું અસાધારણ પુણ્યબળ વાંછિત કાર્ય સિદ્ધ કરી શકે છે. ધાર્મિક હૃદયના વિચારો નિર્વિઘ્ને સફલ થયા વિના રહેતા નથી કર્મયોગે વીરસેન અને કુસુમશ્રી એજ પ્રભાવથી પાછા વિપત્તિના મહાસાગરમાં બચી ગયા છે તથાપિ હજુ તેમના ભાગ્ય કર્મનો અંત આવ્યો નથી. સતી કુસુમશ્રીના શીળની પરીક્ષા હજુ દૈવને વિશેષ કરવાની છે તે પ્રસંગ જાણવાને હવે આતુર રહેજે.



# પ્રકરણ ૮ મું.

## સાગરમાં સ્નેહ ત્રિપુટી.

વ્હાલાંઓ વ્હાલાંને કાજે,
સાગરમાં તો સાથે વ્હેજો;
સ્હેવાનાં, એક બીજાનાં,
સાથે સૌ સ્હેજો.

—કાન્ત.



થયું ન થયું માની લઇ સાગરશેઠના વહાણ દ્વારા પ્રેમી દમ્પતિ પ્રવાસમાં આગળ વધવા લાગ્યું. પ્રેમ એ સુખ અને જીવનની પરાકાષ્ઠા છે. પ્રેમી જીવનો દુઃખને પત કરતાં નથી, પ્રેમી પ્રેમીના સ્વરૂપમાં લીન બની જાય છે અને તેના પરિણામે એકના અભાવે બીજી વ્યક્તિ આ નશ્વર સંસારમાં પોતાનું અસ્તિત્વ ઇચ્છતી નથી. એજ પ્રેમી હૃદયની મહત્તા! કુસુમશ્રીનું હૃદય આપણે જોઇ ગયા. પણ માત્ર તેવા એકજ યોગથી તે પતિપ્રાણા નારી કુલ રત્નના શીલની પરીક્ષા કરી લેવામાં કુદ્રત સંતુષ્ટ ન હતી. સુવર્ણકાર કંચનને પૂર્ણ રીતે કસે છે તેવી રીતે આ મહા નારીની કસોટી થવાની હતી અને તેથી એક બીજો એવો દુર્ઘટ યોગ આવી પહોંચ્યો. વહાણ સાનુકુલ પવનથી સમુદ્રયાન કરતું ચાલ્યું જાય છે. તેવામાં એક સમયે દિવસના ત્રીજા પ્રહરમાં વાયુએ જોસ કર્યું. પવન સુસવાટા બંધ વાવા લાગ્યો. સઢ નિયમમાં રહ્યા નહીં અને વહાણ જોતજોતામાં મોજાંનાં સખત પ્રહારથી ડોલાં ખાવા લાગ્યું. એટલુંજ નહીં પણ નિર્ણિત માર્ગ છોડીને આડે રસ્તે ઘસડાવા લાગ્યું. વહાણમાંના મુસાફરોના જીવ ઉંચા બની ગયાં. હાહાકાર થઇ રહ્યો. સૌ પોતપોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરવા લાગ્યા. આપણી કથાનું નાયક મંડળ પણ ગભરાઇ ગયું. વિધિની ગતિની

બલિહારી છે. વહાણ આડે રસ્તે ઉતરી જવાથી એક પ્રચંડ ખડક સાથે અથડાઈને તેના ટુકડા થઇ ગયા. પ્રવાસિયો જલ શાયિન્ બની ગયા. કુસુમશ્રી અને વીરસેનની પણ તેજ સ્થિતિ થઇ. તેઓ બન્ને અલગ અલગ ફલક સાથે ઘસડાતાં પાણીનાં ઉછળતાં મોજાંઓમાં ઘડી ઉંચે આવતા અને ઘડી નીચે જતાં હીલોળાં ખાતાં જુદી જુદી દિશામાં ચાલ્યાં. ફલકના ત્રુટી ગએલાં પાટીઆં મળી આવવાથી તેના આધારે પોતાનું જીવન તેઓએ ટકાવી રાખ્યું હતું. બન્નેની દ્રષ્ટિ અરસપરસ જોઇ શકતી હતી. પરંતુ પાણીના જોસ પાસે તેઓનો કશો ઇલાજ ન હતો. ક્ષણ બે ક્ષણ દ્રષ્ટિથી જોઇ લેવાય તેટલું જોઈ લેવાને તેઓ પ્રયાસ કરતાં હતાં. સાગરનાં ખારાં પાણીની છાલકોથી તેનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. પાણીના એ પુન્જમાં તે હતભાગિનિ રાજબાલાની આંખોમાંથી વહતી-આંસુની ધારાઓ કયાંએ ઓતપ્રોત થઇ જતી હતી. શુકરાજ પોતાનાં પ્રિય ઇષ્ટ જનોના આ ચોગ સમયે વહન કરતાં બન્ને પ્રેમી પાત્રોના મધ્ય ભાગમાં ઉંચે ઉડતો હતો અને જાણે બન્નેના પ્રેમ તન્તુઓનો એક ત્રિશંકુ રચતો હોય તેમ જણાતો હતો. આ પ્રેમી દમ્પતિના હૃદયની સ્થિતિ પણ ત્રિશંકુ જેવીજ બની ગઇ હતી. પ્રેમી જીવનજ એવાં હોય છે. અનુભવ હોય તે સમજે. કુસુમશ્રી પાટીયાંના આધારે હલેસાં ખાતી ખાતી વિલાપ કરતી હતી. વિન્ધ્યાચળ ઉપર રહેલી યક્ષકન્યા હિમાલય વસતા પોતાના યક્ષપતિને મેઘદ્વારા સન્દેશા મોકલતી હોય અને યક્ષ

વિયોગને વિરહમાં ઝુરતાં સન્દેશના સૂર સાથે પોતાનો ઘર્ઘર સૂર મેળવતો હોય તેવો અત્યારે અહીં યોગ મચી રહ્યા. 'હે પ્રાણનાથ! મને અબળાને તજીને ક્યાં જાઓ છો?' 'હે વલ્લભા! નિઃશ્વાસા મૂક નહીં. કર્મની ગતિ ન્યારી છે. ભાવી હશે તો બીજે ભવે મળીશું.' 'પણ હે પ્રભુ! જલ વિનાની માછલીના સરખું મારૂં જીવન આપના વિના બની ગયું છે. અહીંથી આપની પાસે આવીને આપની ગોદમાં હું જલશયન કરૂં. હે નાથ! મને છોડીને જાઓ ના.' 'હે કલ્યાણી! મળવું દોહ્યલું છે. વિધિ પ્રતિકૂલ છે. મનની આશાઓ મનમાંજ સમાઈ ગઇ છે. હે પ્રિયા! ધીરજ ધરીને કર્મને આધિન થા. પુનર્ભવમાં મળવાની ભાવના ભાવી લે.' આવા પ્રકારના પ્રેમના આલાપ મચી રહ્યા. આ આલાપમાં પણ પ્રેમી જનોને મીઠાશ હતી. પણ દુર્દૈવે તે યોગ પણ લાંબો સમય સુધી ચાલવા દીધો નહીં. સમુદ્રના પ્રચંડ મોજાંઓની સામે એક નાનાં સુનાં પાટીયાં કેટલુંક બળ કરી શકે? સમય જતો ગયો તેમ તેઓ દૂર દૂર જતાં ગયાં એક બીજાની દ્રષ્ટી પણ મળતી હવે તો દુર્લભ થઈ પડી. આ કરૂણ પ્રસંગ ચિતરવાનું અમારામાં સામર્થ્ય નથી. પ્રીતીનો ભાવ વિચક્ષણ છે. વગર ખીલેલી પુષ્પની કળીઓ ચુંટાઇને વિકાસ પામ્યાં પહેલાં અકાળે કરમાઈ જાય છે તેમ પ્રેમી જીવનો કરમાઇ જાય છે. બન્ને પ્રેમી જીવન અરસ્પરસ અદ્રષ્ય બની ગયાં. પ્રેમના તન્તુને શંકુના રૂપમાં સાંધીને શુકરાજ બિચારો ઉદ્યોગજ

આવતો હતો, કદિ કર્મની વિધિ આવા કરૂણ પ્રસંગોથી પીગળતી નથી પણ તેથી કાંઈ અન્ય સૃષ્ટ વસ્તુઓ પીગળતી નથી એમ નથી. અવાક્ પશુ પક્ષીઓ પણ આવા પ્રસંગોએ પીગળે છે. કર્મ વિધિ તો નિષ્ઠુર છે. વિયોગી પ્રિય જનોના વિલાપથી સાગરમાં ઉડતી શ્વેત માછલીઓ અને બીજાં અનગલ આદિ પક્ષીઓ પણ રૂદન કરવાં લાગ્યાં એટલુંજ નહી પણ જળચર પ્રાણીઓ આ પ્રણય રૂદનથી પીગળી ગયાં. આ પ્રિયજનોનો આમ વિયોગ થતો શુકરાજ ચુડામણિ જોઇ શકયો નહી. તે વીરસેન કુમાર ફલક ઉપર સ્વાર થઇને તણાતો હતો તે તરફ ઉતર્યો અને જઈને પ્રણામ કર્યા. અતિશય પ્રેમથી રસબસ બનેલા આર્દ્ર હૃદયના રાજવીએ શુકરાજને કહ્યું 'હે પક્ષી વીર! આપત્તિ સમયે હજુ પણ તું અમને તજીને ગયો નથી તે તારા કુળને યોગ્યજ છે. પણ હે મિત્ર! મારા કુશલ પુછવાને અહીં આવ્યો તો તું રાણી કુસુમશ્રી જે દિશા તરફ તણાતાં હોય તે તરફ જા અને તે કેટલેક ગયાં છે તેની તપાસ કર. તે ફલક ઉપર કુશલ છે? હે પ્રિય બન્ધુ! જઈને તું સન્દેશો જલ્દી લઇ આવી આપ પ્રેમી હૃદયનો વેગ નયનમાંથી આંસુનાં બિન્દુ ટપકાવતો હતો. તેનાથી પ્રેમભર્યા તેટલાજ શબ્દો બોલાયા. પવન શાન્ત થયો હતો અને મોજાંના ઉછાળા મન્દ પડયા હતા પણ પવનના પ્રવાહ સાથે ફલકના પાટીયાંનું વહન તો ચાલુજ હતું. કિન્તુ સદ્ભાગ્યે તે વહન સુરક્ષિત હતું ને ફલકને ડુબી જવાનો ભય ઓછો થયો

હતો. વીરસેનના શબ્દો સૂણીને શુકરાજ કુસુમશ્રી જે દિશામાં તણાતાં હતાં તે દિશા તરફ આવ્યો અને નજીક જઇ શીર નમાવી પાટીયાનાં વહન સાથે મન્દ ગતિએ પાણીની સપાટી ઉપર ઉડવા લાગ્યો. કુસુમશ્રીએ વીખરાયેલા કેશકલાપને સમેટીને પોતાના પ્રિય પક્ષીરાજનું દર્શન કરીને મંજુલ સુરથી કહ્યું 'અહા પ્રિય વિમુખ ચુડામણી! મારા જીવનના રત્નરૂપ! હજુ તું અમારી સુશ્રુષામાંજ છે? "બાપુ! કુશળ છો સુજ હતભાગિનિની તેં સાર લીધી તે ઠીક કર્યું પણ હે બન્ધુ! કુમાર વીરસેનની કુશળતાના મને સમાચાર આપ. તું તેને મળ્યો છે? હે પક્ષીમાં ઉત્તમ! જવાબ દે. મારા પ્રાણેશ મારા વિના કઈ સ્થિતિમાં છે? તે મને સંભારે છે?" છેલો પ્રશ્ન પુછતાં કુસુમશ્રી ડુસકાં ભરવાં લાગી. પ્રેમી અંતર એટલુંજ ઇચ્છે છે. પ્રેમી જનને મારૂં સ્મરણ છે કે કેમ એજ પ્રેમીજનના અંતરની ઉંડી ઉંડી વાસના હોય છે. કુસુમશ્રીએ તે વાસના પક્ષી પાસે વ્યક્ત કરી દીધી.

હવે પ્રેમીજનો પ્રેમીજનનાં અંતર પછી ભલે તે અવાક્ મુંગાં હોય તો પણ તે ઉકેલી શકે છે. શુકરાજ વીરસેનની કુશળતા જણાવતો હોય અને ઘણો સમય થઇ ગયો છે, તમારી કુશળતાના સમાચાર કુમાર વીરસેનને આપવા જવાના છે માટે સત્વર રજા આપો એમ કાંઇ સુચવતો હોય તેવો કુસુમશ્રીને ભાસ થયો અને તેથી તેણે કહ્યું કે 'હે વત્સ! તું જા સુખેથી ઉડીને જા. પ્રાણેશને સત્વર

કુશળ સન્દેશ આપ. કુસુમશ્રીનાં એવાં વચન સુણી શીર નમાવીને શુકરાજ ઉડી ગયો. અને રાજપુરૂષ વીરસેન વહન કરતા હતાં ત્યાં આવી પહોચ્યો. આવીને કુમારને શીર નમાવ્યું અને પોતાની દ્વીજ વાણીમાં કુસુમશ્રીનો સદેશો આપ્યો કે. "હે મહારાજ! આપનાં પ્રિયત્તમા કુશળ છે, આપ શોચ કરો નહીં. તેઓ સમુદ્રની મંદ લહરીઓમાં અનુકુળ વાયુના વહન સાથે ફ્લક ઉપર સુખરૂપ તરતાં જાય છે." શુકરાજની તે વાણી સમજી લઇને કુમારને સહજ આશ્વાસન મળ્યું. પણ એક રાજવી પુરૂષ દુ:ખની સમયે પ્રીયાને કશી સહાય કરી શકે નહીં એવા વિચાર કરતાં વિરસેન દીન જેવા બની ગયા તેઓ શુકરાજ પાસે હૃદયનો શોક વ્યકત કરવા લાગ્યા. "હે પ્રિય શુકરાજ! આવી વિપત્તિ શાથી આવી પડી? આપણાં શું ભાગ્યનો દોષ હશે કે અરે, આપણાં પુર્વ કર્મનાં આ ફળ મળતાં હશે? હે પ્રિય મિત્ર સંકટના સાગરમાં સખારૂપ બનીને સહાય કરનાર પ્રિય પક્ષીરાજ! મને આ દુ:ખનાં નિદાન જણાવીને હૃદયના શોક સમાવવા પ્રયત્ન કર." કુમારનાં લાગણીભર્યાં વચનો સાંભળીને શુકરાજ બોલવા લાગ્યો. "હે રાજપુરૂષ' હૃદયમાં શોકને શા માટે સ્થાન આપો છો? થવાનું હોય છે તે થાય છે તેમાં કોઇથી મિથ્યા કે ન્યૂનાધિક થતું નથી, કર્મના ફળ સૌને ભોગવવાં પડે છે. હે મહાનુભાવ! કર્મથી ચંદ્રમાં શ્યામ કલંક રહેલું છે. દાનેશ્વરી બલિ કર્મથી પાતાળમાં ચંપાયો છે. કર્મના સંબંધથી સૂર્ય

અહોનિશ આ વિશ્વનું ભ્રમણ કરે છે. મહારાજા હરિશ્ચંદ્રે અંત્યજને ત્યાં પાણી ભર્યાં, ભગવતી સીતા દુઃખના આશ્રયમાં વાસો વસ્યાં. સમર્થ રઘુનન્દને વનવાસ સેવ્યો. મદોન્મત્ત રાવણની રેવડી થઇ. ધર્માત્મા પાંડવો વનમાં અસહ્ય સંકટોને પામ્યાં. આ સર્વ કર્મનાંજ ફળ છે. તેને ભોગવ્યા વિના છુટકો નથી.” શુકરાજના વચનો સુણીને કુમારે ધૈર્ય ધારણ કર્યું પણ કુસુમશ્રી તેના હૃદયમાંથી ખસી નહીં. તેના ક્ષણ ક્ષણનાં કુશળ જાણવા માટે કુમાર અધીરોજ રહ્યો. વળી શુકરાજને કહ્યું “હે પ્રિય બન્ધુ! તેં કર્મ વિષે જે દ્રષ્ટાંતો આપ્યાં તે સત્ય છે. હું પણ કર્મના ફળ વિનાસંકોચે સહીશ. કારણકે શાસ્ત્રકારો કહે છે કે,

दुखं यथा वहु विधं सहसे अप्यकामः
कामं तथा सहसि चेत्करुणादि भावैः ।
अल्पीय साणि तव तेन भवान्तरे स्था-
दात्यन्तिकी सकल दुःख निवृत्तिरेव ॥

અર્થાત્ ઇચ્છા નહીં હોવા છતાં પણ બહુ પ્રકારનાં દુઃખો સહન કરવાં પડે છે. તેમજ જો કરૂણાદિક ભાવનાથી ઇચ્છાપૂર્વક થોડાં પણ દુઃખો સહન કરીશ તો ભવાંતરે હમેશને માટે સર્વ દુઃખોની નિવૃત્તિ થઇ જશે. હે શુકરાજ! આ સદ્‌ગુરૂના બોધામૃતથી હું ધૈર્ય ધારણ કરીશ પણ તું પુનઃ કુસુમશ્રી પાસે જા અને તેનાં કુશળ મને પુનઃ લઇ આવી આપ” પક્ષી ત્યાંથી ઉડીને કુસુમશ્રી

પાસે આવ્યો. કુસુમશ્રીનાં નયનો માર્ગપ્રતીક્ષા કરતાંજ હતાં. ઈષ્ટ દેવનું ધ્યાન ધરીને સાધના સાધતી કોઇ યોગિનિ જલક્રીડા કરતી હોય તેવી કુસુમશ્રી ભાસતી હતી. શુકરાજને આવતો જોઇને ઉત્કંઠે તે બોલી "વીર! તારીજ રાહ જોઉં છું. મને પ્રાણેશ્વરના સત્વર કુશલ સન્દેશ આપ." શુકરાજ પોતાની વાણીમાં ટહુકો કરીને બોલ્યો. "મહેશ્વરી! પુરૂષોમાં ઉત્તમ એવા વીરસેન કુશળ છે અને સુખરૂપ ફલક સાથે કીનારા તરફ વહન કરી રહ્યા છે. મારા બોલવામાં લેશ પણ શંકા કરશો નહી. હું સત્યજ કહીશ." પક્ષીનાં વચન સાંભળીને કુસુમશ્રી શાન્તિને પામી પણ વળી પ્રેમના વેગથી અધીરી બની બોલી "હે પ્રિય રત્ન! મને તું જણાવ કે રાજપુરૂષ અહીંથી કેટલેક દૂર છે?" પ્રેમી હૃદયો પ્રેમી હૃદયને તલસે છે.કદિ પણ સંયોગનો સંભવ ન હોય તો પણ તેઓની આશા અમર હોય છે. પ્રેમી જનોનાં અંતરમાં લાખો નિરાશામાં એક અમર આશા છુપાયી છે. કુસુમશ્રીનાં હૃદયે વીરસેન માટે કશી નિરાશા ધારણ કરી ન હતી એનાં અંતરમાં તો સ્વામીનાં જીવનની અખંડ જ્યોતિ પ્રકટીજ રહી હતી છતાં આવા તોફાની સમયમાં દીપકને પવનના ઝપાટા લાગવાથી દીપક ઝંખ ખાય જાય તેમ કુસુમશ્રીની આંતર જ્યોતિને ઝપાટો લાગતો હતો. પણ આડસરૂપે શુકરાજ અસ્તિત્વ ધરાવતો હતો. એટલે કુસુમશ્રીની જ્યોત્સ્ના મંદ થતી ન હતી. શુકરાજે પ્રેમ સન્દેશ સુણાવ્યા અને પછી ત્યાંથી જવાની

રજા માંગી. કુસુમશ્રીએ અણમાનતા મને રજા આપીને ક્ષણે ક્ષણે વીરસેનના કુશલનાં આન્દોલનો મોકલવાને ભલામણ કરી. શુકરાજ રજા લઇને ઉડી ગયો અને વીરસેન પાસે આવી પહોંચ્યો. પક્ષીરાજને પરત આવેલો જોઇને વીર પુરૂષનું હૃદય હાથ રહ્યું નહીં. તેના નયનમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. તેના અંતરમાં અનેક શંકાઓ ઉદ્‌ભવવા લાગી "અરેરે! પ્રિયપ્રાણા કુસુમનું અશ્રેય થયું હશે?" એવા વિચારથી આંસુ સારતાં સારતાં તેનાથી દુ:ખી અબળાની સાફક ડુસકાં ભરીને રડાઇ ગયું. એ પણ પ્રેમની પરાકાષ્ટા! પોતાના સ્વામિને આંસુપાત કરતો જોઇને પક્ષી બોલ્યો. "હે રાજન્! શા માટે આક્રંદ કરો છો. તમારાં પ્રિયત્તમા કુશલ છે." શુકરાજનાં વચનથી તેના હૃદયને શાન્તિ વળી પણ વિશ્વાસ આવ્યો નહીં તેથી તેણે પુછ્યું, "હે પક્ષી બન્ધુ! કુસુમશ્રી કુશલ છે તો પછી તું કેમ ઉદાસ જણાય છે." શુકરાજ બોલ્યો. "વીર! મારી ઉદાસીનું કારણ બીજું કશું નથી પરંતુ મને તૃષા ઘણીજ લાગી છે." કુમારે અધીરાઇથી કહ્યું. "પક્ષીરાજ! ત્યારે સુખેથી આ સાગરનો પટ છોડી અન્યત્ર જા. ત્યાં જળ અને અન્ન મેળવી સુખી થા. શુકરાજ બોલ્યો. "સ્વામિન્! તૃષા અને ક્ષુધાથી પ્રાણ ઉડી જશે તો તેને ઉડી જવા દઇશ. પણ તમારો સંગાથ છોડીશ નહીં. વીરસેન—'એવી હઠ કામની નથી. અમારા કર્મ સંજોગે અમારૂં જે થવાનું હશે તે થશે. તું સુખે પૃથ્વી ઉપર જા.' શુકરાજ—'નૃપતિ! પ્રાણી

માત્રને મૃત્યુ માત્ર એકજ વખત આવવાનું છે આવા સંકટના સમયમાં તમો સ્વર્ગીય મૂર્તિઓનો સંગાથ ત્યજીને ચાલ્યો જાઉં તો પછી મારા જેવો કોણ દુષ્ટ ગણાય? તમારા શરણમાંજ મારૂં મૃત્યુ ભલું છે."

"બન્ધુ! જેદીઓ ન થા. તું કીનારા ઉપર જા. વિશેષ શું કહું? તું મારૂં વચન ન માને તો તને આણ છે" વીરસેને આગ્રહ કરીને પક્ષીને વળગ્યો. પક્ષી ગદ્ ગદ્ કંઠે ઉદાસ બની ગયો. વીરસેનના આગ્રહ આગળ તેનું કશું ચાલ્યું નહીં. તે તેની રજા લઈને અણુમાનતે મને કુસુમશ્રી પાસે આવ્યો. કુસુમે આવકાર આપીને પૂછ્યું, "વીરા! રાજન કુશલ છે?"

"પક્ષી—રાજેશ્વરી! મહાપુરૂષ વીરસેન કુશળ છે."

"કુસુમ—" તું કેમ આકુળવ્યાકુળ જણાયે છે."

"પક્ષી—" તૃષાથી પીડાઉં છું. અને તેમાંયે વીરસેને આગ્રહ કરીને મને પૃથ્વી તટ ઉપર જવા આજ્ઞા ફરમાવી છે."

કુસુમ—"તે તેઓએ યોગ્યજ કર્યું છે. બન્ધુ પક્ષી-રાજ! જગતના મૃત્યલોકમાં તારા સમાન કોઇ સત્યનિષ્ઠ સ્નેહી પક્ષી નહી હોય. તારો સહવાસ દેવને પણ દુર્લભ છે તો પણ તારી સરખા માયાળુ પક્ષીના હિતની ખાતર તને પૃથ્વીની ઉપર જવાને આગ્રહ કરવો યોગ્ય છે. શુક-રાજ! હું પણ તને આગ્રહ કરૂં છું. સત્વર જઈને ભૂમિ ઉપરનાં ઉદ્યાનોમાં ફલાહાર કરી જળ પીઇને તૃષાને શાંત કર."

શુકરાજ—" એમ કેમ જવાય? આપત્તિમાં સજ્જનો

સંગને છોડતા નથી. હે રાજદેવી! જો આવા સમયે હું તમોને છોડીને જાઉં તો મારા જેવો કૃતઘ્ની બીજો કોણ ગણાય?"

કુસુમ—"પક્ષીરાજ! ધન્ય છે તને! પરંતુ પોતાના શરીરનું રક્ષણ કરવાથી આપત્તિમાં આવેલાં સ્નેહી સંબંધીઓને વિશેષ સહાય રૂપ થઈ પડાય છે માટે સત્વર જઈને ક્ષુધા તૃષાથી નિવૃત બની પછી તને ગમે તો અત્રે આવજે."

કુસુમશ્રીએ એવી રીતે શુકરાજને મનાવી આજ્ઞા કરી પશુ પક્ષીઓ પણ પ્રેમ અને સ્નેહનાં કેવાં તરસ્યાં હોય છે તેનું શુકરાજ પ્રત્યક્ષ દર્શન કરાવે છે. કુસુમશ્રીની રજા લેતાં તે આક્રંદ કરવા લાગ્યો તેનાં ન્હાનાં ચક્ષુઓમાંથી આંસુઓ સરવા લાગ્યાં. તે લળી લળીને કુસુમશ્રીને પાય પડવા લાગ્યો. ગદ્ગદ વાણીથી તેણે કહ્યું. "હે રાજ ભગિનિ! તમારુંજ શરણ મારે આધાર છે ક્ષુધા તૃષાથી નિવૃત બનીને તમારાજ શરણે આવીશ. હવે તમારી આજ્ઞાથી રજા લઉં? તમારાં બાલકને કદિકદિ સ્મરજો. કશો પણ અવિનય થયો હોય તો ક્ષમા આપશો તમોએ મારા ઉપર અનેક ઉપકારો કર્યા છે મને પાળી પોષીને મોટો કર્યો છે. અદ્યાપિ સુધી અતિશય કાળજીથી મારી સારવાર કરી છે. આવા આપત્તિના સમયે હવે હું તમને અહિયાં સાગરમાં છોડીને જાઉં છું. અરેરે! મારા જેવો કોણ દુષ્ટ હશે? દૈવે ર્ચ્યું તે ખરૂં. પુનઃ મળીશું. પ્રિય માતા! ધીરજ ધરજો જલ પીવાના નિમિત્તેજ હું જઉં છું, પુન સત્વર આવીશ, અને રાજવીર પુરૂષ વીરસેનના કુશલ લેતો આવીશ. અરેરે મને એજ ખેદ થાય છે.

પ્રીતિ કરીને જે તોડી નાંખે છે તે તો મહા અધમ હોય છે. જેઓ સારીપ્રીતિ રાખે છે તેઓ કદિપણ તેને ઉચ્છેદતાં નથી. પ્રીત કરવી સહેલ છે પણ નીભાવવી મુશ્કેલ છે પ્રીત કરીને જે કુડ રાખે છે તેના જીવતરમાંજ ધૂળ છે પ્રેમ અને સ્નેહના વિયોગથી શરીરનાં રૂધીર અને માંસ પણ સુકાય જાય છે, વિયોગથી અન્ન પાણી ભાવતાં નથી. એવો સ્નેહનો પાશ છે. હે રાજકુળ સોહિનિ! ભગવતી! હું આપની રજા લઉં છું તમને વારંવાર નમન હો" શુકરાજ પોતાનું શીર ઝુકાવીને કુસુમના ચરણમાં નમી પડયો. કુસુમશ્રીએ તેને આશ્વાસનના પ્રીતિ ભર્યા શબ્દોથી સત્કારીને બેઠા કર્યો અને જવાની રજા આપી, વિલે મુખે શુકરાજ ઉડવા તૈયાર થયો તેવામાં કુસુમશ્રીનું હૃદય શોકથી ઉછળી પડયું. "હા બાન્ધવ! સાગરમાં તુંજ એક શરણ હતું. તે પણ હવે વિછુટું પડે છે. હવે તો જ્યારે કર્મ સંજોગે મીલાપ થશે ત્યારેજ મળીશું. જ્યાં સુધી તું આવીશ નહીં ત્યાં સુધી તે પ્રિય પુરૂષના કુશળ પણ કોણ આપશે?" કુસુમશ્રીનાં લોચન આંસુઓથી ભરાઇ આવ્યાં. અને પછી તે બોલી શકી નહીં. શુકરાજ પણ રડતાં હૃદયે ત્યાંથી ચાલી નીકળ્યો. સાગરના વિકટ પંથમાં કુસુમશ્રી અને વીરસેન અલગ અલગ ફલક ઉપર જુદી જુદી દિશામાં તણાતાં રહ્યાં. સ્નેહની ત્રિપુટીએ સ્નેહ યોગ મચાવીને તેમાં ભંગાણ પાડયું. સાગર ઉપર તો સ્નેહ ત્રિપુટીમાંની માત્ર હવે દ્વિપુટીજ રહી.

# प्रकरण १ सुं

## જીગરની વાંચ્છના

तटस्थं नैराश्यादपिच कलुषं विप्रियवशात्
वियोगे दीर्घेऽस्मिन् झटिति घटनोत्तम्भितमिव ॥
प्रसन्नं सौजन्याद्दयित करुणैर्गाढ करुणम्
द्रवीभूतं प्रेम्णा तव हृदयमस्मिन् क्षण इव ॥

× × × × × × × × × ×

છે આશ તજી બનીયું ઉદાસી, રોષવશું તજવા થકી,
ટસ્ટમી રહ્યું આ દીર્ઘકાળ વિયોગમાં મળવા થકી,
સૌજન્યથી સુપ્રસન્ન, બની પ્રિયજન હુએ અનુકંપથી,
આ ક્ષણ ગળ્યું રસમય હૃદય તુજ પ્રેમ ઉદય થવા થકી,

—ઉત્તર રામ ચરિત્રમ્




રવિ પાસે આવવાથી સુર્ય અસ્તાચળના શિરો બિંદુ ઉપર આવી પહોંચ્યા છે. દિવસે આહાર લઈ આવવા સારૂ ચોમેર વિચરનાર પંખીઓ સંધ્યાકાળ થતો જોઇને પોતપો-

તાનાં સ્થાનકોમાં પ્રવેશ કરે છે, તેમનો કિલ્લોલ થઈ રહ્યો છે. થોડાં પત્રવાળાં વૃક્ષો રાત્રિના અંધકારને લીધે પાંદડા નહિ દેખાવાથી ચોમેર ઘાટાં થઈ જતાં હોય તેના ભાસવા લાગ્યાં છે. દ્રષ્ટિ મર્યાદાની પેલીમેર દિશાઓ ઝાંખી પડી ગઇ છે. રાત્રિની અંદર વિચરનાર પ્રાણીઓ ધીમે ધીમે બહાર નીકરી ફરવાની તૈયારી કરવા લાગ્યાં છે. દિવસે વિચરનારાં મૃગાદિક પ્રાણીઓ નિદ્રાનો સમય નજીક આવતો હોવાથી આશ્રય પ્રદેશ શોધેનાં પોતાના રહેઠાણોમાં આળોટવાને સ્વસ્થાન તરફ પાછાં ફર્યાં છે. ધીમે ધીમે રાત્રિનો પ્રભાવ પ્રવૃત થતો જાય છે, રાત્રિ નક્ષત્રોરૂપી અલંકાર ધારણ કરે છે. આકાશમાં ઉદિત થતો ચંદ્ર ઝાંખી જ્યોત્સ્ના પ્રસારી રહ્યો છે. વ્યાપાર અને બીજી પ્રવૃત્તિથી કલાન્ત બનેલા ધનિકો અને સાધારણ મનુષ્યો પોતાના આવાસમાં આપ્ત જનોનાં મંડલોમાં બેસી વિરામ લેવા લાગ્યા છે. રાજ્ય દરબારમાં સાંજનાં નોબત નગારાં વાગી રહ્યાં છે. જોત જોતામાં સુર્ય પૃથ્વી પટની પેલેપાર જઇ પહોંચ્યો અને ચન્દ્ર જ્યોત્સ્ના પ્રકાશી રહી. શાન્તતા પ્રસરતી ચાલી.

એવા સમયમાં એક ઉદ્યાનમાં એક બાલ તાપસ ચિન્તાગ્રસ્તવદને એક વિશાળ વૃક્ષની નીચે અન્ધારામાં બેઠો છે. તેનું ગૌર વદન અને ભગવાં વસ્ત્ર એવા નિર્જન્ય અન્ધકારમય સ્થાનમાં પણ છાજતાં રહેતાં નથી. તેનું વય નાનું જણાય છે છતાં તે એકવીર જણાય છે. એનો કેશકલાપ છુટો વિખરાય ગએલો છે. એની ભ્રકુટીઓમાં નિશ્ચયાત્મક શક્તિનું સામર્થ્ય

પૂરાએલુ હોય એમ તેનાં મ્લાન વદનને ચન્દ્રની રોશનીના આધારે નિરખતાં જણાય છે. તેણે પોતાના અંગને બરાબર રીતે ઢાંકી શકાય અને ગમે તે અવસ્થામાં પણ પોતાના અંગનાં અવયવો દેખાય કે વર્તાય નહીં એવી કુશલતાથી માત્ર કન્થા આદિક ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં તે વિના તેના પાસે બીજું કશું હતું નહી. રસ્તામાં પકડી રાખવાનો માત્ર એક મજબુત દંડ હતો તે તેનાં ચરણ પાસે પડ્યો હતો. તાપસ વિચાર મગ્ન થઈ બેઠો હતો. તે અત્યારે ભ્રમિત સરખો જણાતો હતો વિચાર કરતાં તે કાંઇ ઝીણું ઝીણું ગાતો હતો. ને ધુળથી ધુસર થએલા પણ પ્રવાલ સરખા તેનાં ઓષ્ટોમાંથી થોડા થોડા સમયને આંતરે કાંઈ શબ્દો સરી પડતા હતા.

ઓ વિશ્વની અદૃશ્ય શક્તિઓ !
ઓ જગતની નિયંત્રિત સત્તાઓ !
ભીની ભીની જીગરની વાંચ્છના.
સફલ કરો એજ છે મુજ યાચના
ઓ જગતની નિયંત્રિત સત્તાઓ
અમ આત્મ ઉધ્ધારો,
ઓ વિશ્વની અદૃશ્ય શક્તિઓ
અમારામાં તેજ પૂરો.

તેના મૃદુ ઓષ્ટોમાંથી એ શબ્દો સરતા હતા. અને કેટલીક ક્ષણો પછી વળી કંઈક બીજાજ ભાવયુક્ત શબ્દો બહાર આવતા હતા.

હૃદયને પ્રેમે દગ્ધ કર્યું છે.
પ્રિય પ્રિયના વિરહે ઝુર્યું છે,
આ ભેખ અને કૃતિમ સંન્યાસ.
પૂરો પૂરો જીગરની ઉંડી આશ,
પ્રેમ વિશ્વનું તંત્ર છે.
પ્રેમ આત્મ ચૈતન્યનું મન્ત્ર છે.
એ પ્રેમના રસ ભોગી રસીયા.
કંઈક પ્રેમ પાશ ફંદમાં ફશીયા.
એ વિશ્વની અદશ્ય શક્તિઓ
એ જગતની નિયંત્રિત સત્તાઓ.
પૂરો પૂરો જીગરની આશ

એના શબ્દો ઊપરથી એમ જણાતું હતું કે તાપસ કોઈ કૃતિમ વેષ ધારી છે. વારૂ. ગમે તે હો આ વિષમ રાત્રિ તેણે વિતાવવાને નિર્ભય રીતે ત્યાંજ અડીંગો લગાવ્યો પણ તે જે તરૂવર નીચે બેઠો હતો ત્યાંથી ચંદ્રનો પ્રકાશ એક છોગંધ બેઠક ઊપર આવતો હતો અને આસપાસમાં કશું વૃક્ષ કે લતા હતું નહી તે જગ્યાએ જઈને તેણે સૂવાનું આસન બિછાવ્યું. કંઠથી તે પગની પાની સુધીની લાંબી કથા કાઢીને તેણે બી- છાવી અને તે ઉપર તે પદ્માસનવાળી બેઠે. કન્થાની નીચે પણ તેણે ભગવાં રંગનાં પેન્ગુ કચ કચાવીને પહેરેલાં હતાં એટલે કે તેનું અંગ તોપણ ખુલ્લું થવા પામ્યું ન હતું તાપસે પદ્માસન વાળીને કાંઈ ભાવના ભાવી અને પછી નિદ્રાની આરાધના પણ કરી. ચિન્તાતુરને નિદ્રા આવતી નથી તા-

પસીને નિદ્રા આવી નહી. એનાં જીગરની વાસનાનાં ગાન અંતરમાં ને અંતરમાં ગણુ ગણુ થયાં કર્યા.

એતો સ્વભાવસિધ્ધ અનુભવની વાત છે કે કોઇપણુ પ્રિયજનના વિરહ સમયે આવી ભ્રમિત અવસ્થા થાય છે. પ્રીતિના સામ્રાજ્યની કાંઇ ઓર ખુબી હોય છે. સ્કૉટના છેલા મિન્સ્ટ્રેલમાં સ્કૉટ પોતે લખે છે કે,

"True love's the gift which God has given.
To man alone beneath the Heaven;
It is not fantasy's hot fire,
Whose wishes, soon as granted, fly;
It liveth not in fierece desire,
With dead desire it does not die;
It is the secret sympathy.
The silver link, the silken tie,
With heart to heart and mind to mind.
In body and in soul can bind."

અર્થાત્—સાત્વિક પ્રીતિ મનુષ્યને પ્રાપ્ત થએલી એક સ્વર્ગીય બક્ષીસ છે તે કાલ્પનિક નથી. તેની ભાવનાઓ ભઠ્ઠીની ચીણુગારીઓ માફક નથી કે તે સ્વીકૃત થતાંજ પાછી ઉડી જાય વિશુધ્ધ પ્રીતિને તીવ્ર વાસનાઓ હોતી નથી. તેની વાસનાઓજ સમી જાય છે—વિલુપ્ત થઇ જાય છે. પરંતુ તે વિલુપ્ત થતી નથી. તે તો એક પરમ ગહન

સહાનુભવ છે. હૃદયની અનુકંપા છે. તે રૂપેરી સંયોગ છે. સાત્વિક પ્રીતિના રૂપેરી બંધનથી હૃદય હૃદયને અને મન મનને શારીરિક તથા આત્મિક યોગમા સંયોજે છે. સાત્વિક પ્રીતિનુ તે કાર્ય છે. આપણો આ તાપસ પણ તેવી પ્રીતિનુ એક પાત્ર જણાય છે તેનાં હૃદયનાં ગાનનો ગણુગણાટ સારી રાત્રિ સુધી ચાલ્યો. તેને નિદ્રા આવીજ નહીં. એના જીગરમાં શી વાંચ્છના હશે તે કોને ખબર પડે ? એવા નિર્જન્ય સ્થાનમાં એનો ગણુગણાટ સાંભળવા કોણ જાય ? પરંતુ પ્રિયવાચક ! એના જીગરની વાંચ્છના જાણવાને માટે આપણે ત્યાં ગયાવિના છુટકો નથી. માટે ચાલો ત્યાં જઇએ અને એનાં કાંઇ ગાનના રસને ઝીલીએ

તે તાપસ ગાતો હતો: —

'શું અકારૂં આ જગત ભાસે છે ?
'શાને રૂદન સદા હૃદયને સોકે છે ?
'શાને જલ પણ અને ખારૂં લાગે ?
'શાને રવિ તેજ મહીં અન્ધતા જણાયે ? ૧
'એક દિન એ હતો પ્રિય સખાનો-
'માથ ખસીને આનન્દમાં મ્હાલતાં-
'હૃદયનો ભાર અરસ્પરસ આપતાં-
'આજે તે સખા આંસુડાંયે નહીં લુએ ૨
'નીલ આકાશમાં ચન્દ્ર શોભે છે-
'અને ગર્વિષ્ઠ શાંતિ સુધા સ્રવે છે.-
'પ્રણયી પ્રણય રસ પીઇ પીઇ-

' પ્રફુલ્લ જડને ચેતન બને છે 3
' આ રજની વિષે સહુ ક્રીડામસ્ત બન્યું-
' આનન્દથી કૌમુદિનિ કમળ ખીલ્યું-
' તે દર્શીને ચકોર પણ ગીત ગાતાં-
' સુધા સર્વ પીએ એમ ને શું વિષ જણાયે ? ' ૪

તાપસ એ પ્રમાણે કાંઇ ધીમે ધીમે અંતરની ઊર્મીઓ કાઢતો હતો તેવામાં પાસેની કુટિઓમાંથી ગ્રામ્ય મનુષ્યોનો ગાતાં સાંભળ્યા તે સાંભળીને તાપસ પુનઃ બોલ્યો—

' ગ્રામ્ય ગીતો માનવો ગાયે છે.
' અને હ્રદયનો કોલાહલ મચાવે છે.
' એથી સુખ ઉપજતું જે સખા સંગે.
' તેવીજ રીતે આજ વપુ સર્વે જલે છે. ૫
' ચંપા ડોલર જુઈ જાઇ નિવારી,
' પુષ્પકુંજો આ સકલ મોદકારી.
' વીંટી મ્હાલતા પ્રણયથી કાન્તવૃક્ષને.
' મુજ લોચનમાં ઇર્ષ્યા તે વર્ષવે. ૬

તાપસ ઉંચે જોઇને ગાવા લાગ્યો.

' આ નીલ આકાશ સોહાય છે.
' જાણે જરકસી સાળુ ધરણી ઢોળાય છે.
' યોગીજનો પણ એ સુન્દરતાએ મોહાય.
' મુજ આત્મની કુમળી પાંખડીમાં તે ગુંચાય. ૭
' આ સરિત અને પહાડ સર્વે સુહાતા
' સૌ સ્નેહનાં યશોગાનને ગર્વે ગાતાં.

' હે બન્ધુ ! કિલરવ એ સુર શુને શાને ?
' આંસુડાં ઉન્હાં નયને વરસાવે છે ? ૮
' સંસાર સત્ય સુખરૂપ સુખીને
' અનલ સરખો દુઃખદ સદા દુઃખીને
' હા ભ્રાત ! ઓ કાન્ત ! વિરહીને
' આ સંસાર ખારો ખારો ઉદધિ છે. ૯

બાલક તાપસને વાસનાનાં ગીનના ઉદગારો કાઢતાં મગજ ઉપર લોહી ચઢી આવ્યું. તે જરા વિશ્રાંતિ પામ્યો. ધ્યાનસ્થ થઇ ગયો. થોડીવારે બિછાવેલા બિછાનામાં પડી ગયો, સુખે સુતેલા મનુષ્યને સ્વપ્ન આવે ને તે જાગી ઉઠે તેમ બાલ તાપસ ફરીથી બિછાનામાં ઝબકી ઉઠયો અને પુનઃ બોલવા લાગ્યો.

કોઈ વિશ્વની અદૃશ્ય સત્તાઓ !
જગતની નિયંત્રિત શક્તિઓ !
અમ આત્મ ઉદ્ધારો
જીવનમાં જ્યોત જગાવો
ઓ જગતની મહાન્ શક્તિઓ !

પ્રાર્થના કરીને ઘુંટણીએ બે હાથ મૂકીને તે થોડીવાર એમને એમ ચુપ રહયો. જાણે તે ઉપાસના કરતો હોયની? તે નિરાધાર દુઃખી નવયુવક તાપસની રાત્રિ એમને એમ વીતિ ગઇ. પ્રભાત થયું. પક્ષીઓનો કિલારવ થવા લાગ્યો. પ્રથમ પ્રહરનો મંદમંદ વાયુ પ્રસરવા લાગ્યો. પાંથિક તાપસ બિછાનામાંથી બેઠો થયો અને પાસે વહન કરતાં પાણીના

જય જય કુસુમ જય જય વીર
જય જય કુસુમકાન્ત.

શુકરાજ વારંવાર એજ રટન કર્યા કરતો હતો તાપસ આ શબ્દો પુરેપુરા સમજી શકયો તેણે શુકરાજને પ્રાર્થના કરી કે "તમે નીચે ઉતરીને કુસુમ અને કુસુમકાન્ત કોણ તેની પીછાણ કરાવો." શુકરાજ કોઈ યુવક સાધુ સ્વરૂપને નીરખી ભુમીપર આવ્યો તાપસ સ્થિરચિત્તે આતુર મનથી બેઠો અને શુકરાજ કુસુમકાન્તનો ઈતિહાસ વર્ણવા લાગ્યો. વીરસેનની કથા જેમ જેમ આવતી ગઈ તેમ તેમ તાપસ સુણવામાં વધારે નિમગ્ન થતો ગયો. આદિથી સર્વ સુધી તેણે તેનું વૃતાંત સુણી લીધુ અને પછી તે ઉભો થયો ને હવે પોતાને શું કરવુ તેજ વિચારણા તેના અંતરમાં ઉદ્ભવી. તેણે શુકરાજને પોતાની સાથે રહેવાની પ્રાર્થના કરી. હું પણ વીરસેનને શોધવા નીકળેલો એક રાજનો જાસુસ છુ એમ તે તાપસે જણાવ્યું તેથી શુકરાજને તેના પ્રત્યે વિશ્વાસ બેસી ગયો. તાપસ સ્વકર્તવ્યનો વિચાર કરતો રાચવવા લાગ્યો તેવામાં તેના કર્ણે બીજા કંઈ મંજુલ સૂરો આવ્યા. તે બુર એક સારસ પક્ષી અને તેની પત્નિ અરસપરસ વાતો કરતા હતાં દેતા હતાં. તાપસ ધ્યાનથી તે વાત સાંભળવા લાગ્યો. સારસ પક્ષી વૃક્ષની લતાઓ આડે રહીનેજ શુકરાજને સંબોધી બોલ્યો—

કુસુમકાન્ત સાગર વિષે, પાર ઉતરશે આજ;
ઈચ્છા હોય તો જઈ મળો, પૂર્વ દિશાને સાજ.

શારદાનાં વાક્યથી શુકરાજ અતિશય પ્રસન્ન બની ગયો તાપસનું હૃદય પણ પ્રસન્ન થયું એના જીગરની વાંચ્છનાનું કાંઇ કિરણ મળી આવ્યું. તાપસે બાહુના અગ્ર ભાગ ઉપર શુક-રાજને બિરાજાવી સાગર તરફનો પૂર્વ દિશાનો રસ્તો લીધો.

# प्रकरण १० मुं.

## પરિવર્તન.

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासंकटे ।
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥१॥

—भर्तृहरि.



ર્થાત્ જે કર્મે બ્રહ્માને બ્રહ્માંડની વચમાં કુંભારનું કામ સોંપેલું છે, વિષ્ણુને દશ અવતારના મોટા સંકટમાં નાંખેલા છે. જે કર્મે મહાદેવજીની પાસે ખોપરીમાં ભીખ મંગાવે છે અને સુર્યને નિરંતર આકાશમાં ભમાવે છે, તે કર્મને નમસ્કાર હો!!

સાગરના કીનારા ઉપર ખલાસીઓ નાનાં પ્રકારનાં વહાણો હંકારી રહ્યા છે અનેક છીપાઓ સમુદ્રને તળીએથી મોતીઓ અને રત્નો કાઢવાને મથન કરતા જણાય છે. અનેક મોટા મચ્છ પકડનારા ભીલો બુમરાટ કરતા જણાય છે. તેમાં ચાર પાંચ મોટા ઉંચા કદના ભીલ પુરૂષો લોખંડની પ્રચંડ જાળ નાંખી ઝાડીયાં ઉંચા કરી બેસી રહ્યા છે. તેમાંનો એક ભીલ કેટલીકવારે ઉંચા સૂરથી બોલી ઉઠયો "હાં ! એલા ભાઇઓ ! લ્યો લ્યો કોઇ બડી મચ્છી આઇ છે. લઇ ટયો, સંભાળો હોં ચાલી જતી નહીં, નીસરી જતી નહીં." અંદર અંદર એવા સાવચેતીને સૂચવનારા શબ્દો થઇ રહ્યા એકાદ બે મજબુત શ્યામ શરીરના ભીષણ માણસોએ જાળને ઉંચી કરી પણ તેનાથી તે ઉંચી થઇ શકી નહિ. મદદમાં બીજો માણસ આવ્યો, ત્રીજો આવ્યો ને ચોથો આવ્યો. એમ થઇને પાંચ સાત માણસો એકઠા થયા ને તેઓએ સાથે મળીને જોયું તો એક મોટો મગરમચ્છ લોખંડના આંકડીઆઓમાં ભરાઈ રહેલો જાણવામાં આવ્યો. સૌએ સાથે મળીને તેને ઉપર ખેંચી કાઢયો અને કિનારે લાવી રેતીમાં ફેંકી દીધો. પછી ઘણીક વારે તેઓ તેને એક મોટા પાત્રમાં નાંખીને નગરમાં લઈ ચાલ્યા. હવે આ માણસો ઘણું કરીને જે દિવસે સારૂં ખાજ હાથ આવતું તે દિવસે તે ખાજ લઇને પુષ્પા નામની એકનગરની વારાંગના હતી તેની પાસે આવતા પુષ્પા તેને સારી બક્ષીસ આપીને સંતોષતી હતી. તે ભીલો આજે પણ તે મોટો મચ્છ લઇને પુષ્પા પાસે આવ્યા ને તેણે તે ખરીદી

લીધો. થોડીવાર પછી પુષ્પાએ પોતાના માણસો પાસે તેને યથાવિધિ કપાવી કાઢી જોયું તો તેમાંથી એક મહત્ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેના ઉદરમાંથી એક પદ્મરૂપ સુંદર યુવતી બેભાન અવસ્થામાં નીકળી આવી. પુષ્પાની દાસીઓએ પોતાની અધિષ્ઠાત્રીને તે વૃત્તાંતની હોંસથી ખબર કહી. પુષ્પા આ આશ્ચર્ય જોવાને સત્વર ત્યાં આવી પહોંચી. નીરમીને જોતાં તે નારીના શરીરમાં હજુ ચેતના હતી. તેના અંગો પ્રત્યંગો હજુ સુધી સુરક્ષિત હતાં. પુષ્પાએ તુરતજ તેને શીતોષ્ણ ઉપચાર કરવા શરૂ કર્યા. થોડા સમયમાં તો તેને શુધ્ધ વળી અને તેનામાં નવું ચૈતન્ય આવ્યું તે કોમળાંગી યુવતીએ લોચન ખોલ્યાં અને સર્વત્ર આસપાસ જોયું. પુષ્પાએ તેને વિવેક અને માન ભર્યા શબ્દોથી બોલાવી ને ધીરજ આપી. કેટલાક વિશેષ ઉપચારો પછી તેના શરીરમાં શક્તિ અને સ્ફુર્તિ આવ્યાં. તે કોમળાંગી બોલતી ચાલતી થઇ. આ સમયે તેનું સૌંદર્ય સહુને દિંગ કરી નાંખવા લાગ્યું પુષ્પા તો એના સૌંદર્યમાં મુગ્ધજ બની ગઇ. તેણે કદિ આવી યુવતી જોઇ નહતી. એના લાલ સુન્દર ઓષ્ટો પ્રવાલની સમાન શોભતા હતા. એની ભ્રકુટી કાનના ભાગથી માંડીને શ્યામલ શ્રૃંખલા જેવી ભાસતી હતી. એનો સુમધુર કંઠ સુણનારને અમી સિંચન કરતો હતો. એની હંસગતિની મધુર ચાલથી પુષ્પા તો તેનાં પગલાં ગણવા લાગી. પુષ્પા જાતે પોતે પુરજનોની ખુશામત ઉઠાવીને દ્રવ્ય હરનારી એક અધમ કોટિની નારી હતી, તેને આ રૂપ લાવણ્ય સંપન્ન

યુવતી પોતાના ધંધામાં એક અનુપમ સાધન થઈ પડશે એવી ઘણી આશાઓ તેણે બાંધી અને તેથી તે યુવતીને તેણે કોઇ પ્રકારનું ઉણું આવવા દીધું નહિ. ચાર છ દિવસ સુધીતો તેની અચ્છી રીતથી સારવાર કરવામાં આવી અને તેથી તે યુવતીને નવું જીવન આવ્યું હોય તેમ તે પણ તદન સ્વસ્થ બની ગઇ.

તે યુવતી આસપાસ બારીકીથી જોવા લાગી તો તેને અહીં આ શ્રીપરિજન વિના કોઇ વ્યક્તિ જોવામાં આવી નહિ તેથી તે આશ્ચર્ય પામી. તેણે ધીમેથી પુષ્પાને પુછ્યું કેઃ- 'હે માતા આ કોના મકાન છે અને હું અહીંઆ ક્યાંથી આવી ચઢીછું તે મને કૃપા કરીને જણાવો. યુવતીનો ઝીણો કોકીલ સરખો સૂર સૂણીને પુષ્પા તો ઓતપ્રોત બની ગઇ. તેણે કહ્યું,-" હે સુન્દરિ ! તું ઘણી દુઃખી જણાય છે. હવે તને અહીંઆ કોઇ પ્રકારનું દુઃખ નથી આ તારાંજ મંદિર સમજી લેજે. અમે સૌ તો તારા સેવક અને નોકરો છીએ." આ શબ્દો સાંભળીને તે યુવતી બોલી " હે મા ! તમે એમ કેમ બોલો છો ? આપને કાંઇ સન્તાન નથી કે શું ? "

" ના બેટા, મારે સન્તાન નથી. દૈવયોગે તારા સરખું પુત્રી રત્ન મળ્યું છે. "

" વારૂ ! આપના પતિ ક્યાં છે અને તેઓ શો વ્યાપાર કરે છે ?"

" યુવતી ! તું કેવળ અજ્ઞાન છો અમારે પતિ નથી. આ પૂરના શ્રીમાનો, જાગીરદારો અને લક્ષ્મીવાનો જેઓ

અમને દ્રવ્ય આપે તેઓને નાના પ્રકારના સુખવિલાસોના ભોગ ભોગવવાની સાગગ્રીઓ આપવી તે અમારો ધંધો છે.”

આ ઉત્તરથી તે યુવતી સમજી ગઈ કે પોતે ક્યાં આવી છે. તેના ગૌરવદન ઉપર જરા શ્યામતા પ્રસરી પણ કર્મ સંજોગે જે બન્યું તેમાં કશો ઈલાજ નહીં. બિચારી તેતો મનમાં વિમાસણજ કરતી રહી. પરંતુ પોતાનો તે ભાવ નહીં જણાવતા માત્ર પ્રસન્નતાજ બતાવીને તે બોલી:-

'ત્યારે હવે મારે આપને ત્યાં શું કામ કરવાનું છે ?'

'તે હું તને થોડા દિવસ પછી બતાવીશ. હાલ તુરતતો અહીંઆ સુખેથી આરામ લે.'

'કદિ મારે આપને ત્યાં વસવું ન હોય તો આપ મને અહીંઆથી જવાની રજા આપશોકે ?,

આ પ્રશ્નથી પુષ્પાના મનમાં ધ્રાસકો પડ્યો. તે ધીમેથી બોલી. "તારૂં જેમાં શ્રેય હશે તેજ હું કરીશ, તેની તું ચિંતા કરીશ નહીં."

"આપ મોટી ઉમરનાં અને વધારે અનુભવી છો એટલે આપને યોગ્ય લાગશે તેજ આપ કરશોજી."

"હા ! તારે અહીંઆ કોઇ જાતનો ઉચાટ કરવો નહીં."

"માતાની છાયામાં ઉચાટ શાનોજ હોય ?"

પુષ્પાએ કહ્યું—"બસ તારે એમજ માનવાનું છે."

યુવતી—"પણ આપ મને આપની પુત્રીની પેઠે રાખજો હો."

પુષ્પા—“ કર્મ સંજોગે તારા સરખું રત્ન સાંપડયું તેને હું શું લેશ પણ દુભાવીશ કે ? ”

યુવતીએ કહ્યું–“ ધન્ય છે, આપને ”

પુષ્પા—“ પણ તું કોણ છે તેનું ઓળખાણ તો આપ. તારી આવી દશા કેવી રીતે થઇ ?”

યુવતી—“ માતા ! તે વિષે હું આપને અવકાશ હશે ત્યારે જણાવીશ.

પુષ્પા—“ વારૂ ત્યારે હાલ તુરતતો તું આરામ લે. ઘડી પછી હું તારી પાસે આવીશ. ”

આવી વિનયી અને કુળવાન યુવતી તે કોણ હશે તે જાણવાનું કુતુહલ પુષ્પાના હૃદયમાં ઉભું થયું તેથી થોડા સમય જવા દીધા પછી તે પાછી આવીને તે યુવતીને તેની પીછાણ આપવાનું જણાવ્યું. યુવતી વિચારમાંજ બેઠી હતી કે આ વેશ્યાને મારે મારી પીછાન કેવી - તે આપવી. પુષ્પા આવી કે તુરતજ સાવધ થઇને તેણે પોતાની પાસે બેસાડી અને પોતાની વીતક વાર્તા કહેવી શરૂ કરી.



# प्रकरण ११ मुं.

## દિવ્ય જીવન.

"Nothing is sweeter than Love, nothing more courageous, nothing higher, nothing wider, nothing more pleasant, nothing fuller or Hetter in heaven and Earth, because Love is born of good, and can not rest but in God above all created things."

પુન્યક્ષેત્ર કનકશાલ પુરના અધીશ્વરના લક્ષ્મીદત્ત મંત્રીનું કુટુંબ વિલોકવા સરખું છે. તેનાં ધર્મપત્નિ કુન્દનલક્ષ્મી એક અનુપમ નારી રત્નનો નમુનો હતાં. તેને એકનું એક પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું અને તેનું નામ રત્નસાર રાખવામાં આવ્યું હતું. શુક્લપક્ષના ચંદ્રમાની સમાન રત્નસાર મોટીવયનો થતો ગયો તેમ તેમ તેનાં કૌશલ્યની પ્રભા પ્રસરતી ચાલી. લક્ષ્મીદત્તે ઉત્તમ શિક્ષણ આપીને ઉછેર્યો. રત્નસાર વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવીને એક નરરત્ન સમાન પંકાવા લાગ્યો. પુખ્ત વય થતાં

તેનાં લગ્ન કૌશાલીનગરીના એક ધનાઢ્ય શ્રીમંતની પુત્રી સાથે કરવામાં આવ્યાં. નવવધુનું નામ કમળાવતી હતું. કમળાવતીએ પિતાગૃહે ઉત્તમ કોટિનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. ભાષાજ્ઞાન, ગણિતશાસ્ત્ર. વ્યાકરણના ભેદ, છંદશાસ્ત્ર, નાટક, કાવ્ય કળા અને ઇતિહાસ તથા ધર્મ નીતિના અભ્યાસમાં તે નિષ્ણાત થઇ હતી. સોળવર્ષની યુવાવસ્થાએ તેનું લગ્ન થયું હતું. શ્વસુરગૃહે આવીને તેઓ પોતાના સ્વામિના જીવનકાર્યમાં અદ્વિતીય સહાયિની થઇ પડયાં હતાં. પુરૂષ દ્યૌ: છે સ્ત્રી પૃથ્વી છે. પુરૂષ ચંદ્ર છે. સ્ત્રી નિશા છે. પુરૂપ બિંબ છે. સ્ત્રી આદર્શ છે. પુરૂપનાં ગુણ ધર્મ સ્રીમાં ઉતરે છે. સ્વામિગૃહે કમલાવતીના જ્ઞાનમાં બહુ વિકાસ થયો. રત્નસારના અનુપમ ગુણો કમલાવતીમાં સાંગોપાંગ ઉતરી આવ્યા અને તેથી પતિ પત્નિ એક સ્વરૂપ બની ગયાં. આવી પરિપક્વ દશાજ દમ્પતિનાં સુખી જીવનની પરાકાષ્ઠા ગણાય. સ્નેહાળ યુગ્મ સંસારમાં નન્દનવનનું સુખ ખડું કરે છે. એવાં દમ્પતિ લગ્ન રૂપી મૈત્રીની શ્રૃંખલાથી જોડાઇને અનુપમ જીવન ગાળે છે તેના સમયનું દિગ્દર્શન કરવું પણ કાંઇક લાભપ્રદ થઇ પડે છે તેથી શ્રીમતી કમળાવતીના દૈનિક કૃત્યોનું અહીંઆ આલેખન કરવામાં આવે છે.

જરકસી તારીં ગાલીચો આકાશમાં બિછાવ્યો હોય, તારારૂપી અનેક રત્નોની પ્રભા પૃથ્વીને પ્રશાન્ત ધવલતા અર્પતી હોય, બ્રાહ્મ મુહુર્તના પ્રથમ પ્રહરનો મધુર સમીર

મંદમંદ વહેતો હોય, શિતળવાહિની ભાગીરથીનાં ઘેરાં જળમાં સ્નાન કરવાને ઇષ્ટ સ્મરણ કરતાં ભાવિક મનુષ્યોના ચાલવાના પગરવ સંભળાવા શરૂ થયા હોય, પરોઢીયો તારો ઝગમગતો હોય, મધુરી શાન્તિનું સુધા વરસી રહ્યું હોય, અખિલ વિશ્વ નવજીવન પામતું હોય, ચન્દ્ર અને જળશાયિની કમલિનીના વિરહનો યોગ જામી રહ્યો હોય, પુષ્પ વૃક્ષોનો સુગંધી પરાગ ઉદ્યાન અને ઉપવનને ધુસર કરતો હોય તેવા મનોરમ્ય પ્રભાતના સમયમાં શ્રીમતી કમલાવતી જાગૃત થતી. પછી તુરતજ અર્ધ સ્ફુટિત કમળ નયનોથી તે હસ્તાલિકાનું દર્શન કરતી. પછી મુખમાર્જન કરી પોતાના સ્વામીના પલંગ પાસે આવતી. ત્યાં પોઢેલા પોતાના સ્વામી રત્નસારના મુખારવિંદનું દર્શન કરતી, એક અનન્ય પ્રેમશીલભકત પોતાના ઇષ્ટનું શરણ મળતાં આનંદ પુલકિત બને તેમ તે સુતેલા સ્વામીના ચરણનો સ્પર્શ કરી તેના ચરણે શીર નમાવી પ્રેમલક્ષણા ભકિતથી આનંદ પુલકિત બની જતી હતી. પ્રેમલક્ષણા ભકિતવિવશ બનીને કમલાવતી પ્રતિક્ષણ નવજીવનના ઉલ્લાસમાં જીવતી. પ્રભાતના પ્રારંભમાંથીજ તેના અપૂર્વ ભાવનાયુકત આન્દોલનો વર્તનમાં મુકાતાં, પોતાના સ્વામીને વન્દીને તે પછી આંગણાંના ચોકમાં આવતી ત્યાં મધ્ય સ્થળે એક નાનો ગૃહબાગ આવી રહેલો હતો તેના કુંજમાં નાનાં પુષ્પવૃક્ષો અને પુષ્પવેલીઓથી સુગંધીત થયેલા વાયુનું સેવન કરતાં ઘડીભર ઉભા રહી આકાશનું દિવ્ય સૌંદર્ય જોતી અને કુદ્રતની અદ્દભુતતા વિષે વિચાર કરતી. પછી તે ઇષ્ટ ભગવન્તોનું સ્મરણ કરતી

કરતી ઉત્તમ ભાવનાઓ ભાવતાં દંતધાવન અને શૌચાદિક કૃત્યોથી પરવારી લેતી પછી પુનઃ શયન ખંડમાં આવીને રત્નસારના ઉશીકાં ઉપર બેસી પોતાનો શીતળ કર તેના લલાટે મુકતી અને સ્વામી જાગૃત થાય તેની રાહ જોતી બેસતી અને મધુર શબ્દોથી, મધુર પ્રભાતનાં રાગોનાં ગાનથી કે નાના પ્રકારના સીતારના વાદ્યને બજાવીને તે પોતાના સ્વામીને જાગૃત કરતી, રત્નસાર પણ પંચપરમેષ્ટી સ્મરણ અને નવકારમંત્ર ભણતાં ભણતાં જાગૃત થતો અને ઘણા સમય થયા જુદો પડેલો મિત્ર તરતજ મળેલા મિત્રને સસ્નેહ ક્ષેમકુશળ પુછે તેવા મૃદુભાવથી રત્નસાર કમલાવતીને કુશળ પુછતો. “પ્રિયા ! પ્રકૃતિ સારી છે ?” કમલાવતી - મુખમાંથી પુષ્પો વેરતાં હોય તેવા વિનીત શબ્દોમાં પ્રત્યુત્તર આપતી. “જી, હા આપનાં પૂન્ય કર્મથી મારી પ્રકૃતિ કુશળ છે. આપ આળસને પરિહરો અને ધર્મ સાધનાનો સમય થયો છે માટે સામાયિકાદિક ક્રિયા કરી લ્યો.” પછી રત્નસાર સ્વસ્થ થઇને પ્રાતઃ સમયની ક્રિયામાં ગુંથાતો અને કમલાવતી ગૃહના સર્વ ખંડોને સાફસુફ કરવામાં, રાચરચીલું વ્યવસ્થિત કરવામાં અને સાસુ સસરા જાગૃત થાય તે દરમ્યાનમાં તેની સેવાના સાધનો તૈયાર રાખવામાં પ્રવૃત થતી. સ્નાન કાર્યથી પરવારીને ચતુષ્પથમાંના બાગમાં જઇને નાની છાબડીમાં દેવપૂજા માટે પુષ્પોને ચુંટવાનું કાર્ય કરતી. તેટલામાં લક્ષ્મીદત્ત અને તેનાં પત્નિ જાગૃત થતાં તેની સેવાસુશ્રૂષામાં રોકાતી. તે-

ઓને ન્હુવરાવીને દેવ પૂજાની સામગ્રી તૈયાર કરી આપી પોતે બાગનાં સર્વે નાનાં મોટાં વૃક્ષોની સાર લેતી, બગીચો સાફ કરતી, જળ સીંચતી અને નાનાં પુષ્પ છોડોનાં પાત્રાં વિગેરે ઉપરથી કચરો અને ધુળ ઉતારીને ક્યારડા સ્વચ્છ કરતી. હુંસગતિ યુક્ત ચાતુર્યથી કમલાવતીનાં કાર્યની એવી તો નિયંત્રિતતા હતી કે ગમે તેવા કામના બોજમાં તેને કશી વિટંબણા પડતી નહુતી. કમલાવતી આટલાં કાર્યથી પરવારતી ત્યારે હુજુ માંડ સૂર્યોદયનો સમય થતો. તે પહેલાં તો તે કુટુંબનાં નાનાં માણસોને વિવેક ભર્યા શબ્દો બોલીને ઉઠાડતી અને સૌને સૌના કાર્યમાં પ્રવૃત કરતી. જાણે કમલાવતીજ કેમ આ નાનાં ગૃહરાજ્યની અધિષ્ટાત્રી હોય નહીં? કમલાવતી પોતાનું પોતાપણું ભુલી ગઇ હતી. પોતાનું પોતાપણું ભૂલી જવું છે, સ્નેહુ અને પ્રેમમાં સ્નેહી અને પ્રેમીને પ્રિય હોય તેજ કાર્ય આચરવું, પ્રિયતમનાં સંબંધી પ્રિયતમનાં પ્રિયકર, પ્રિયતમનું શ્રેય ઇચ્છનાર અને પ્રિયતમ ઉપર સ્નેહ રાખનાર સર્વે વ્યક્તિઓનું યથાસ્થિત ઉચિત ઉપચારે સન્માન કરવું તે પ્રિયતમાનું પ્રધાન કર્તવ્ય છે. આવી જે અંતઃકરણની માન્યતા છે તે અંતઃકરણને પ્રાપ્ત કરીને પણ જીવન સફળ થાય છે.

સ્ત્રીનું પતિ વિના આ સંસારમાં અન્ય કોઇ શરણ્ય નથી. જ્યારે પોતાના શરણ્યનું, પોતાની પ્રિયા વાસ્તે પ્રતિક્ષણ શુભ ચાહક અને પ્રતિક્ષણ પોતાની પ્રિયાંગનાના કલ્યાણના વિચાર કરનાર સ્વામિની સ્વામિનિએ ઉપકારના ભાર-

માં કચરાતાં સ્વામિ સેવા પરાયણા બની પ્રતિક્ષણ વિચરવું તે ધર્મવતી આર્યાંગનાનું લક્ષણ છે. આમ જે સન્નારીના નિર્મળ હૃદયમાં વાસ્તવ સ્વરૂપ પ્રકટયું છે તે સાધ્વીના જીવનને સહસ્રધા ધન્ય છે.

રત્નસાર પ્રાતઃક્રિયા કરીને પછી દેવ સેવામાં ગુંથાતા હતા. અને શ્રીમતી કમલાવતી પણ તેનીજ સાથે દેવપૂજામાં સહાયિની બનતાં હતાં. સ્વામિસંગે પોતે પણ પ્રભુ દેવનાં વન્દનનાં સ્તોત્રો મધુર કંઠથી ઉચ્ચારતાં આ સમયે મંત્રીશ્વરનું આ ગૃહ પુત્ર અને પુત્રવધુના પરમ શીલના પ્રભાવે સ્વર્ગના જેવું અનુપમ બની જતું હતું. એક મોટી ચાંદીની આરાત્રિક લઇને પતિ પત્નિ બન્ને સાથે દીપક પ્રકટાવીને આરાત્રિક ઉતારતાં અને ઉત્તમ ભાવના યુકત ગાતાં ત્યારનો પ્રસંગ ભહુજ મનોરમ્ય થઇ પડતો હતો. આર્યોનાં ગૃહે ગૃહે આવાં દમ્પતિઓ ઉદ્ભવો એવી અમારી યાચના છે.

કમલાવતી એ પ્રમાણે પ્રાતઃવિધિથી પરવારીને પછી દિવસના બીજા પ્રહરમાં ગૃહકાર્યમાં ગુંથાતી. અને રસવતી રસોઇ બનાવવામાં પોતાનું સર્વ દાક્ષિણ્ય વાપરતી. સર્વે કુટુંબ પરિજનોને મીષ્ટાન્ન ખાનપાનથી સંતોષી પછી સાસુ સાથે પોતે ભોજન લેતી. ભોજન લઇને સાસુની આજ્ઞા માગી પોતે પોતાના એકાન્ત ખંડમાં આવતી. શ્રીમતી કમળાવતી તુરતજ પછી પોતાનાં વ્હાલાં પુસ્તકોને સભાળતી. રત્નસારે નિર્દેશ કરેલાં કોઇ કાવ્યનું, કોઇદા પ્રકરણનું, ધર્મ શાસ્ત્રના કોઈ અધ્યાયનું, કોઇ કલા સંબંધી,

દેશવિદેશના ભૂગોળ અને ઇતિહાસના સાહિત્યનું કે કિંવા એવાજ ઇતર વિષયનું તે વાચન અને મનન કરતી. વાંચતાં વાંચતાં કદિ તેને ઉત્તમ વિચારો આવતા તો તે કાગળ ઉપર આલેખી લેતી હતી. તેવા તેના લખેલાં થોડાક અવતરણો નીચે આપીને અમો વાચક વૃન્દને એક સર્વોત્તમ સુન્દર આદર્શ સ્રી કેવી હોય છે તેનું દર્શન કરાવીએ છીએ. કમળાવતીએ એક સ્થળે લખ્યું હતું કે,

“ પ્રત્યેક કુશળ સ્ત્રીએ પોતાના સંસારમાં નન્દનવનનું સુખ કેમ ખડું કરવું અને સ્વામિન્ સંગે સ્વર્ગના ઇંદ્રભોગ આ પૃથ્વીમાં કેમ ભોગવવા તે વિષે અવશ્ય વિચાર કરવા જોઇએ અને તે વિચારને સમય આવતાં દિવસે દિવસે વર્તનમાં મૂકવા જોઇએ અને વર્તનને પુર ઉમંગથી ઉચ્ચ કળામાં લાવવું જોઇએ. ”

ફરીવાર કમલાવતીએ એક સ્થળે પોતાનો એક વિચાર નીચે પ્રમાણે ટાંકયો છે.—

“ સ્વામિ સ્નાન કરે છે કિન્તુ તેના ગૌર અંગને તૈલમર્દન કરવું જોઇએ અને તે કાર્ય પણ આ કિંકરીથીજ બને તો ઉત્તમ ગણાય. માટે હવેથી સુગંધી તેલ પોતાને હાથે સ્વામિના અંગે ચોળીને સ્વામિને હું પોતેજ ન્હવડાવીશ. તેથી સ્વામિની સેવામાં એક અધિકાંશનો વધારો થશે અને તેથી સ્વામિની શારીરિક સ્થિતિ પણ ઉત્તમ થશે ”

એક સમયે તે બાણનું કાદંબરી વાંચતી હતી ત્યારે

તેને વિચાર આવ્યો તે વિચાર તેણે નીચે પ્રમાણે લખી લીધો હતો.

"વાલ્મિકી, બાણ અને ભવભૂતિ આદિ નાટકકારોએ પોતાના કાવ્યોમાં નાયિકાને તેના સ્વામિને અગર ચંદન અર્ચતી, પુષ્પમાળા આરોપતી અને કર્પૂરનાદીપ ધુપથી આરાત્રિક ઉતારતી વર્ણવી છે. કેવો મધુર આનન્દ!! જાણે સ્વયં કેવળીજ મારે આંગણે આવ્યા હોયની? કેવી અપૂર્વ સ્વામિભક્તિ? શું પ્રાચીન યુગનું દર્શન હું મારા ગૃહ મન્દિરમાં મારા વર્તનથી કરાવી ન શકું? સ્વામિ કેટલા પ્રસન્ન થાય? મદાલસા પ્રતિદિન ઋતુધ્વજનું પુજન કરતાં હતાં. વેદધર્મીઓના પુસ્તકોમાં લખ્યું છે કે સાવિત્રી નિશદિન બ્રહ્માનું પૂજન કરતાં અને સામવેદમાંના કેટલાક સ્તોત્રોથી ઉચ્ચસુરે તે પતિનું સ્તવન કરતાં હતાં. આ ભવાબ્ધિમાં સ્ત્રીનું શરણ્ય પતિ છે. ધર્મ અને સંસારનાં દરેક કાર્ય સ્ત્રી પતિના આશ્રયથીજ કરી શકે છે પતિ રૂપી છત્ર પત્નિ ઉપર ન હોય તો પત્નિનું અસ્તિત્વજ છિન્નભિન્ન થઇ જાય. તે પૂર્વ કવિઓએ પોતાની નાયિકાઓને એવી રીતે ચિતરી છે તેવું હું મારાં મંદિરમાં કાલથીજ પ્રત્યક્ષ દર્શન કરાવીશ."

આટલા ટુંકા ઉલ્લેખથી કમળાવતીનું ઉચ્ચ આદર્શ જ્ઞાન વાચક સમજી શકયા હશે. કમળાવતી વાચનકાર્યમાં કેટલોક સમય નિર્ગમન કરી પછી તે ભરત 'શીવણ અને ગુંથણના કાર્યમાં પોતાના ચિત્તને રોકતી અને તે પ્રસંગે

સાસુજી સાથે ધર્મકથા અને વાર્ત્તાના પ્રસંગો પણ ચલાવતી. લક્ષ્મી સમાન આ પુત્ર વધુથી સાસુજી તો આશ્ચર્યમાંજ ગરકાવ થઈ જતાં હતાં. આટલી નાની વયમાં કેટલું જ્ઞાન? કેવી ભક્તિ? કેવી ચંચળતા? કાર્ય દક્ષતા અને સરલતા? પોતાની ઇચ્છાનુસાર વર્તે છે છતાં કોઇના વિરૂદ્ધ તેનાથી કશું કાર્ય બનતું નથી. આપણા આવા શ્રીમંતગૃહમાં પણ તે જે તે કાર્યો પોતાના હાથથીજ કરે છે અને પાછી શરીરે એટલી સુકુમાર છતાં શ્રમ લાગ્યો છે એવું તો તે કદિ દર્શાવતીજ નથી. આવા વિચારોમાં તેઓ વારંવાર કમળાવતીને ધન્યવાદ આપતાં હતાં તે સમયે કમળા વિનયથી કહેતી કે—"માજી! આપણા ગૃહમાં એવું તે શું કાર્ય છે કે મને શ્રમ પડે? આપ જેવાં પૂન્યશ્લોક માતાના પ્રતાપથી મને તો અહીંયા ઇંદ્રલોકનું સુખ છે તેમાં કશી ઉણપ નથી. વડીલ છો એટલે અમો સરખાં બાળકની પ્રસંશા કરો છો બાકી અમારામાં તો કશુંયે નથી." આ ઉત્તરથી સાસુજી વળી વિશેષ મહાત્ બની જતાં હતાં.

સાયંકાળ થતાં પહેલાં રાત્રિના ભોજનની તૈયારી થતી અને સુર્યાસ્ત પહેલાં ભોજનથી સૌ આપ્તમંડળ પરવારી લેતું. પછી સાસુજીની ઇચ્છાનુસાર રાત્રિના પ્રથમ પ્રહરનો સમય વ્યતિત કરીને સમય થતાં શય્યન ગૃહમાં પોતે આવતી. હવે અહીંયા પતિપત્નિરૂપી બન્ને મિત્રો સંસાર વ્યવહારના પાઠોનો અરસપરસ વિનિયોગ કરતાં હતાં. તેમાંથી નવીન શિક્ષા સ્વામી પાસેથી સ્વામીની ગ્રહણ કરી

રત્નસારના શીર ઉપર ઝુકી રહેતા. આનંદ સમાધિમાંથી જાગી પતિના અંકરૂપી કમળ શય્યામાં ઢળીને રત્નસાર અને કમળાવતી વચ્ચે સ્નેહવાર્તાનો આરંભ થતો.

“સ્નેહ તે સુખ અને જીવનની પરાકાષ્ઠા છે.” આટલુંજ લખીને અમો આ દિવ્ય દમ્પતિને વિરમવા દઇ આ પ્રકરણ બંધ કરીએ છીએ.

# प्रकरण १२ मुं



## અમારાં લગ્ન.



સજ્જન ખાતાં સ્નેહકી, ઉસ મુખ કહી ન જાય;
મુંગેકા સુપના ભયા, સમજ સમજ મન પસતાય.




મારી પીછાન હું આપને આપું છું તે આપ સાંભળો. “ વસન્તપુર નામના નગરમાં દેવદત્ત નામનો વણિક ગૃહસ્થ છે તેની હું પુત્રી છું. મારી માતાનું નામ રત્નવતી છે. મારા પિતા ધરન: એક મોટા શ્રીમન્ત છે. વસન્તપુરના મહારાજા પાસે તેઓનું મોટું માન છે. મારા પિતાએ મને ઘણો વિદ્યાભ્યાસ કરાવ્યો. કેટલાંક શાસ્ત્રો અને કળાઓમાં હું હોંશથી પ્રવીણ બની. મારૂં યૌવન વય થયું ત્યાં સુધી

કોઈ પુરૂષ સાથે મારો વિવાહ નક્કી થયો નહતો. હું દિવસે દિવસે યૌવનકાળ વીતાવતી ચાલી' મારા પિતાને પણ મારા લગ્ન માટે ચિંતા થવા લાગી. તેવામાં શરદ ઋતુ આવી. વર્ષાઋતુમાં સારો વર્ષાદ વરસ્યો હતો. લીલા લહેર થઇ રહી હતી. સૃષ્ટિ આનન્દમાં ડોલતી હતી. સર્વે સ્થળે લીલી હરીયાળી શોભતી હતી. પશુ પક્ષીઓ આનંદમાં કિલ્લોલ કરતાં હતાં. આશ્વિન માસના પાછલા પક્ષમાં અમારા રાજાએ સૌ નગરને ઉજાણી આપી વાડીભોજન માટે નોતર્યું અને ગામમાં પડહ વજડાવ્યો કે સૌ નગર જનોએ બગીચાઓમાં જઈ ભોજન કરવું અને એક આખો દિવસ નગરમાં ધુમાડો બંધ કરવો. મારા પિતા પોતાના નોકર વર્ગ અને સંબંધી જનો સાથે પોતાના વિજય બાગમાં બગીચો કરવાને ગયા. હું મારી સખીઓ સાથે તે બગીચામાં ગઈ. આંબા અને આશોપાલવનાં વૃક્ષોએ ચઢીને અમે કિલ્લોલ કરવા લાગ્યાં. લીંબડા અને વડના વૃક્ષોની શાખાએ ઝુલાઓ બાંધીને અમે હિંચોળા ખાવા લાગ્યાં. એક અપૂર્વ દિવસ અમે ઉજવ્યો. આખો દિવસ એ રીતે સર્વે નગરજન આનંદમાં ડોલી રહ્યાં. બપોર વીતી ગયા અને સાંજનો સમય થયો. હું મારી સખીઓ સાથે રમતી હતી તેમાં એકદમ મારા પિતાને અમારા મહારાજાનું તેડું આવ્યું. મારા પિતા ગયા પછી થોડા સમયમાં તેણે મારી માતાને કહેરાવ્યું કે "રાજાના કુમારને કાંઈ અકસ્માત્ થવાનો છે એમ નજુમી જણાવે છે માટે રાણીને આશ્વાસન આપવાને તમારે અગાઉથી હાજર થવું."

મારી માતા મારા પિતાની આજ્ઞાનુસાર રાજાના ઉદ્યાનમાં ગયાં. હું પણ તેઓની સાથે ગઈ. અમે ત્યાં કેટલોક વખત સુધી બેઠાં. ભવિષ્યમાં થવાના અનિષ્ટ બનાવનું હજુ કાંઈ ચિન્હ નહતું. માત્ર રાજા પોતાના મંત્રીઓ અને મારા પિતા સાથે બેઠા હતા. કુમાર ઉદ્યાનોમાં ક્રીડા માટે બહાર ગયો હતો તેને બોલાવવાને રાજાએ માણસો મોકલ્યાં હતાં. અમે રાજોદ્યાનમાં ગયાં પહેલાં એક જોશીએ રાજાપાસે આવીને જોશ જોયો હતો કે ઘડી બે ઘડીમાં તમારા કુમારને કાંઈ અકસ્માત થવાનો યોગ છે. આ સમાચારથી રાજા ગભરાઇ ગયા હતા અને તેથી કુમારને શોધવા તેણે માણસો દોડાવ્યા હતા. તેમાંનો કોઈ હજુ કાંઈ સમાચાર લાવ્યો ન હતો. થોડીવાર પછી એક સ્વાર દોડતો આવ્યો અને તેણે ખબર આપ્યા કે કુમાર અહીંથી થોડે દુર આવેલા એક ઉદ્યાનમાં વડના વૃક્ષ નીચે ભર નીદ્રામાં સૂતા છે. મેં ઘણા ઉઠાડ્યા પણ ઉઠ્યા નહીં તેથી હું સત્વર અહીંઆ આપની પાસે આવ્યો છું “સ્વારના આ સમાચારથી રાજા ગભરાઇ ગયા અને તુરતજ મંત્રીમંડળ સહિત સ્વારની સાથે જ્યાં કુમાર પડ્યા હતા ત્યાં ગયા. પાછળથી રાણી સાથે અમે પણ ત્યાં ગયાં. ત્યાં જઇને જોયું તો કુમાર એક વટ વૃક્ષની છાયા નીચે સૂતા છે અને તેના આખા શરીરમાં કરકોટક નાગનું વિષ પરવરી રહ્યું છે. આ બનાવથી રાજા રાણી અને અમે સૌ ગભરાઈ ગયાં. મહા શોક વ્યાપી ગયો. દુઃખના ઝીણા કરૂણ સૂરો સંભળાવા લાગ્યા.

પ્રજા વર્ગના માતા પિતા રૂપ રાજા રાણીજ જ્યારે શોકમાં વિહ્‌વળ બની ગયાં ત્યારે પછી પ્રજાનું તે શું ગજું ? અમે પણ સૌ વિહ્‌વળ બની ગયાં. મારા પિતા ધીર અને દૃઢ મનના માત્ર ચુપકીદી પકડી બેસી રહ્યા હતા. તેઓએ આ સમયે સમયસૂચકતા વાપરીને અમારા શહેરના એક પ્રતિષ્ઠિત અને ધર્માત્મા વણિકગૃહસ્થને બોલાવવા સુચના કરી અને સાથે સાથે આવી તકનો પણ સંદેશો તેને પહોંચાડવો એમ જણાવ્યું. મારા પિતાનું વચન માન્ય રાખી ને તુરતજ રાજાએ પોતાના સ્વારને તે ગૃહસ્થને બોલાવવા મોકલ્યા. તે ગૃહસ્થ બીજું કોઈ નહીં પણ અમારા શહેરના વસુભા નામના વણિકકુળશિરોમણી ગૃહસ્થ હતા. રાજાના સ્વાર સત્વર જયાં વસુભા ઉજાણીએ નીકળ્યા હતા ત્યાં આવી ચઢયા અને તેને રાજાના કુમાર ઉપરના વીતકની વાત જણાવી. રાજાના સ્વાર અત્રે તેડવા આવ્યા તે દરમ્યાનમાં રાજાએ અનેક ઉપચારો કરાવ્યા હતા. અનેક મંત્ર તંત્ર શાસ્રીઓ, અનેક ગારૂડીઓ અને અનેક ઢોંગીમોંગી કામ કરી ગયા પણ એ મહા સર્પરાજનું વિષ કોઇનાથી ઉતર્યું નહીં. સ્વારના પાસેથી સમાચાર સાંભળીને વસુભાને અફસોસ થયો પણ હવે તેનો તાત્કાળિક ઇલાજ લેવો જોઇએ એમ તેણે નિશ્ચય કર્યો. વસુભાનાં ધર્મપત્નિ વસુમતિએ પોતાના પતિને આ ધર્મ કૃત્ય કરવાને સત્વર આગ્રહ કર્યો. વસુભાને એક પરમ સુંદર વસન્તસેન નામના પુત્ર છે તેને સાથે લઇને વસુભા રાજા અને સૌ મંડળ બેઠું છે ત્યાં આવી

પહોંચ્યા. હવે વસન્તસેન એક અદ્વિતીય પુરૂષ છે. તેનું ગૌર વદન ચંદ્રના સરખી તુલના કરે છે. હજુ તો તેના વદનપર મૂછનો દોરો પણ આવ્યો નહોતો. એના વદન પરની લાલી ગુલાબના પુષ્પો જેવી લાગે છે. એનું હસતું મુખ સૂર્યમુખી પુષ્પના સરખું જણાય છે. આ દેવ સરખી મનુષ્ય મૂર્તિ પોતાના પિતા સાથે આવી હતી તે ચોસઠકળા અને સોળ શાસ્ત્રમાં પારંગત થયા છે. એના પરમ ધર્મિષ્ટ વચનથી સંતુષ્ટ થઇને તેના પિતાને ગૃહે આવેલા એક કોઇ આચાર્ય સાધુએ તેઓને વરદાન આપ્યું હતું કે "તારાં અમૃત સ્વીકરથી તું ગમે તેવું વિષ ઉતારી શકીશ." આ વરદાનની સફળતા કરવાનો અત્યારે તેને પ્રસંગ પ્રાપ્ત થયો હતો. વસન્તસેન પિતાની કૃપાથી સમયને જવા દે તેવા નથી. તેઓએ તુરતજ પિતાની ઇશારતથી વિષ ગ્રસિત થએલા કુમારના અંગ ઉપર શીતળ જળ છાંટીને બેઠા કર્યા. તેના અંગ ઉપરનું વિષ જળસિંચીત સાથે ક્યાંયે લુપ્ત થઇ ગયું. ચોગમ આનંદના નાદ થઇ રહ્યા. રાજા રાણીની પ્રસન્નતાનો પાર રહ્યો નહીં. અમે સૌ મંડળ તે વણીક કુમારના આ પ્રયત્નથી મહદ્ આશ્ચર્ય પામ્યા." તે યુવતિએ પોતાના જીવનની આટલી કથા કહી પછી તે સહજ અટકીને બોલી કે "હે મૈયા! હવે મારો વૃત્તાંત પછી જણાવીશ." પણ તે પ્રૌઢાના આગ્રહથી તે યુવતિને પોતાનો વૃત્તાંત ફરી આગળ લંબાવવો પડયો. તે યુવતિ બોલી–

"પછી શું? કુમાર સજીવન થવાથી સૌને આનંદ થયો

પણ મને તો શોક થયો. મારૂં ચિત્ત હરાઇ ગયું, મારા પ્રાણની દોરી કોઇએ પોતાના હાથમાં લઇ લીધી. મારા શરીરનું ભાન હું ગુમાવી બેઠી મને દિવસ રાત્રિ ચેન પડવા ન લાગ્યું. હું એક ઘેલીના જેવી બની ગઇ. દિવસ અને રાત્રિ મને સુજવા ન લાગ્યાં. મારી શું વાત કરૂં ? મારી બહુજ માઠી દશા થઇ ગઇ." પ્રૌઢા બોલી "તમને શું થયું ? તમારી એવી માઠી દશા કેમ થઇ ? રાજકુમારનું ઉતરેલું વિષ તમને તો વળગ્યું નહીં ને ?" તે યુવતીએ છુપું હાસ્ય કરતા જણાવ્યું " ના તેવું તો કાંઇ થયું નહીં. પણ શું કહું ? મુંગા મનુષ્યને સ્વપ્ન આવ્યું હોય તે પોતાના સ્વપ્નની વાત શી રીતે કહી શકે ? મારી પણ તેવીજ સ્થિતિ થઇ પડી. મને તો વસન્તસેન ઉપરના મોહનું વિષ ચઢી ગયું. મારા હૃદયનો અનુરાગ તેના ઉપર થયો. રાત્રિ દિવસ હું તો પછી વસન્તસેનનાજ સ્મરણમાં રમવા લાગી. પ્રેમનો ઉદ્ભવ, તારામૈત્રકરોગ અને મોહમયતા બહુ ખરાબ છે. એથી જીવન અસ્ત વ્યસ્ત થઇ જાય છે. તારામૈત્રકનું પાત્ર નહી મળવાથી જીવન અકારૂં કહો કે કટનું કડવું થઇ જાય છે. મને પછી કામજ્વર લાગુ પડ્યો અને દિવસે દિવસે હું શોષાતી ચાલી. મારા શરીરનું નૂર છુપાઇ ગયું. કાંતિ હરાઇ ગઇ સૌંદર્ય મ્લાન બની ગયું. વસન્તસેનની પ્રાપ્તિ વિના મેં સર્વ પિતાગૃહના રાજભોગ તજી દીધા. વસન્તસેન મળે તોજ હા નહીં તો ના. આજ મારા મનની હદ થઈ. મારી સ્થિતિ ન ચાલતે

પછી મેં મારી સખીઓને જણાવી તેણે મારી માતાને મારી સ્થિતિ વીદિત કરી. પુત્રીનું ઓષડ હંમેશા માતા કરે છે. મારી દુર્દશાને તે કળી ગઇ ને તેણે મારાપિતાને તે હકીકત કહી. દૈવ પાંસરૂં હતું. મારા પિતાએ કાર્યવાહી કરીને તે દિવ્ય પુરૂષ સાથે મારો સંબંધ બાંધ્યો. મારા લગ્ન થયાં. અમે લગ્ન રૂપી ધર્મ બન્ધનથી સાથે બંધાયાં. અમારામાં પ્રેમગ્રન્થિ બંધાયી. અમે લગ્ન વીધિમાં પ્રતિજ્ઞાઓ કરી. મેં મારા પતિને વચન આપ્યું કે "હે સ્વામિન્ આપની હું સદા સહાયિની બનીશ. આપના ધર્મ કાર્યમાં, આપના સંસાર વ્યવહારમાં, આપના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો સાધવામાં હું આપની સંગે રહીશ. કદિ આપનાથી વિખુટી નહીં થાઉં. કદિ આપનાં વૃતથી બહિર્મૂખ નહીં થાઉ. મારાં મન વાણી, શરીર અને આત્મા આપને સોપ્યાં છે. હું આપનાં ધન, ધાન્ય, પશુ, પરિવાર વિગેરેના સંગ્રહમાં અને જતનમાં સદા ઉદ્યુકત રહીશ. હું તારાથી કશું છુપું નહીં રાખું. તું મારાં મનની મંત્રિણ છો. પછી "તું મારા જીવનની દોરી છો. હે સુન્દરી! સર્વેની સમક્ષ, સર્વેની સાક્ષીએ મેં તારો હસ્ત ગ્રહણ કર્યો છે. તારૂં પાણી ગ્રહણ કર્યું છે હું તને કદિ છોડીશ નહીં. જો હું એમ કરૂં તો ધર્મનો ગુન્હેગાર થઉં. મારૂં હૃદય મેં તને આપ્યું છે. તારૂં હૃદય તું મને આપ. આપણાં બન્નેનાં હૃદયો ધ્રુવની પેઠે સદા અચલ બનો. હે સુન્દરિ! તારા આત્મા સાથે મારા આત્માને, મારાં પ્રાણ સાથે

મારા પ્રાણને, તારાં માંસ સાથે મારા માંસને, તારી ત્વચા સાથે મારી ત્વચાને, તારાં અંગ સાથે મારા અંગને હું સંયોજું છું. અનંત વર્ષો સુધી આપણો આ યોગ અવિચળ રહે." મારા સ્વામિની તેવી પ્રતિજ્ઞાઓ પુરી થતાં પુનઃ તેઓ બોલ્યા "सखा ! सप्त पदा भव हे સુન્દરિ ! 'આપણે સાથે ધર્મની રીતિએ સાત ડગલાં ભર્યાં એટલે હવે તમે મારા મિત્ર, મારા સખા થયા." અમે એવી રીતે લગ્નગ્રંથિથી બંધાયાં. હું મારા શ્વસુરગૃહે ગઇ. માતા પિતાએ સારી શીખ આપી મને વળાવી. શ્વસુરગૃહે આવીને પ્રથમજ સ્વામિનાં એકાંત દર્શનનો યોગ આવ્યો. મારા તે સ્વામિએ યોગના એકાંત ખંડમાં મને પ્રવેશતી જોઇને ભારે આવકાર આપ્યો. પ્રથમ સમાગમના સન્માન અર્થે તેઓએ સુગંધ યુક્ત અળતાથી મારા પગને રંગ્યા. મારા ભાલ ઉપર ચન્દન ચર્ચ્યું અને મને પ્રેમથી પુષ્પની માળાઓ પહેરાવી. એ પરમ મહાભાગના આ સત્કારના બદલામાં હું તેના ચરણમાં નમી અને "ભવોભવની હું આપની દાસી છું." આવા શબ્દો મારા મુખમાંથી તે સમયે સરી પડ્યા.

એક વેશ્યા પાસે આવા પવિત્ર પ્રેમની કથા કરવામાં આ યુવતિનો એ આદેશ હતો કે ગમે તે રીતે આ વેશ્યાને હું પોતે પવિત્ર પ્રેમનો ઉપદેશ કરૂં. પણ 'જેની આંખમાં કમળો તે સૌને પીળું દેખે.' વેશ્યાએ આ યુવતિની વાત સાંભળતા સાંભળતા એવી વિચારણા કરી કે "ઠીક છે. આ વણિક

કન્યા છે તો શૃંગારી. તેને આપણા ધંધામાં પ્રવીણ બનાવતાં કાંઇ મુશ્કેલી નડશે નહીં." પછી તેણે તે યુવતીને પોતાની કથા આગળ ચલાવવાનો આગ્રહ કર્યો. યુવતિએ પણ પછી પોતાની કથા આગળ ચલાવી.



# प्रकरण १३ मुं.

## સમુદ્રયાન.

यदचेतनोऽपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरिनकान्तः
तत्तेजस्वी पुरुषः परकृत विकृतिं कथं सहते ? ॥१॥



જ્યારે જડ એવો પણ સૂર્યકાન્ત મણિ સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી તેજવાળો થાય છે ત્યારે તેજસ્વી પુરૂષ બીજાએ કરેલા વિકારને કેમ સહન કરે? (અર્થાત્ સહનજ કરેજ નહિ.)

" સ્વામિગૃહે હું સ્વર્ગનાં સુખ ભોગવવા લાગી. રાજકુમારને સજીવન કરવાથી રાજાએ મારા સ્વામિને કાંઇ માગી

લેવાનો આગ્રહ કર્યો હતો, પણ તેઓએ કાંઇ ઇચ્છા જણાવી નહોતી છતાં રાજા તેને ગામ ગીરાસ આપવા માંડયા તેનો પણ તેઓએ કશો સ્વીકાર કર્યો નહિ. મારા સસરાને કોઇ પ્રકારની ઉણપ ન હતી અને વળી કોઈપણ નિમિત્તે રાજાના પ્રત્યુપકારમાં રહેવાનું તેઓને પસંદ નહતું એટલે "બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા." મારા સસરાની જેવાજ મારા પતિ છે. તેઓ કદિ કોઇનો પ્રત્યુપકાર ગ્રહણ કરેજ નહિ. આવા સ્વાર્થત્યાગથી રાજા બહુજ પ્રસન્ન થયા. સમગ્ર રાજ્યમાં અમારૂં માન વધી ગયું. મારા સસરા અને મારા સ્વામિના પર રાજકુળની અસીમ પ્રીતિ બંધાઇ ગઈ. તેથી રાજકુમાર સાથે મારા સ્વામિને બહુ ગાઢ મિત્રતા બંધાઇ. અમારા સુખમાં કોઇ પ્રકારની ખામી નહતી. મારાં તે અપ્સરાના ભોગ સરખા સુખની હું તે શી વાત કરૂં ? મારા સ્વામિ મારા પોતાને શરીરે પોતે જાતે અગર ચંદનનો અંગલેપ અર્પતા. વીંજુથી મને વાયુ ઢોળતા. કદિ કદિ પુષ્પના હારો પહેરાવતા. પુષ્પના ગુથેલા મુકુટો હું ધારણ કરતી. મારા સ્વામિ તરફથી મને મળતુ સુખ હું વર્ણવી શકતી નથી. મારા સ્વામિ માટે મારે પુષ્પની શય્યા રચવી પડતી. કમલ અને પોયણીનાં પુષ્પ દડાથી અમે અરસ્પરસ રમતા હતા. અમારાં આ સ્વર્ગીય સુખનો હવે છેડો આવ્યો. એક વિઘ્ન આડે આવીને ઉભું રહ્યું.

મારા સ્વામિને રાજકુમારની સોબતનો બહુ છંદ લાગ્યો.

કુમાર સાથે તે અતિ ગાઢ પરિચયમાં આવી ગયા. રમવા જમવામાં અને આનન્દ ઉત્સવના પ્રસંગમાં પણ તેઓ સાથે જ સમય વીતાવવા લાગ્યા. તેમાં એક બીજાને કોઇ પ્રકારનો અંતરાય રહ્યો નહીં. કહ્યું છે કે "અતિશય પરિચય થવાથી અરસ્પરસનું માન સચવાતું નથી." મારા સ્વામિના સંબંધમાં પણ એક એવી હકીકત બની. એક દિવસ બન્ને મિત્રો રાજ્યમહાલયની એક અટારીના જરૂખામાં બેઠા હતા ત્યાં એક ભીક્ષુક આવી ચઢયો. તે ભિક્ષુક ચીથરેહાલ સ્થિતિનો હતો. મેલાં ઘેલાં વસ્ત્રો તેણે પહેર્યાં હતાં, તેમાં સૈકડો તો થીગડીઓ હતી. ઘણા લીરા ફાટયા તુટ્યા સંધાએલા હતા. તે ભિક્ષુકને રાજકુમારે પોતાની પાસે બોલાવ્યો. કંઇ આશાથી રંક ભિક્ષુક રાજકુમાર પાસે આવીને ઉભો રહ્યો.

સોબત તેવી અસર થાય છે. મારા ગુણવાન સ્વામિ સાત્વિક પ્રકૃતિના હતા. પણ રાજકુમારની સોબતથી તેઓની પ્રકૃતિમાં પણ રાજસભાવ ભરાતો ગયો હતો. રાજસભાવમાં તેઓ સારાસારનો વિચાર પણ ઘણીવાર ભુલી જતા. તે રંક ભિક્ષુક આવીને ઉભો રહ્યો તેટલામાં તેણે તે ભિક્ષુકની હાંસી કરવી શરૂ કરી. "કુમાર! જુઓ તો ખરા આ ભિક્ષુકે એવો તો પોશાક સજ્યો છે કે તેમાં ઘણી તો બારીઓ છે. અહા! આ પોશાક શીવનારાને પણ ધન્ય છે કે પોશાકમાં ફાંસરાઓ પણ ઘણા મૂક્યા છે." વસન્તસેનથી આવી રીતે મજાક થઇ ગઇ. કુમાર આ મજાક

સહન કરી શકયો નહીં. કોઇ દિવસ નહીં ને તેણે આજેજ મારા સ્વામીનું અપમાન કરી નાખ્યું. કુમાર બોલ્યા— "ભાઇ! તેમાં મશ્કરી શું કરો છો એ ગરીબ છે એના પાસે પૂરાં વસ્ત્રો પણ નથી તેથી આ ફાટાતુટા વસ્ત્રો પહેર્યા છે. તેમાં તે આવડી મશ્કરી શી? તમારા કરતાં તો તે સારોછે. તે પોતે કમાઇને ઉદર નિર્વાહ કરેછે. તમારામાં તો તેટલીએ શક્તિ કયાં છે? તમારા પિતાની આબરૂ છે. તેની લક્ષ્મી છે અને આ બધા તેના પ્રતાપે તાગડધિન્ના કરો છો તેમાં તમે ફુલાઇ જાઓ માં." જાણે કોઇ મોટો પંડિત ઉપદેશ આપતો હોય તેમ કુમાર મારા સ્વામીને ઉપદેશ આપવા માંડ્યા તેનાથી તે સહન થઇ શકયું નહીં. તુરતજ તેઓ ત્યાંથી રજા લઈને ગૃહ પ્રત્યે આવ્યા અને પોતાના એકાંત ખંડમાં વિચાર કરતા બેઠા. ઘણો સમય વ્યતિત થયો પણ તેઓ બહાર નીકળ્યા નહીં. ભોજન સમય થઈ ગયો તેઓને બોલાવવામાં આવ્યા. મારા સુસરા સમરાજી તેઓને બોલાવવા માળ ઉપર ગયા પણ તેણે જમવા આવવાની ના પાડી. તેનું કારણ પુછવામાં આવ્યું પણ તેઓએ કાંઇ જણાવ્યું નહીં. અને મારે આજે જમવું નથી એટલાજ માત્ર શબ્દો કહ્યા. પછી મારાં સાસુજી ગયા તોપણ તેઓ આવ્યા નહીં. મને તો તેઓએ કાંઇ પ્રત્યુત્તર આપ્યોજ નહીં. તોપણ હું ઉભી રહી અને તેને વીનવવા લાગી. ઘણાં વિનવણાં કર્યા પછી તેઓએ પોતાની વાત મને સ્પષ્ટ કરી દીધી અને હવે પિતાની કમાણીથી પોષણ કરવું ઉચિત

નથી માટે કાલેજ પરદેશ જવા વિચાર છે એ પ્રમાણે પોતાનો મત જણાવ્યો. નીચે આવીને મેં મારા સાસુજીને વાત જણાવી. તેઓએ મારા સસરાને તે વાત કહી. સસરાજી ઉપર ગયા અને તેઓએ ઘણા સમજાવ્યા પણ માન્યું નહીં અને પરદેશ જવાનો પોતાનો મક્કમ નિશ્ચય જણાવ્યો. પછી ઘણા આગ્રહે મારા પૂજ્ય પિતા તુલ્ય વસુભાએ તેઓને પરદેશ જવાને સંમતિ આપી ત્યારે તેઓ જમવા ઉઠ્યા. બીજે દીવસ પરદેશ જવાની સૌ તૈયારી કરવામાં આવી. તૈયારી થઈ રહી અને સૌની રજા લઈ લીધી પછી તેઓ મારા એકાંત ખંડમાં આવ્યા અને છેવટની મારી સંમતિ લેવા લાગ્યા. તેઓએ કહ્યું કે "હે પ્રિયા! હવે હું વિદેશ જાઉં છું. તમે અહીંઆ સુખેથી રહેજો. વિધિ મેળવશે ત્યારે હવે મળશું." તેઓનાં આવાં વચન મને કારીઘા જેવા લાગ્યાં અને અમારો સંવાદ શરૂ થયો. મેં વિનંતિ કરીને જણાવ્યું "હે પ્રાણાધાર! મને આપ આપની સાથે લ્યો."

વસન્ત—પ્રિયા! ત્યાં તમારૂં કશું કામ નથી.

રત્ન—પ્રિય! આપના વિના અહીંયા હું શી રીતે રહી શકીશ. હે આધાર! મારી વિનંતિ સુણતા જાઓ. મારાં નયન આપનાં દર્શનથી શીતલ થાય છે. આપ જશો તો હું અન્ધ બની જઈશ. આપના વીના હું શી રીતે જીવી શકીશ?

પ્રિતિમેં અંતર નવ કીજીએ,
છીહાં અંતર તીહાં શી પ્રીત?
પ્રિતિ બીચમેં પડદા ભયા તા,
એહ બડી કુરીત.

"હે પ્રભુ! મારાથી આપ કેમ અંતર રાખો છો. જ્યાં આપ ત્યાં હું અને હું ત્યાં આપ. આપણાં સુખ દુઃખ સાથે સરજાયેલાં છે. આપના સુખ દુઃખના સમયે હું આપની ભાગિની થઇને સંગાથે રહીશ. આપ સુખેથી વિદેશ વિચરો એમ કહેતાં મારી જીભ કેમ ઉપડે? હે નાથ! મને આપની સાથે લેતા જાઓ. હે સ્વામિન્! વળી સાંભળો પિતા રૂપી શીરનું છત્ર આપણા શીર ઉપર છે ત્યાં સુધી વિદેશ જવાનું શું કારણ છે? શું પિતાની છાયામાં રહેવું હિતનું નથી? રાજકુમાર પોતે શું કરે છે? હે પ્રિયત્તમ! આપણી આ સુખ ભોગવવાની વયમાં આપ મને વિછુટી કરીને જાઓના. હે પ્રભુ! કદિ આપને વિદેશ જવુંજ હોય તો મને આપની સાથે લેતા જાઓ." મારાં આવાં આગ્રહ ભર્યા વચનોના પ્રત્યુત્તર નકારમાંજ મળ્યો. તેઓએ કહ્યું "હે વલ્લભા! થોડા દિવસમાં હું પાછો ફરીશ. ત્યાં સુધી તમે અહીંઆ અને ચાહે તો તમારા માવિત્રને ત્યાં રહેજો. તપ-જપ-ધ્યાન જે બને તે કરજો અને શીયલને સાચવજો. મને હવે રજા આપો." સ્વામિનાં એવાં વચનોથી હું તો હુણાઇ ગઇ. મારાં ગાત્ર શિથિલ થઇ ગયાં અને આક્રંદ

કરતાં ભોંય ઉપર પછડાઇ પડી. પછડાતાં પછડાતાં મારા મુખમાંથી એ શબ્દો નીકળ્યા કે "હે પ્રાણાધાર! આપ નહીં તેડી જાઓ તો હું મારાં પ્રાણને હમણાંજ ગળગા કરીશ. કારણ કે પતિ વિનાની પત્નિ સંસારમાં શોભે નહીં." મારાં એ આક્રંદથી મારા સ્વામિનું હૃદય પીગળ્યું અને તેઓએ મને પોતાની સાથે લેવાને હા પાડી. તેઓએ કહ્યું કે "હે પ્રિયત્તમા! તમારો સ્નેહ અવર્ણનીય છે. ભલે ત્યારે ચાલો. સુખદુ:ખ જે આપણા ભાગ્યમાં લખ્યાં હશે તે ભોગવશું. જાઓ, સર્વે કુટુંબ પરિવારની રજા લઇ લ્યો." સ્વામિની એ આજ્ઞાથી હું સર્વે સગાઓની રજા માગવા ગઇ. મારાં ભલાં સાસુ સસરાએ મને ઘણી વારી પણ પતિ પ્રેમના લીધે તેઓની ઇચ્છાને માન અપાયું નહીં. પછી માતાપિતા પાસે રજા માગવાને ગઇ. તો તેઓએ ઘણી ખુશીથી રજા આપી અને પ્રશંસા કરી કહ્યું કે "પુત્રી! કુલવાનની પુત્રીને એજ શોભે છે કે પતિના સુખે સુખી થવું અને પતિના દુ:ખે દુ:ખી થવું. તારૂં મંગલ થાઓ. તારા કંથની આજ્ઞામાં રહેજે અને તેની સેવા કરવામાં લેશ પણ ચુક આવવા દઇશ નહીં. અમને યાદ કરીને કદિ ઉદાસ બનીશ નહિ. અવકાશ મળે તારા કુશળ મોકલતી રહેજે. આપણા કુળ સામે જોઇને તારૂં શીયલવૃત સાચવજે." મારા માતા પિતાની એ રીતની શીક્ષા ધ્યાનમાં લઇને હું પુન: શ્વસુર ગૃહે આવી અને પતિસંગે જવાને તૈયાર થઇ ગઇ.

બીજે દિવસે સ્હવારે અમો પ્રવાસ માટે નીકળ્યાં. જોઇએ તેટલું દ્રવ્ય વહાણુમાં ભર્યું. ખારવાઓ અને નોકરો પણ કેટલાક સાથે લીધા, અમે પતિ પત્નિ સમુદ્રની મુસાફરી કરતાં કરતાં રત્નદ્વીપ જવાને નીકળ્યાં. ઘણા દીવસો સુધી અમારૂં વહાણ સુખરૂપ અનુકૂળ રસ્તે ચાલ્યું. અને અમો આનન્દમાં મોજ કરતાં ચાલ્યાં પણ એક કારમો દિવસ આવી પહોંચ્યો એક દિવસ મધ્યાન્હ પછીના ભાગમાં વાયુનાં સખત તોફાનથી સાગર ખળભળી ઉઠયો, પ્રચંડ મોજાં ઉપર મોજાં આવવા લાગ્યાં. અમારા સંયોગમાં વિપદ્ આવી પડી વહાણ ભાંગી ગયું. અમો સૌ જળમાં જઇ પડ્યાં. મારા સ્વામિનું ત્યાર પછી શું થયું તે હું જાણુતી નથી. સાગરમાં ઉછાળા ખાતાં મારા હસ્તક એક ભાંગેલું પાટીયું આવી ચઢયું તેના આધારે હું સમુદ્રની સપાટી ઉપર પ્રાણ ટકાવી તરતી હતી. પણ તેએ દુર્દૈવને ગમ્યું નહીં. એક મોટો મગરમચ્છ તરાપ મારતો મારી સામે આવ્યો અને જોત જોતામાં મારા શરીરને પોતાના ઉદરની ગુફામાં સંતાડી દીધું. ત્યારપછી શું બન્યું તે તમે જાણો છો હે પુષ્પાદેવી! મારી એવી દુઃખી કહાણી છે. હવે આપની પીછાણ પૂરેપૂરી આપો કે જેથી મારા દુઃખના સમયમાં આપનું ચરિત્ર કાંઇ શાન્તિરૂપ આશ્વાસન લેવા સરણું થાય.



# प्रकरण १४ मुं.

## મિત્ર અને મિત્રપત્નિ.

क्षीरेणात्म गतोदकाय हि गुणादत्ताः पुरातेऽखिलाः
क्षीरे तापमवेक्ष्य तेन पयसा स्वात्मा कृशानौ हुतः ।
गन्तुं पावक मुन्मनस्तद् भवद् दृष्ट्वा तु मित्रापदं
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वी दृशी ॥१॥




ધની સાથે જળને મિત્રતા થવાથી દૂધ પોતાના મધુરતા વિગેરે સર્વે ગુણો જળને આપી દે છે. એટલે બન્ને એક સ્વરૂપ થઇ જાય છે. પછી અગ્નિનો સંયોગ થવાથી દૂધને તાપ લાગતો જોઇને જળ પોતાના શરીરને અગ્નિમાં હોમી દે છે. પોતે બળી જાયછે. પોતાના મિત્ર જળની આપત્તિ જોઇને દૂધ અગ્નિમાં પડવા માટે તૈયાર થાય છે. એટલે તે ઉભરાઇ જાય છે. પછી તેમાં જળ છાંટવાથી પાછો તે ઉભરો શમી જાય છે. (એટલે દૂધ એમ સમજે છે કે

મારો મિત્ર જળ પાછો આવ્યો. ) સત્પુરૂષોની મૈત્રીતો એવી હોવી જોઇએ !

કનકશાળમાં વીરસેન માટે ચિંતા થવા લાગી. અરિકેસરીરાજ અફસોસ કરવા લાગ્યા. ઘણા લાંબા દિવસ થયા, પુત્ર સ્વયંવરમાં ગયા છે ત્યાંથી પાછા આવ્યા નહીં તેનો તે ઉચાટ કરવા લાગ્યા. મહારાણી પ્રીતિમતિ પણ પુત્ર માટે ઘણું વિલપવા લાગ્યાં. જોશીઓને બોલાવીને જોશ જોવરાવ્યા પણ તેઓ કશું નિશ્ચિત જણાવી શક્યા નહીં, હવે શું કરવું તેના વિચારમાં મહારાજ ઉદાસિન બની ગયા. પછી તેઓએ કેટલાક કુશળ સૈનિકોને તેની ભાળ કાઢવા માટે, રત્નપુરી મોકલવાનો નિશ્ચય કરવામાં આવ્યો. અને તે મુજબ કુશળ સૈનિકો રવાના પણ થઇ ગયા. સૈનિકો ગયા પછી, રાજા રાણી પુત્ર વિરહમાં ઝુરવા લાગ્યા. ક્ષણ પછી ક્ષણ, ઘડી પછી ઘડી, ચોઘડીઆં ઉપર ચોઘડીઆં અને દિવસો ઉપર દિવસ વીતવા લાગ્યા પણ કોઇ સૈનિક સમાચાર લઇને આવ્યો નહીં. ત્યારે તેઓ વધારે ચિંતાતુર થઇ ગયા. પોતાના પારસમણિ રૂપ રાજકુમારના વિયોગથી સમસ્ત પ્રજાગણ પણ ચિંતાતુર બની ગયો. તેમાં રત્નસાર અને તેનાં સુપત્નિ શ્રીમતી કમળાવતી પણ અતિ ચિંતાતુર થઇ ગયાં હતાં. રત્નસાર વીરસેનના એક પ્રિયમાં પ્રિય મિત્ર હતા. વીરસેન જ્યારે રત્નપુરી જવાને તૈયાર થયા ત્યારે રત્નસારે પોતાને સાથે લેવાને ઘણાં વિનવણાં કર્યાં હતાં પણ વીરસેને રત્નસારને સાથે લીધા ન હતા. મિત્ર વિયો-

ગથી રત્નસારને ચેન પડવા માંડયું નહીં. પોતાના ઈષ્ટ વિલાસો અને કમળાવતી સાથેની સંસાર ક્રિડામાંથી પણ તેનો રસ ઉડી ગયો. તેઓ રાત્રિ દિવસ રાજા રાણીની ગમગીનીમાં ભાગ લેવા લાગ્યા અને નિરંતર તેની સેવામાં તત્પર રહેવા લાગ્યા. પોતાના મિત્રની ગેરહાજરીમાં મિત્રનાં માતા પિતાને ઉણું આવે નહીં એ વિચારથી તેઓએ પોતાથી બને તેટલું કરવા માંડયું પરંતુ રત્નસારને નીરખી નીરખીને રાજારાણી વિશેષ વિશેષ લોચવા માંડયાં. સ્વભાવ અને પ્રકૃતિનું ઔષધજ નથી. એક મનુષ્ય કોઈએક વિચારથી શ્રમ સેવે છે તો બીજો મનુષ્ય તેને જુદાજ સ્વરૂપથી શ્રમ સેવતો જુએ છે. આ વિશ્વની વિચિત્રતા છે! તેમાં કોઈનો દોષ નથી. હવે ઘણા દિવસો વીત્યા ત્યારે કેટલાક નાયકો સમાચાર લાવ્યા કે કુમારશ્રી વીરસેન મહારાજ રણધવળનાં પુત્રી કુસુમશ્રીનું પાણિગ્રહણ કરીને રાજ્યનાં બે રત્નો કન્યાદાનમાં પ્રાપ્ત કરીને ઘણા દિવસો થયાં પોતાના દેશ પ્રત્યે ગયા છે.' આ સમાચારથી મહારાજા અને મહારાણી પ્રેમવિવશતાથી મૂર્છા ખાઈ ગયાં. શિતોપચારથી તેઓને જાગૃત કરવામાં આવ્યાં અને આશ્વાસન આપવામાં આવ્યું. રત્નસાર આ સમાચારથી ગમગીનીમાં પડી ગયા. તેણે મહારાજાની ઘણી સાન્તવના કરી પણ પુત્રવત્સલ પિતાનું હૃદય શાન્ત થયું નહીં. છેવટે રત્નસાર પોતે મહારાજા પાસે પ્રતિજ્ઞા કરી રાજાને ચરણે શીર નમાવીને રજા લઇ પોતાની હવેલીમાં આવ્યો ને ત્યાં પોતાનો સંકેત પોતાના માતા પિતાને જણા-

ઓ. લક્ષ્મીદત્ત શેઠ પુત્રના વચન સાંભળીને અંતરમાં બહુ દીલગીર થયા પણ રત્નસારે તેઓને ઘણું સમજાવ્યા અને વળી જણાવ્યું કે 'તે વિના આ નગરનાં અન્ન જળનો તો મેં ત્યાગ કર્યો છે માટે હવે મને રજા આપવીજ યોગ્ય છે.' પુત્રના આગ્રહથી રજા આપવી પડી. પછી રત્નસાર સર્વે તૈયારી કરવા લાગ્યા તૈયારી કરી રહીનેબીજે દિવસ સહુવારના પુરમાંથી બહાર નીકળી કુમારની શોધમાં જવાનો નિશ્ચય થઇ ગયો. રાત્રિના તે પોતે પોતાના એકાંત ખંડમાં આવ્યા અને ત્યાં શ્રીમતી કમલાવતીની સહાનુભૂતિ લેવાની હતી તે માટે તેઓએ તેણીને પૂછ્યું. પ્રિયત્તમના જવાના શબ્દો સાંભળીને ઘડી ભર તો કમલાવતી ચુપ રહ્યાં પણ પછી સર્વ પ્રકારના ધર્મોનો વિચાર કરીને બોલ્યાં કે,

" આપને જવા દેવામાં હું કદિ આનાકાની કરતી નથી. આપનો મિત્ર ધર્મ સુખેથી પાળો. પણ આપના ધર્મ કર્તવ્યમાં મારો અર્ધ હિસ્સો છે માટે એ કર્તવ્ય બજાવવામાં પણ આપની સંગાથે રહેવા ઈચ્છું છું."

"હે પ્રિયા! તમે ધર્મયુક્ત બોલો છો. પણ હાલમાં આ પ્રવાસમાં તમારી કાંઇ જરૂર નથી. તમે ઘેરજ રહો, મારા આવતા સુધીમાં તમો મારૂં અને મારા મિત્રનું શ્રેય ઇચ્છતાં અહીંજ રહો."

"પ્રિય! આપના વિના એક ઘડી પણ હું ગાળી શકવાની નથી. વળી પ્રવાસમાં આપને અનેક કષ્ટો સહવાં પડશે

તે સમયે હું આપની સાથે હઇશ તો આપના સુખદુઃખમાં ભાગિની થઇશ. મિત્રની શોધમાં બનશે તેટલો હું આપની સાથે શ્રમ લઇશ."

"તમે કહો છો તે ઠીક છે. પણ ત્યાંના દુઃખો તમારી સરખાં કોમલાંગીને સહવાં દેવા એવો મારો વિચાર નથી. હું પોતે એકલોજ જઇશ અને મિત્રની શોધ મળ્યા પછી પાછો આવીશ."

"સુખ દુઃખ તો સાથેજ સરજાએલાં છે. આપની સંગે રહીને મને કોઈ પ્રકારનું દુઃખ દુઃખરૂપે ભાસશે નહિ. પણ સર્વ દુઃખો આપના સહવાસમાં મને સુખરૂપ જણાશે માટે હે પ્રિય! મને સાથે લ્યો."

"તમને સાથે લેવામાં ઘણો ભય છે. વનના ક્રુર પશુ પ-ક્ષીઓ, જંગલના રાક્ષસી મનુષ્યો અને બીજા ઘણાં ભય આ-પણી સામે ખડાં થશે તે સૌમાં તમને વહોરવા માંગતો નથી."

"એ સર્વે ભય નિર્મુક્ત થશે. એવા અપ્રાસંગિક ભયો રાખવા કામના નથી. હે સ્વામિ! મારા શીયળ વ્રતથી તે સર્વે ભયો ક્યાંય નાસી જશે. હું નિશ્ચયે કહુ છું કે, આપના કાર્યમાં મને ભાગ લેવાને ઘણી હોંસ છે. હે મહાભાગ! આપણે વણિક છતાં ક્ષત્રિય કુલનાં સહવાસિ છીએ એવા નિર્માલ્ય ભયથી શું આપનાં કર્તવ્યમાં મને ભાગ લેવા નહીં ઘો? હે પ્રિયપતિ!

इह लोके च पितृभिर्या स्त्री यस्य महाबल ।
अद्भिर्दत्ता स्वधर्मेण मेत्यभावेऽपि तस्य सा ॥ १ ॥

આ લોકમાં માતાપિતાએ જલથી સંકલ્પ કરીને કન્યા જે પુરૂષને આપી તે કન્યા મરણ પછી પરલોકમાં પણ પોતાના ધર્મે કરી તેજ પુરૂષની સ્ત્રી થાય છે. હે પ્રિય પુરૂષ! એવા ન્યાયથી મને નિત્ય તમારો સબંધ છે તો પછી આપને પોતાની સ્વકીયા, શ્રેષ્ટ આચરણવાળી તથા પતિવ્રતા સ્ત્રીને પોતાની સાથે લેવામાં શી હરકત છે ? હું દુઃખને અને સુખને સમાન ગણી આપની સેવામાં નિમગ્ન રહીશ. માટે મુજ દીનની પ્રાર્થના સ્વીકારો."

"હે સુન્દરી! પ્રાચીન નારીઓના વર્તનનું અનુકરણ કરી તમો આટલું મને વિનવોછો પણ આ પ્રસંગ આપને સાથે લઇ જવાનો નથી."

"વ્હાલા! ગમે તેમ આપ જે કહો તે ખરૂં પણ આપના વિયોગથી હું એક ક્ષણ પણ જીવી શકીશ નહીં. વળી કુમાર વીરસેન અને રાજપૂત્રવધુ કુસુમશ્રીની શોધમાં હું કંઇક અંશે સહાયભૂત થઇ શકીશ. શીર ઉપર સંકટ આવવાનાં જે નિર્માણ થયાં હશે તે સંકટો તો આવશે તે ભાવિને હાથ છે આપણો ઇલાજ નથી પણ હે સ્વામિન! આપ મને આપની સાથે લ્યો હું આપને લળીલળીને વિનવું છુ"

દિવ્ય જીવનનાં દમ્પતિ આ વિષયે પછી કાંઇ વિશેષ સંવાદ કરી શક્યા નહીં. રત્નસારે પ્રિયાને સાથે લેવાનો નિ-

શ્ચય કર્યો. તેઓ બન્નેએ માતા પિતાની આજ્ઞા માગી. લક્ષ્મીદત્ત અને તેનાં ધર્મપત્નિને આ ઘણું અરૂચિકારક થઇ પડયું હતું પણ બન્નેના પ્રેમ બન્ધન પાસે તેઓનો કશો ઇલાજ ચાલ્યો નહીં. જળ અને માછલી જુદાં પડતાં માછલીની જે સ્થિતિ થાય તે સ્થિતિ કમલાવતીની થતી. કમલાવતી પ્રેમમાં એટલાં બધાં ઓતપ્રોત થઈ ગયાં હતાં કે પતિ વિયોગમાં ઘડી પણ તેઓ કાઢી શકતાં નહીં. આવી પતિપ્રાણા સ્ત્રીઓના આવા સ્વભાવને અમે કોના સાથે તુલના કરીએ તે અમોને સુજતું નથી પણ ઘણું કરીને પુરૂષથી પુરૂષની છાંયા અલગ થતી નથી તેવોજ સ્વભાવ સતી સ્ત્રીઓનો હોય છે. રત્નસાર અને કમલાવતી તૈયાર થયાં અને બીજે દિવસે પ્રવાસ માટે નીકળ્યાં.

પોતાને નગરથી બીજા નગર સુધી તેઓએ પ્રવાસ માટે રથ લીધો અને બીજે નગરેથી બન્નેએ અશ્વ ઉપર સ્વારી કરી. કમલાવતી પણ જ્યારથી અશ્વ સ્વાર થઇ ત્યારથી તેણે પુરૂષનો સ્વાંગ સજ્યો હતો. બન્ને એક રાજવંશી પુરૂષ મિત્રો સરખા શોભવા લાગ્યા અને પ્રવાસ આગળ શરૂ થયો. દિવ્ય દમ્પતિનો પ્રવાસ આલ્હાદકારક થઇ પડયો. કેટલીક વખત પ્રેમરસની તો કેટલીક વખત ઐતિહાસિક વાતો કરતાં તેઓ રસ્તો કાપવા લાગ્યા. તેઓએ રત્નપુરીનો રસ્તો લીધો હતો. તેઓના ઝડપની ચાલ વાળા અશ્વો નિદાન દિવસના ઘણો રસ્તો કાપતા હતા. થોડા દિવસોમાં તેઓ નિર્વિઘ્ને રત્નપુરી આવી પહોંચ્યા મહારાણા રણધવલ અને મહારાણી રત્નવતીએ

એ બન્ને રાજવંશી પરોણાનો સારો સત્કાર કર્યો. રણધવલ પોતાની પુત્રી અને જમાઇના અગોચર પ્રવાસથી બહુ ખિન્ન બની ગયા હતા તેઓએ પણ પોતાથી બને તેટલી શોધ કરાવી હતી અને કરાવવી ચાલુ હતી. એક રાત્રિના રત્નસાર મહારાજા રણધવલ સાથે બેસીને મિત્રની શોધ માટે કાંઈ પૃચ્છા કરતા હતા તે સમયે રણધવલે જણાવ્યું કે " મારી પુત્રી કુસુમના નામ ઉપરથી કુસુમાવતી નામનું એક નિર્જન્ય પણ દેવોને રમણ કરવાનું સ્થાન છે. વળી તેઓ બન્ને પાસે અશ્વ રત્ન અને એક દૈવી પલંગ છે તે બન્નેની સહાય દ્વારા તેઓ ત્યાં કદિ વિલાસ માટે જઇ ચઢયા હોય અને દેવોનો કદિ શાપ પણ પામ્યા હોય. " રણધવલની આ શંકામાં રત્નસારને કાંઇ સત્યત્વ ભાસ્યું.

તેથી બીજે દિવસે સત્વર તે પોતાના સખા કમલસેન (કમલાવતી) સાથે રવાના થયા અને એ નિર્જન્ય સ્થાન પ્રત્યે જવાનો રસ્તો લીધો. રત્નસાર અશ્વમંત્ર વિદ્યા જાણતા હતા. હવે તેનો તેણે ઉપયોગ કર્યો અને તેમને એમ જણાયું કે એ મંત્ર વિદ્યાની દ્વારા બહુબહુતો તે કુસુમાવતીના સ્થાનમાં ચાર દિવસની અંદર પ્હોંચી શકશે. આ સમય તેને ઘણો જણાયો નહીં, તુરતજ તેણે મંત્ર સાધ્યા અને અશ્વને ઉડાડ્યા. ગગન વેગે બન્ને અશ્વો ચાલવા લાગ્યા. આ દિવ્ય સખાનું જોડુ મિત્રની શોધ માટે અતુલ શ્રમ સહન કરતું ચાલ્યું. ભૂખ તરસની તેણે પરવા કરી નહીં. ટાઢ તડકાની

સહનતા માટે તેને કશું લાગી આવ્યું નહીં. સદા રાજવૈભવમાં ઉછરેલાં શાન્ત પ્રકૃતિનાં આ બે માનવ રત્નો અટવીમાં ભ્રમણ કરવા લાગ્યાં. ત્રણ દીવસ સુધી તેઓએ વિના અટક્યે અશ્વ ઉપર સ્વારી કરીને ચાલ્યાજ કર્યું. પ્રવાસનો ચોથો દીવસ માત્ર બાકી રહ્યો ત્યારે તેઓએ વિશ્રામ લેવાનો ઇરાદો કર્યો. પરંતુ કમળસેને તો આગ્રહપૂર્વક કહ્યું કે–"આપણે વિશ્રામ લેવો નહીં. કુસુમાવતીનાં વૃક્ષો જણાય ત્યારેજ વિશ્રામ લેવો અને ત્યાંથી આ અશ્વવેગના પ્રમાણમાં એક ઘડીનો માર્ગ રહે ત્યારેજ ઉતરવું" કમળસેનના આ નિશ્ચયને રત્નસારે માન આપ્યું અને અશ્વવેગને કુસુમાવતી પહોંચવાને એક ઘડી લાગે તેટલે દૂરનાં એક સ્થાનમાં તેઓએ વિશ્રામ લીધો. અત્યારે દિવસના ત્રીજા પ્રહરનો સમય હતો. આસપાસ નાનાં ગ્રામ્યસ્થાનો અને ગ્રામ્ય જનોની વસ્તી કાંઈક જણાતી હતી થોડે દુર એક મહા નદી વહતી હતી અને તેના કીનારે વૃક્ષકુંજો ઉદ્યાનના સ્વરૂપમાં આવી રહ્યાં હતાં અશ્વોને વૃક્ષોએ બાંધીને કમળસેનને ત્યાં બેસારી રત્નસાર ફળ ફુલ અને પાણી લેવાને આસપાસના વૃક્ષકુંજોમાં ગયા. કમળસેન પોતાના પ્રિયત્તમ સખાના આવવાની રાહ જોવા લાગ્યો.



# प्रकरण १५ मुं.



## સુડી વચ્ચે સોપારી.

रञ्जिता न ककुभो निपेविता
नार्चिषोवत चकोर चञ्चुषु ।
कष्ट मिन्दु हृदये निपीयते
दारुणेन तमसा बलीयसा ॥




રેરે ! હજુતો આ ચંદ્રે દિશાઓ રંગી નથી કે ચકોરની ચાંચમાં પોતાનો પ્રકાશ સીંચ્યો નથી અને તેટલામાંજ આ દારૂણ અને વધારે બળવાળો રાહુ ચંદ્ર ઉગતામાંજ એને પી જાય છે.—પ્રાસ્તાવિક

પુષ્પાએ પોતાની પીછાન તે યુવતીને આપતા પોતાના ધંધાના ગુણ દર્શાવિ સુખની લાલચો બતાવીને વિનવવા માંડી.

" હે પ્રિય બાળકિ ! તારો વૃતાંત સાંભળીને મને આનંદ થાય છે. ખરેખર તું શાણી છે. તારા સરખી સુશીલ સ્રીઓ બહુજ થોડી હોય છે. તું તારા પતિ સાથે વિદેશ જવાને નીકળી તેં તે યોગ્યજ કર્યું હતું. કારણ કે પુરૂષના સહુવાસ વિના સંસારના વિલાસનો રસ ભોગવનારી સ્રી

રહી શકતી નથી. હે પુત્રી! દૈવયોગે તારૂં અહીંઆ સારા નસીબે આવવું થયું છે. અહીંઆ તને સર્વ પ્રકારના ભોગ પ્રાપ્ત થશે. હે સુન્દરી! સાંભળ. આ આખા શહેરમાં રાજ્ય-દરબારમાં અને આસપાસના નાના મોટામાં રાજાલોકોમાં મારૂં ઘણુંજ માન છે. પુષ્પા નામની હું પ્રસિદ્ધ નાયકા છું. મારૂં વય જ્યારે તરૂણ હતું અને યૌવન સમયમાં હું ઝુલતી હતી ત્યારે આ નગરમાં અનેક રાજવંશી ધનિકો સાથે ક્રીડા કરીને મેં નવા નવા ભોગ ભોગવ્યા છે. અને એ ભોગો હજુ હું ભોગવું છું છતાં મારા યૌવનકાળની હમણાં ઉત્તરાવસ્થા છે એટલે પ્રથમના જે વિલાસો આપણે હતા તેમાં હાલ કાંઇ અંશે ઘટાડો થયો છે. પરંતુ હું મારાં સદ્દભાગ્ય સમજુ છું કે મને તારા જેવું એક નવું યુવતી રત્ન સાંપડ્યું છે, તારી સહાયથી હવે હું મારો પહેલાનો વૈભવ પાછો જમાવી શકીશ. હે પુત્રી! આ જોબન અવસ્થાનો લહાવો લઇ લેવો એજ યોગ્ય છે. અહીંઆ વસીને સંસારનાં અનુપમ સુખો ભોગવ. તારો જન્મજ સફલ થઇ ગયો છે એમ સમજી લે. તારી ઇચ્છામાં આવે તેવા સુખો અહીંઆ તને મળશે. ખાઓ પીઓ અને મજા કરો. મદનલેખા નામની મારી એક નાની પુત્રી છે તેના સાથે હસો રમો અને આનંદ કરો. આ મંદિર, આ માળીયાં, આ કોમળ સેજ અને આ સુખવિલાસમાં રમણ કર. મીઠાં વચનોથી, હાવભાવથી અને કામકટાક્ષથી નિત્ય નવીન રાજવંશીઓ આવે તેને સંતોષ આપ. તું ગણીયલ છે. તેં રસીકતા જાણી

છે. રસ અને કામ શાસ્ત્રમાં તું કુશળ છો એમ તેં જણાવેલાં તારાં વૃતાંત ઉપરથી સહજ સમજી શકાય છે હે પુત્રી! વિ-શેષે શું કહું? આ ધન સંપત્તિ સૌ તારાં છે હું પણ તારી દાસીજ થઇને રહીશ. હર્ષ ધરીને મારી આ ધારણામાં તું હા પાડ ઉઠ પ્રિય પુત્રી!, આ શણગાર અને આ ભૂષણ સજી લે આ મોતીના હારો અને વેણીઓ તથા આ અનુપમ નુપુરો ધારણ કરી લે, કોયલના સરખા તારા મધુર સુરથી સંગીત અને ગીત ગાઇને સૌનાં મનડાં તું હરણ કરી લે. હે પુત્રી! તારાથી હવે હું કશું કપટ નહી રાખું. હું તારી માતા અને તું મારી પુત્રી છે. આપણા આ ધંધામાં કીર્તિ મેળવવી એ તારૂં કામ છે માટે શોકને તજી દઇને થવાનું હતું તે તે થઇ ગયું. સર્વે ગઇ ગુજરી વિસારીને હવે તું નવો જન્મ પામી છે તેમ સમજીને દેવે આપેલાં ઉત્તમ ભોગોને ભોગવ'

પુષ્પાના યુક્તિ ભરેલાં લાંબા લાંબા વચનોથી તે નવ યુવતી તો આભીજ બની ગઇ. તે અંતરગત વિચારવા લાગી કે "આહા! કેવુ આશ્ચર્ય? આ ધૂર્ત નારી શું કહે છે? કેવાં કેવાં નીચ સુખોની મને લાલચ બતાવે છે? તે મને શું સમજે છે? હા દૈવ! કર્મની ગતિ ન્યારી છે. પૂર્વ જન્મનાં પાપ અત્યારે આવીને ઉભાં રહ્યાં કે શું? હું મહારાજ વીર-સેનની ધર્મપરાયણા નારી આગળ આ વેશ્યાનો નીચ ધંધો આવીને ઉભો રહ્યો?" આવા વિચારોથી તે આકુળ બની ગઇ પણ તે ભાવ વેશ્યાને નહીં દર્શાવતાં તે બોલીઃ—

"પુષ્પા મૈયા ! તમે કહ્યું તે સર્વે ઠીક પણ હું કુળવાનની પુત્રી છું. વળી મારા પતિ પણ કુળવાન અને ધનાઢ્ય છે. તમે જણાવ્યા તેવાં સુખોની મને વાંચ્છના નથી. આ ધંધો તમારા સરખાંનો છે. અમને આ નીચ ધંધો છાજે નહીં. હે પુષ્પા ! તમે કહેશો તે કામ હું તમારે ત્યાં દાસીની માફક કરીશ. પણ તમે જણાવ્યાં તેવાં સુખો ભોગવીને હું તમારા ધંધામાં કદિ સામેલ થઇશ નહીં."

આ પ્રત્યુત્તરથી પુષ્પા જરા છંછેડાઈ ગઈ પણ તે ધીરેથી બોલી-" કેવળ તું ઘેલી છે. હવે તારૂં કુળ કયાં રહ્યું ? તારો પતિ કયાં રહ્યો. તું હવે તો ભીખારડી છે. તારૂં નગર અહીંઆંથી હજારો કોશ દુર છે. અહીંઆં તને આધારરૂપ કોણ થશે ? ધાર કે તું અહીંઆથી નીકળીને નિરાધાર ચાલી ગઇ તો પણ કોઇ દુષ્ટ મતિના પાસમાં સપડાઇને તું હેરાન થઇશ. ત્યારે તે કરતાં તો આ ઈંદ્રના વૈભવ ભોગવતાં આરામમાં રહેવું તને શું ખોટું છે ?"

" પતિવ્રતા સ્ત્રીઓ ભીખારી અવસ્થામાં પણ રહેવું કબુલ કરે છે. તમારા ઈંદ્ર સરખા ભોગો તેને મન તુચ્છ છે. હે માતા ! અહીંઆંથી ચાલી જવાથી તમો કહો છો તેવું દુ:ખ કદિ મારા ઉપર આવી પડશે તો હું તે વખતે પ્રાણની પણ પરવા નહીં કરૂં. ભુખ તરશ અને ટાઢ તડકાનાં દુ:ખો સહીશ પણ તમારા આ સર્વે નીચ ભોગોની ખાતર હું તમારો એ ધંધો સ્વીકારીશ નહીં."

"બહુ ઘેલી ન થા, સમજુ છે, જરા વિચાર કર. મારો તારા ઉપર કેટલો ઉપકાર થયો છે તેનો વિચાર કર. હે શાણી પુત્રી! તારાં સદ્‌ભાગ્યને તું આમ પાછાં ઠેલી નાંખ માં. આવાં ભાગ્ય તો કોઇ પૂર્વના પુન્યે અથવા દેવોની કૃપાએ મળે છે. તને અનાયાસે અહીંયા આશ્રય મળ્યો છે તેનો તું સુખેથી સ્વીકાર કરી લે! ઘડીએ ઘડીએ આવા લાભ મળવા મુશ્કીલ છે, માટે તું માની જા."

"તમારો ઉપકાર થયો છે તેટલા માટે હું તમારી ભવોભવની દાસી થઇને રહીશ. પણ આપને ત્યાં આવવામાં હું મારા સદ્‌ભાગ્ય નહીં પણ દુર્ભાગ્ય સમજું છું."

યુવતિના આ શબ્દ બાણુથી પુષ્પા બહુજ છ છેડાઇ પડી તે બોલી ઉઠી. "દૂતી! તને પુત્રી પુત્રી કહીને વિનવણાં કર્યા તો પણ તું માનતી નથી ત્યારે હવે તને ખાસ શિક્ષા કરીને મનાવવી જોઇશે. ડાહ્યા માણસો કહે છે કે, શામ દામ ભેદ અને દંડથી સમજુતી આપવી. પહેલા ત્રણ પ્રકારથી ન માને તો પછી દંડતો આપવોજ. માટે હવે મારે તને ખાસ દંડ આપવો જોઇશે. જો તું મારી ઇચ્છાથી વિરૂધ્ધ વર્તીશ કે બોલીશ તો તારો ઘાત થયો માની લેજે. આજનો દિવસ વિચાર કરી લઇને કાલે મને જવાબ આપજે. ચાલ! હું જાઉં છુ." પુષ્પા ત્યાંથી ચાલી ગઇ અને પોતાના ખંડમાં જઇને કાંઇ પ્રવૃત્તિમાં ગુંથાઇ. હવે તે યુવતી કે જે આપણી કથાની નાયકા દેવી કુસુમશ્રી હતી. તેણે મનમાં ઘણો વિચાર કરી જોયો. કુસુમશ્રી રાજકન્યા અને રાજપત્નિ,

તેના વિચારમાં ઉણપ આવે નહીં. તેણે નિશ્ચય કરીને વિચાર્યું કે ગમે તે યુક્તિથી પણ આ વેશ્યાને સમજાવીને મારા પતિવ્રતનું રક્ષણ કરવું તે મારૂં કર્તવ્ય છે. કાંઇ નિમિત્ત બતાવીને થોડો સમય હું વીતાવી કાઢું તો તેટલામાં મારો પ્રિય પક્ષી શુકરાજ મને ગમે ત્યાંથી શોધતો શોધતો આવશે. વળી તે દરમ્યાનમાં જો રાજપુત્ર વીરસેનનું અસ્તિત્વ હશે તો તે પણ આવી પહોંચશે. સીતાના સરખી હું પણ કેમ ધીરજ ન ધરી શકું ? સીતા તો એક સમર્થ કામી પુરૂષના હાથમાં સપડાયાં હતાં છતાં તેનું પતિવૃત ત્યાં સચવાઇ રહ્યું હતું તો હું તો અહીંઆ એક નીચ અધમ જાતિની અને દ્રવ્યની લોભિણી સ્ત્રીને પનારે પડી છું. કાંઈ ફિકર નહીં મારા પતિવૃતની રક્ષા શ્રીપાદ્રદેવી અહોનિશ કરશે. ગમે તે નિમિત્તે પુષ્પાની પાસેથી થોડો સમય નિવૃતિનો માગી લઉં અને પછી તમો કહેશો તેમ કરીશ એવું તેને વચન આપું. આ પ્રમાણે નિશ્ચય કરીને ઇષ્ટ ચિંતવન કરી તે વિરામ પામી.

બીજે દીવસે પુષ્પા સવારમાં પુનઃ કુસુમશ્રી પાસે આવી અને કૃતિમ સ્નેહભાવ દર્શાવીને બોલી. "બેટા ! તેં કાંઈ વિચાર કર્યો કે ?"

કુસુમશ્રીએ કહ્યું "જી, હા. મેં વિચાર કરી રાખ્યો છે. ગઈ કાલે આપની સમક્ષ મેં જેજે શબ્દો ઉચ્ચાર્યા હતા તે બધા વગર વિચાર્યે હૃદયના વેગથી બોલી નાંખ્યા હતા. આ તમારા ગયા પછી મેં શાંતિ પકડીને સારી રીતે વિચાર કરી

જોગે છે. તમારા વિચાર મને ઘણું કરીને સાચા લાગે છે. પણ મારી એક વિનંતિ છે તે આપે સાંભળવી જોઇએ."

પુષ્પા-"તારા કરતાં અમે કાંઇક વધારે મોટી ઉમરનાં છીએ અને અનેક બળણે ગળીને પાણી પીધાં છે માટે બેટા! તેં કાંઇ સારો વિચાર કર્યો હોય તો ઠીક છે. બીજું તારે જે કહેવું હોય તે મને કહી સંભળાવ. ખુશીથી તું જે કાંઇ માગીશ તે હું આપીશ, અથવા તારે જે રીતે વર્તવું હશે તે રીતે હું તને વર્તવા દઇશ."

કુસુમશ્રી—"તમો જે રીતે કહેશો તે રીતે હું પોતે તમને સહાયક રૂપ થઇશ એમાં મારી હવે કશા પ્રકારની ના નથી. એ હું ખરેખર ને શોભા દીલથી જણાવું છું પણ મારૂં કહેવું એમ છે કે ગમે તેમ તોપણ તે વણિકપુત્ર મારા એક વખતના સ્વામિ હતા. માટે તેના પુન્યની ખાતર ૭ માસ સુધી મારે વ્રત કરવું. દાન પુન્ય કરવું અને એ પુન્ય કાર્યની પરવારી કરીને ૭ માસ પછી તમો કહો તે રીતે વર્તવાને માટે તત્પર રહીશ એટલુંજ નહીં પણ તમો પોતે ધનવાન થશો તેવી રીતના વૈભવ અને લોકોનાં અભિવૃદ્ધિ કરી આપવાને હું સમર્થ થઇશ. બાકી હાલ તુરત તમારે મને ખાટલી વગેરે કરી આપવી જોઇશે."

પુષ્પાજ—"ખેર. મને હવે તારા વિષે સંતોષ થયોછે. આજથીજ તું તારૂં વ્રત શરૂ કર. તારે જે કાંઇ દાનપુન્ય કરવું હોય તે કર બોલ તારે શું શું જોઇએ છીએ?"

કુસુમશ્રી—"મને એકાંત આપો. મારૂં જીવન ગાળવા

ઘો અને પંખીડાંઓને ચણ નાંખવા માટે ઉત્તમ એવું ધાન્ય આપો.”

પુષ્પા—“ઘણી ખુશીથી એ સર્વે સગવડ તને કરી આપું છું.”

પુષ્પા આનંદ માનતી એકદમ બીજા ખંડોમાં ગઇ. બે ચાર દાસીઓને બોલાવીને કુસુમશ્રીની સેવામાં રોકીદીધી. એકાંત ખંડ આપ્યો. તાંદુલના મોટા ઢગ કરી દીધા. પછી મોટા મોટા સુંડલાઓમાં ઉત્તમ તાંદુલ ભરીને કુસુમશ્રી પંખીડાંઓને ચણ નાંખવા માંડી, ઉપવાસાદિક વ્રતો કરીને જપ કરતી, કાઉસગ્ગ ધ્યાને રહેતી કુસુમશ્રી અનુપમ જીવન ગાળવા માંડી.

એવી રીતે નિવસતાં પાંચ માસ વીતી ગયા. ઉપર બે ચાર–પાંચ–દશ દિવસો પણ ચાલ્યા ગયા છતાં કુસુમશ્રીને કાંઇ કશો પત્તો લાધ્યો નહીં. કોઇ પક્ષી ન આવ્યું કે ન કાંઇ વીરસેનની ભાળ મળી. આથી કુસુમશ્રી હવે વ્યાકુળ બની ગઇ. એની આશાઓ ઉપર પાણી ફરવા માંડયાં. એની અમર આશાઓ મૃત થવા લાગી. ઘડી ઉપર ઘડી વીતવા લાગી તેમ તેમ તેનો જીવ ઉંડો જતો ગયો તે એક દિવસ અજ્ઞાત સમયે મહા શોકાગારમાં બેઠી છે. પંખીડાંઓને ચણ નાંખી રહી છે તેવામાં તેને આશ્વાસનનું એક કિરણ મળ્યું. એક પંખીડાઓનું મોટું યુથ ચણવા માટે પુષ્પાનાં ઝરૂખા નીચે ઉડતું ઉડતું આવી ઉતર્યું તેમાં કુસુમશ્રીનો પ્રિય પક્ષી શુકરાજ પણ હતો. અનેક શુક પોતાનો મનસ્વી

શબ્દો ઉચ્ચારવાને ટેવાયેલા હોય છે તેમ આ શુકરાજ પણ નીચેનું પદ વારવાર બોલતો હતો.

કુસુમ કુસુમ શ્રી તાત વિષે કુસુમ કાન્ત પણ ત્યાં;
હું અભાગી એકલો પ્રિયજન વીવર્જી રમું છું ક્યાં.

આ પદનો ઉચ્ચાર સૂર ધ્વનિ કુસુમશ્રીને કર્ણગોચર થયો કે તુરતજ તે ચોંકી ઉઠી તેણે તે સૂરના ઉચ્ચાર કરનાર પ્રિય પક્ષીને જોઈનેજ તુરતજ ઓળખી લીધો. કુસુમશ્રી પણ અતિ આનન્દથી બોલી ઉઠી

કુસુમ નહીં શ્રીતાત વિષે, કુસુમ કાન્તની નહીં જાણ.
" કુસુમ તુજ સન્મુખ પૃચ્છ કરે, વીરા શું વદે છે વાણ ?"

કુસુમશ્રીના મધુર ધ્વનિએ શુકરાજને આનન્દના સાગરમાં ડુબાડી દીધો. તાંદુલના દાણાઓને ભૂમી ઉપર રહેવા દઈને આનન્દ ભર્યા લોચને આંસુડાં સારતો પક્ષીરાજ કુસુમશ્રીના અંકમાં આવીને આળોટી પડયો. કુસુમશ્રીએ તેને હરખથી છાતી સરસો ચાંપી લીધો આનન્દનાં આંસુઓ લુછી નાંખી પોતે પોતાનાં નયનનાં ઉન્હાં જળથી તેની પાંખો અને કોટ ભીંજાવી નાંખ્યાં. એવી રીતે અન્યોન્ય મૂક નાટક ઘણાં લાંબા સમય સુધી ભજવી રહ્યાં પછી ધીરજ ધરીને કુસુમશ્રી બોલી "વીર ! ક્ષેમ કુશળ છો ? તારી વીતકવાર્તા કર. બાપુ ! કેટલેક દુરથી આવે છે ? બોલ ! બોલ ! તારા મીઠા શબ્દોથી તું મારૂં હૃદય સત્વર રંજન કર. પ્રિય બન્ધુ ! આજે મને નવું જીવન પ્રાપ્ત થયું છે. મારો અર્ધો શોક સમી ગયો છે. તારાથી જુદા પડયા પછી એક ઘડી પણ વિસાર્યો નથી. તારા ગુણનું ગાનજ

ગાઈ રહી હતી. વત્સ! સત્વર તારાં મીઠાં વચન સુણાવ. ક્યાંથી આવ્યો તે ખબર આપ."

શુકરાજ—"પ્રિયમાતા! તમારાથી જુદો પડીને હું સાગરથી કેટલેક દુર આવેલા ઉદ્યાનોમાં ગયો. ત્યાં ફળનું ભક્ષણ કર્યું અને શીતળ જળનું પાન કર્યું. એકાદા બે દિવસ વિરામ લેવા એક વૃક્ષની શાખાએ બેસીને ખુબ નિંદ્રા લીધી. ત્રીજે ચોથે દીવસે સવારના પ્રાતઃકાળમાં જે પદ્ય મેં આપની પાસે ગાયું તે પદ્ય હું જપતો હતો અને આપના પવિત્ર નામોનું સ્મરણ કરતો હતો ત્યાં એક તાપસે મારા બોલવાનો ભાવાર્થ સમજી લઇને મને સત્કાર્યો. તે તાપસે એમ જણાવ્યું કે હું મહારાજ અરિકેસરીના કુમાર વીરસેનને શોધવાને નીકળેલો એક જાસુસ છું તે ઉપરથી તેનો વિશ્વાસ લાઇને હું તેની સાથે ચાલ્યો. અમને એક સારસે જણાવ્યું હતું કે—"કુસુમકાન્ત એવાશ્રી વીરસેન આજ રોજ સાગરનો કિનારો ઉતરશે માટે પૂર્વ દિશામાં જાઓ." અને બેઉ તે દિશામાં ચાલ્યા જતા હતા. પણ તે તાપસ કોઇ પ્રિય જનના વિરહથી દુઃખી થતો હોય તેમ જણાતો હતો. એક દિવસમાં અમારે ત્યાં પહોંચવું જોઇએ પણ તે તાપસ ચાલી શકયો નહીં તે ઘણા દિવસનો થાકયો પાકયો હશે એમ મને જણાયું. તેને છોડીને મને જતું રહેવાનું બીલકુલ મન થયું નહીં. મધ્યાન્હ સુધી અમે સાથે ચાલ્યાં. દૈવયોગે તાપ સખત થયો અને તેને અતિશય તૃષા લાગી. નદિનો કિનારો હજુ કેટલેક દૂર હતો ને

પાણી પાઇ શકું એવું મારા પાસે કશું સાધન ન હતું તેમ મને કોઇ પણ મનુષ્ય નજીકમાં જણાયું નહી કે તેને જણાવીને હું તેને પાણી અપાવું. તે અનાથ તાપસ સુર્યનારાયણના તાપમાં તમ્મર ખાઇને નીચે પડયો. તેને મુર્છા આવી ગઇ. હું તેની સારવાર કરતો બેઠો પણ મારો કશો ઇલાજ ચાલ્યો નહીં. મધ્યાન્હ વીતી ગયા પછી ઘણા સમયે તેની મૂર્છા વળી. ઠંડો વાયુ વાયો અને મને પણ બુદ્ધિ સુજી કે વૃક્ષના કુંજોમાં જઇને કેટલાંક પાત્રાં લાવી તેનાં મુખમાં મુકું તો સારૂં તેથી મેં પાત્રાં લાવીને તેની પાણીની પીપાસા કાંઇ મટાડી અને બેચાર કોશ નેશ કરીને તે તાપસ પુનઃ મારી સાથે ચાલ્યો. સાંજ પડી ગઇ અને રાત્રિ થવા આવી એટલે અમે એક સ્થળે ઠર્યા. તાપસને છોડીને જવાનું મને બીલકુલ મન થયું નહીં. રાત્રિના અચાનક તે તાપસ કોણ જાણે કયાં ચાલ્યો ગયો અને સવારના પ્રહરમાં હું એક પારાધીની જાળમાં ફસાઇ ગયો. ત્યાં જઇ બન્ધનમા પાંચેક માસ રહ્યો તેટલામાં એક દિવસ લાગ જોઇને ત્યાંથી નાસી પાછો તમારી શોધમાં ફરવા લાગ્યો ફરતાં ફરતાં વનમાં એક દિવસ પ્રાતઃકાળે કેટલાંક પક્ષીઓને તમારાં ગુણગાન ગાતાં મેં સાંભળ્યાં. તેઓ અરસપરસ્ર એમ બોલતાં હતાં કે " શ્રીપુરનગરમાં પુષ્પા નામની વેશ્યાને ત્યાં એક કોઇ સુન્દરી આવી છે તેણે વ્રત અંગીકાર કર્યું છે. અને નિત્ય નવીન ચણનો ચારો આપે છે. તે બાઇ વીરહિણી છે, તેની આપેલી ચણ અમૃત જેવી લાગે છે. " તેઓના આવાં વાકયથી મને એમ જણા-

શું કે રખેને તે મારાં પરમ સૌભાગ્યરૂપ મારાં રાજભગિનિ શ્રીમતી કુસુમશ્રીજ હાયની ? તેથી હું ઉતાવળા આ તરફ ઉડી આવ્યો અને આપના દર્શન લીધા. હવે આપણે શું કરવું તે હે માતા ! મને વીદિત કરો. ”

પોપટનું આ પ્રમાણેનું વૃતાંત પૂર્ણ થયું તેટલામાં પુષ્પાની કેટલીક દાસીઓ ત્યાં આવી ચઢી. તેણે કોઈ દિવ્ય પોપટને કુસુમશ્રીના અંકમાં આળોટતો જોયો. કુસુમશ્રીએ અત્રે પોતાનું નામ વણિક કન્યા રત્નવતી જણાવ્યું હતું તે આપણે પ્રથમ જાણીગયાં છીએ. પુષ્પા તુરતજ આશ્ચર્ય જોવાને ત્યાં આવી. તેણે આનંદથી પુછયું “રત્નવતી ! તારા ખોળામાં કયું પક્ષી છે અને તે કયાંથી આવે છે. ? ” રત્નવતીએ જવાબ આપ્યો. “ ભગવતી ! આ કોઈ દૈવી પોપટ છે તે મનુષ્યની થોડીક વાણી પણ બોલી જાણે છે. તેને આપણા મહેલમાં રાખી લઇએ તો બહુજ સારૂં કહેવાય. ” પુષ્પાએ રત્નવતીનાં વાકય સૂણીને પોપટને કેટલાક પ્રશ્નો પૂછ્યાં. તેના ચતુર શુકરાજે ઘણા વિનયથી મધુરતા ભર્યા ઉત્તર આપ્યા તથા પુષ્પાને કેટલોક ધર્મ બોધ પણ આપ્યો. પૂષ્પા તેથી પ્રસન્ન થઇ અને શુકરાજને પોતાની પાસે રાખી લીધો.

હવે સમય વીતતો ચાલ્યો. છ માસ પૂરા થવા આવ્યા. કુસુમશ્રીએ શુકરાજને પોતાની અથથી ઇતિસુધી આ વૃતની પૂર્ણાહુતિ સંબંધી હકીકત પણ જણાવી. બન્નેએ હવે શું

કરવું ? તેનો વિચાર થઇ પડ્યો. શુકરાજતો આવી મળ્યો પણ હવે આજે છ માસ પૂરા થવા આવ્યા. કાલે મારે જારકર્મને માટે ઉદ્યુક્ત થવું પડશે. મારાં પતિવૃતને બહુજ ખામી આવશે એ ચિંતામાં કુસુમશ્રી ઉદાસ બની ગઈ. શુકરાજ વિચાર કરવા લાગ્યો કે આ પતિતપાવિની સરખી રાજબાળા જગતનાં પટપર પોતાની પવિત્રતા વિસ્તારી શકી નહીં, એ એ પતિવૃત પરાયણા નારી સ્વામિને પામીને દાનપૂન્યનાં કાર્ય કરી સ્વામિ સાથે અમર નામ કરી શકી નહીં તેટલામાં તો આ ધર્મ સંકટ આવી ચઢ્યું. કાલે સવારના આ યોગીની સરખી રાજકુમારી પતિવૃત ભંગ થવાનો અવસર આવી પહોંચતાં પ્રાણને તજશે. અરેરે ! મારી દ્રષ્ટિએ મારી હાજરી છતાં મારી આ પ્રિય ભગિનિ એવી અવસ્થા પામશે એ બહુ અનિષ્ટ થશે. શુકરાજ એ પ્રમાણે અફસોસ કરતો બહુ વિચાર કરવા લાગ્યો. છેવટે તેણે નિશ્ચય કર્યો કે ગમેતે નિમિત્તે પણ કુસુમશ્રીને ધીરજ આપીને તેની શુધ્ધતા જાળવી રાખવામાં સહાય રૂપ બનવું. એવું ધારી દેવી કુસુમશ્રીને આશ્વાસન આપીને પતિવૃત સ્ત્રીઓ સંકટ સમયે પોતાની શુધ્ધતા કેવી કેવી યુક્તિઓ યોજીને સાચવી રાખે છે તેનું એક દ્રષ્ટાંત આપવું તેણે શરૂ કર્યું.



# प्रकरण १६ मुं.

## અટપટી ઘટના



બે પ્રિય સખાનું જોડું મિત્ર અને મિત્રપત્નિની શોધમાં નીકળ્યું છે તે આપણે જાણીએ છીએ. રત્નસાર અને કમળસેન કુસુમાવતી જવાના રસ્તા ઉપર નજીકમાં આવી પ્હોંચ્યાં હતાં. રત્નસાર ફળફુળ અને જળ લેવાને ગયા અને કમળસેન અશ્વોને સાંચવતો ત્યાં બેઠો. એકાદ ઘડી વીતી તેટલામાં કમળસેનને થાક અને ભૂખથી ઝોકાં આવવા લાગ્યાં અને તે વૃક્ષને છાંયડે ઉશીકું કરીને જરા શરીર આડું કરી સુતો. આ નિર્જન્ય સ્થાનમાં હવે આ મિત્ર રૂપી સખા ઉપર દુઃખનાં વાદળ એકાએક ત્રુટી પડ્યાં. એકાદ બે ઘડીમાં તો કાંઇ અટપટી ઘટના બની ગઇ તેથી આ સુખી મિત્રનું જોડું વિદીર્ણ બની ગયું. કમળસેન નિદ્રાધીન થયો અને તેટલામાં તાપથી આકુળવ્યાકુળ બનેલો એક શ્યામ વિષધર ત્યાં આવી ચઢીને આટલામાં એનું ક્યાંયે સ્થાન હશે તે ઢુંઢવા લાગ્યો. એકતો તાપથી વ્યાકુળ બન્યો હતો અને વળી પોતાના દરમાં જવાને આતુર બન્યો હતો. એવી સ્થિતિમાં તેનું દર મળ્યું નહીં એટલે તે છંછેડાઇ પડયો.

કમળસેન પોતાના હાથેનું ઓશીકું કરીને સૂતો હતો તેના મધ્ય ભાગમાં તેનું દર છુંદાએલું હતું. સર્પરાજે તુરતજ તે જાણી લીધું અને તેના કોમળ પગની પાનીમાં ક્રોધ ભર્યો દંશ દીધો. સર્પદંશથી સુકોમળ કમળસેન જાગૃત થયો પણ સખ્ત વેદનાથી અકળાટીઆં ખાતો તે ગોથાં ખાઇને આમ તેમ લોટવા માંડયો. સર્પરાજ તો પોતાની ગુફામાં પેસી ગયો અને અર્ધ ઘડીમાં કમળસેન ચેતન વિનાનો મ્લાન શ્યામ સરખો બની ગયો તેટલામાં રત્નસાર પણ તાજાંફળ વનમેવો અને જળ લઇને આવી ચડયો. પોતાના પ્રિય હૃદયરૂપ કમળસેનને તે જાગૃત કરવા લાગ્યો પણ તે જાગેજ શાનો ? થોડીક ક્ષણોમાં તેના સમજવામાં આવી ગયું કે પોતાના પ્રાણરૂપ કમળસેનને સર્પનો દંશ થયો છે રત્નસાર બહુ વિદ્યા નિપુણ હતો પરંતુ તેને સર્પ વિષના નિવારણના નિદાનનું જ્ઞાન ન હતું. તે આ દશાથી બેભાન બની ગયો તેનું સર્વ ધૈર્ય તુટી પડયું. પ્રાણરત્નના વિનાશથી તેનું નુર ઉડી ગયું. તેનાં થાક, ભુખ, તરસ સર્વે સુકાઇ ગયાં. રઘુકુળતિલક મહારાજ અને પોતાની પ્રિયત્તમાના અવસાનથી વિલાપ આદર્યો હતો તેવો આ નિર્જન્ય સ્થાનમાં રત્નસારે વિલાપ કરી મૂકયો. તેની આંખોમાંથી આંસુઓની ધારો વહેવા લાગી. વ્હાલી પ્રિયા કમળાવતી ! તું હણાઈ ગઇ. અરેરે ! મારી સાથે દુ:ખ સહવાને આવેલી તરૂણી ! દુષ્ટ કાળે તને આજે હણી નાંખી ! તારા હણાવા સાથે હું પણ હણાઇ ગયો.'' રત્નસાર એ પ્રમાણે આક્રંદ કરતો મૂર્છા

આઇ પૃથ્વી ઉપર ઢગી પડયો. આ દુઃખી જનને આશ્વાસન આપવાને પણ કોણ આવે ? માત્ર દયાળુ હૃદયનો શિતળ વાયુજ તેના આશ્વાસન માટે ત્યાં વહન કરતો હતો. તેની ઠંડી છાલકોથી રત્નસારની મૂર્છા વળી પણ તેના ભગ્ન હૃદયનું રૂદન બંધ પડયું નહીં. તે આલાપ કરવા લાગ્યો—

સમય સાંજ તણો સખીરે !
ઓ શાણી કમલિનિ !
આ પશુ પક્ષી નિજ પત્નિને ભેટવા જાય.
પ્રિય પત્નિ ! દુરના ગ્રામ્ય અસંખ્ય જનોયે,
પત્નિ સંગે પ્રણય રસમાં ન્હાય.
હાં ! આ વિપન્ન સ્થાનમાં સખીરી !
પ્રાણને છોડીને તું ગઈ ગઈ પ્રાણથી.
આ ભીષણ જલતા સંસારમાં પ્રાણ મ્હારાં,
ઉડી જશે ક્ષણમાં સખી ! વિયોગે ત્હારાં.
મારાં જીવન મરૂ સ્થળમાં તું હતી સુવાનું સ્થાન,
આ ભવસાગરમાં તરવાનું તું હતી ભવનું વહાણ.
અરેરે ! મિત્રને શોધતાં પત્નિરૂપ મિત્રને ગુમાવ્યો,
ભાગ્યહીન હું દુઃખના કુંદને મેં વિણકારણ જમાવ્યો.
અરેરે ! પ્રિયા ઉઠ બેઠી થા કાન્તનાં રૂદન સુણતું;
ઓ વ્હાલી દારા ! હૃદયની મૂર્ત્તિ હૃદય રસ ઝીલતું.
આ તાજાં મિષ્ટ વનમેવા સમીરી તુજ કાજે,
આ જળપાન મધુરૂં વ્હાલી ! કરીને સંતોષ આજે.

દુઃખીના દુઃખ ઝીલવા તું સાથે આવી,
તું તો દુઃખના સાગરની બની ચાવી.

રૂદનથી અને ડુસકાંથી રત્નસાર આંતરભાવના ઉચ્ચાર ઉચ્ચારી પણ શકયો નહીં. તે ફરીથી પ્રિયાના શોકમાં ધરણીએ ઢળી ગયો. જગતમાં પ્રેમનું પાત્ર ફુટી જતાં અરેરે ! માનવ હૃદયો કેવાં કલુષિત થઈ જાય છે ? અસંખ્ય મહાપુરૂષો પોતાની પત્નિઓના વિયોગે ઘેલા બની ગયાં હશે. અનેક મહા નારીઓએ સ્વામિના અવસાનથી પ્રાણને વિસર્જન કર્યાં હશે અને એવી રીતે સંસારનાં અનેક માનવ રત્નો કાળ મહોદધિમાં ડુબી ગયાં હશે. રત્નસાર આક્રંદ કરતો હવે પ્રિયાના માટે કાંઈ ઉપચાર કરવાના વિચારથી બેઠા થયો. ધીમે ધીમે પોતાનો અશ્વ છોડયો અને બીજા અશ્વને પણ સાથેજ લઇને તે પાસેના કોઇ ગામમાં જવાના ઇરાદાથી ચાલ્યો. રત્નસાર ગયો ને અર્દ્ધ ઘડી વીતી કે અનાયાસે કહો કે શ્રી પાર્શ્વ દેવીની કૃપાથી કહો પણ કોઈ એક ભવ્ય મુનિ ત્યાં આવી ચઢ્યા. સૂર્યાસ્ત થયાના ભયથી તેઓ ઉતાવળથી ચાલ્યા જતા પણ આ કોઇ દુઃગી પ્રવાસીને સર્પના વિષથી ઘેરાએલો જોઇને તે મહાત્માએ દયા ખાધી અને થોડી ક્ષણો ત્યાં વિરમ્યા. પોતાના પોથીના આસનમાંની એકાદ જડી બુટી કાઢીને તેને વૃક્ષનાં થોડાંક પાત્રાંમાં મીલાવી તેના મુખમાં તેનાં રસનાં બે ચાર ટીપાં રેડ્યાં અને પછી તે પ્રવાસીની શી ગતી થાય છે તે જાણવાનો લોભ કર્યા વિના તેઓ ગામમાં કોઇ ઉપાશ્રયમાં સ્થાન લેવાની ઉતાવળથી ચાલતા થયા. બે ત્રણ

ઘડી વીતીને તેનું વિષ પેલી ઔષધ બુટીના યોગથી ઉતરી ગયું અને તેનાં પ્રાણુને કાંઇ સાવધતા આવી. ચેતના આવતાં તે જાગૃત થઇને આસપાસ જોવા લાગી. પણ ત્યાં પોતાનો સખા કે અશ્વો કંઇ માલુમ પડયું નહીં. આથી તે ગાભરી બની ગઈ. શુન્ય સ્થાનમાં પતિરૂપ મિત્ર વિના હવે શી રીતે સમય વ્યતિત કરવો તેના વિચારમાં તે મુંઝાણી એટલાં સારા ભાગ્ય હતાં કે તે પુરૂષ રૂપે હતી. પોતાના ઉપર જે વીતક બની ગયું છે તેનાથી તે બીલકુલ જ્ઞાત નથી. તેથી તે પતિને શોધવા "નાથ! નાથ!" કરતી ત્યાંથી ચાલવા માંડી.

પાછળથી રત્નસાર એકાદ ગારૂડીને તેડીને ત્યાં આવી પહોંચ્યો જે સ્થાનમાં પોતાનો મૃત મિત્ર પડયો હતો તે સ્થાનમાં આવીને જોયું તો ત્યાં કોઇ મળે નહીં તેને ઘણું આશ્ચર્ય થયું કે અરે! હું આ શું જોઉછું. સ્વપ્ન તો જોતો નથી. અથવા તો સ્થાન ભુલ્યો નથી. નહીં; સ્થાન તો આજ છે. અત્યારે હું તદ્દન જાગૃત છું એટલે સ્વપ્નાવસ્થાનો પણ સંભવ નથી. ત્યારે શું બન્યું તે સમજી શકયો નહીં. રત્નસાર ગારૂડી પાસે ઝંખવાણો પડી ગયો. તો પણ ગારૂડીને પોતાનો બીજો અશ્વ અને કેટલુંક દ્રવ્ય આપીને સંતુષ્ટ કરી પાછો વાળ્યો અને પોતે પોતાના સખાની શોધમાં આગળ ચાલ્યો. કમળસેને જે રસ્તે થઇને પોતાના પતિરૂપ મિત્રને શોધવા પ્રયાણ કર્યું હતું તે રસ્તો બીજો હતો અને રત્નસાર પણ બીજે રસ્તે ત્યાં આવ્યો. એક પ્રકારની ભુલભુલા-

મણી બની રહી. એ ચાર ઘડીઓમાં પતિ પત્નિના વિયોગનો મોટો સંજોગ આવી ચડયો અને અટપટી ઘટના બનીગઇ. રત્નસાર પોતાની પત્નિ સાથે પોતાના મિત્રની શોધમાં નીકળ્યો હતો. હવે તેને બે મિત્રોને શોધાવાનાં થયાં. રત્નસારે વિચાર્યું કે અહીં કોઇ અદ્રશ્ય સત્તારૂપી દેવે મારી પ્રિયાનું સૌંદર્ય જોયું હશે અને મને ભુલાવો આપીને આવું વિચિત્ર ઘટના જનકરૂપ બનાવી તેનું હરણ કર્યું હશે. એના સ્નેહાળ હૃદયમાં મોટો આઘાત થયો. તેને એમતો નિશ્ચિત થયું કે "કમલાવતીનો દેહ વિલય નથી થયો. કદિ તે મૃત્યુ પામી હશે તો અવસ્ય કોઇ યોગથી પુનઃ સજીવન બની હશે અને કાંતો તેનું હરણ થયું હશે અને કાંતો તે આટલામાં ક્યાંયેક મને ઢુંઢતી હશે આમ વિચાર કરીને પોતાની પ્રિયાને આસપાસમાં શોધવા લાગ્યો. કમલાવતી પુરૂષના સ્વાંગમાં ચાલતી ચાલતી બે એક કોશ દુર આવેલા એક રમ્યસ્થાનમાં આવી પહોંચી ને એક વૃક્ષ ઘટામાં આ-રામ લીધો. તે પતિ વિયે ગિણી દેવાંગના દુઃખી બની ગઇ. આવી અટપટી ઘટના માટે તેને સ્વપ્નામાં પણ કશી ખ-બર નહતી. તે ઝીણું ઝીણું ગત્રિના ગાવા માંડી.

ચિત્ત સ્વસ્થ નથી નથી શરીરની શુધ્ધિ આજે;
સ્થિર હૃદય નથી પ્રાણ ધડકે છે પિયુકાજે,
રહી રહીને મૃદુવાસીનું શાન્તિ સુધા યાદ આવે,
નિમિષ પણ અત્રે નથી રૂચતું અંતરના અભાવે.

અરેરે ! આ ભાન ભયકારી ઉઠે છે.
વિવિધ વિષય ચિંતા દેહને દહે છે,
પલ પલ જ્વરહુ અતિ પીડા પામું છું હા ! ઈશ! હાતાત!
કુશલ કરો કુશલ કરો શાસન રક્ષક જગદીશ
અપશકુન બહુ થાય છે પ્રાણ કંપે છે
ભયનું વિકટ કટક આજ મને ઘેરે છે;
કુશલ હશે મુજ કાન્ત, કાન્ત મિત્ર અરે !
વ્યર્થ અવયવો ફરકે છે ભયસૂચક ખરે ?
ઉઠીને જઉં હું હવે ગૃહ પ્રત્યે પ્રાણ ન ધીરાં.
સ્વગૃહ ગમન કાજે પ્રાણ બન્યાં અધીરાં.
અરે ! પણ હત ભાગ્ય હું પતિ વિનાની,
ઉઠી શી રીત શકું હું મંદ ભાગિનિ.
પલ પલ વીતે છે કલ્પ સરીખી,
સ્વગૃહ પ્રેમ ઉદ્ભવન અધીરી.
ચિત્ત એવું ચહાય,
પાત્ર સંગે પુનઃ જવાય.

કમલાવતીને ગૃહ યાદ આવ્યું. પતિને લઈને પુનઃ ઘેર જવું એવું તેને થઈ આવ્યું. તે પતિ વિનાની વ્હાવરી બની ગઈ. પતિપત્નિ થોડા સમયની અટપટી ઘટનામાં જુદાં પડયાં.



# પ્રકરણ ૧૭ મું.



## ધનવતી.



છ માસની અવધિની છેલ્લી રાત્રિએ કુસુમશ્રી પોતાના એકાન્ત ખંડમાં સચિન્ત થઇને બેઠી છે તે વખતે પોપટ ધનવતી નામની એક પતિવ્રતા નારીનું આખ્યાન કહેવા લાગ્યો.

"હે રાજભગિનિ! ધીરજ રાખીને સુણો. આજે જે આખ્યાન કહું છું તે સાંભળો તે નારીએ જેવી યુક્તિથી પોતાના પતિવ્રતપણાનું રક્ષણ કર્યું તેવી યુક્તિથી તમે પણ તમારા શીયલનું રક્ષણ કરજો. તે દ્રષ્ટાંત આ પ્રમાણે છે.

"રત્નપુર નગરમાં ધનદત્ત નામના એક વણિક રહેતા હતા. તેની ગુણસુંદરી નામની એક ધર્મપરાયણ સ્ત્રી હતી તેને પેટે ધનસુંદર નામનો એક ગુણવાન પુત્ર થયો તે મોટી વયનો થયો ત્યારે તેને દેશને અનુસરતું સારૂં શિક્ષણ આપવામાં આવ્યું. યોગ્ય વય થયે તેનાં લગ્ન ધનવતી નામની એક સુઘડ કન્યા સાથે કરવામાં આવ્યાં એકાદ વર્ષ વીત્યા પછી પુત્ર અને પુત્રવધુને પોતાની ધન-

સંપત્તિ સોંપીને બન્ને જણાં આ નશ્વર સંસારમાંથી મુક્ત થયાં. હવે ગૃહ કારભાર બધો ધનવંતી ઉપર આવી પડયો. ધનવંતી ચતુર અને શાણી હતી. તે રૂપમાં પણ અનુપમ હતી. એનું સૌંદર્ય જ્યારે તે કુમારિકા હતી ત્યારે તેના પિતાના આખા નગરમાં બહુ કીર્તિને પામ્યું હતું. તેના સૌંદર્ય સરખાંજ તેનામાં ગુણ હતા. સાસુ સસરાના સ્વર્ગવાસ પછી ગૃહકાર્યનું ઝુસરૂં ખાંધે ઉપાડી લીધું. અને ગૃહ વ્યવસ્થામાં કશી ખામી આવવા દીધી નહી. દિવસો જતાં ધનસુંદરને વિચાર થયો કે દેશાવર જઇને કોઇ મોટો વ્યાપાર કરી પિતાની લક્ષ્મીમાં વધારો કરવો. તે વિચાર તેણે પોતાની પત્નિને જણાવ્યો. પત્નિએ તેમાં સમ્મતિ આપી પણ એમ કહ્યું કે, "વિદેશમાં હું પણ આપની સાથે આવું." આ વિચાર ધનસુંદરને પસંદ આવ્યો નહીં. તેણે પોતાની સ્ત્રીને કેટલાક કારણો જણાવી પરદેશમાં સાથે આવવું સારૂં નથી એ પ્રમાણે જણાવ્યું પણ ધનવંતીએ કહ્યું કે, "પોતાની સ્ત્રીને એકલી મૂકી જઇને સ્વામિએ પરદેશમાં વિચરવું યોગ્ય નથી. વળી સાસુ સસરા પણ નથી કે તેઓ મારૂં જતન કરે. ત્યારે અહીંઆ પતિ વિનાની હું કેમ રહી શકું ? હે નાથ! પતિ વિનાની પત્નિ હોયજ નહીં. પુરૂષની સાથે હંમેશા તેની છાંયા પાછળ પાછળ આવે છે તેમ તેના અર્ધ અંગરૂપ તેની સ્ત્રી પણ તેની સાથેજ હોવી જોઇએ. માટે હે નાથ! મને આપની સાથેજ લ્યો." ધનવંતીના એવા વચન સાંભળીને ધનસુંદરે કહ્યું. "પ્રિયા!

પરદેશમાં અનેક દુઃખો હોય છે વળી નારી જાતિ સાથે હોય છે તો પુરૂષથી છુટથી ક્યાંયે જઇ શકાતું નથી. સાહસ કરવામાં અને વેપાર વણજમાં રાત્રિ દિવસની પ્રવૃતિમાં સ્ત્રી અંતરાય રૂપ થઈ પડે છે. માટે તમે એક ચાર છમાસ સુખે દુઃખે ઘેરે કાઢી નાંખશો ત્યાં તો વિદેશમાં વેપાર જમાવીને પાછો સત્વર ઘેર આવીશ અને પછી તમને સાથે લેતો જઈશ." પોતાના પતિના એવા વચનથી ધનવતીએ તેને પરદેશ ગમન માટે સમ્મતિ આપી. પોતાની સ્ત્રીની સમ્મતિ લઇને તે પોતાના એક બ્રાહ્મણ મિત્ર પાસે ગયો અને પોતાના ઘરની સર્વ સંભાળ સોંપી. તે વિપ્રકુમારનું રાજ્યદરબારમાં સારૂં માન હતું. વળી પોતે વ્યવહાર કુશળ અને વિદ્વાન હતો તેથી પોતાના વણિક મિત્રને પરદેશ જવાની હીંમત આપી અને ઘરની કશા પ્રકારે ચિંતા કરશો નહિ એ પ્રમાણે દિલાસો આપ્યો. તેથી વિશ્વાસ લાવીને ધનસુંદર પોતાના ગૃહનો સર્વ કાર્યભાર પોતાના તે મિત્રને સોંપીને વિદેશ રવાના થયો. વહાણમાં વેપારના સાધનો ભરીને સમુદ્રને સામે પાર કાંતિપુર નામના નગર તરફ જવાને તે નીકળ્યો. થોડા દિવસમાં તે તે નગરમાં સુખ રૂપ આવી પહોંચ્યો. ત્યાંના રાજાને યોગ્ય નજરાણું ધરીને વેપાર કરવાની પરવાનગી મેળવી અને ત્યાં મોટો વેપાર જમાવ્યો.

હવે અહીંઆ પેલો વિપ્રકુમાર પોતાના વણિક મિત્રના ઘરની ખબર કાઢવાને નિત્ય દિવસ આવવા લાગ્યો. ધનવંતી

ઘણી ગુણવાન અને વિનયવંતી હતી. પોતાના પતિમિત્રને પોતાના બન્ધુ સમાન ગણીને સદા તેને આદર સત્કાર આપતી અને વિવેક ભર્યાં શબ્દોથી સંબોધતી પોતાના પતિના મિત્રને સહેજે અપમાન થઇ જાય તેવું કદિ આચરણ કરતી નહીં. પતિમિત્રની આમન્યા બહુજ સાંચવવા લાગી. આથી પેલા વિપ્ર કુમારના મનમાં એક પ્રકારનો ઉલટો ભાવ ઉત્પન્ન થયો. તેને એમ લાગ્યું કે "ધનસુન્દર પરદેશ ગયો છે ને ધનવંતી જોબન અવસ્થામાં છે. તેનું સૌંદર્ય કોઇ અપ્સરા સરખું છે. તરૂણીને લક્ષ્મી કોઇનાં થયાં નથી. આ ધનવંતી રસમાં સમજનારી અને માનીલી છે એટલે અવશ્ય એનો અનુરાગ મારા પ્રત્યે વધ્યો છે કિન્તુ કુલીન-કુળની હોય ને લાજ મર્યાદાથી તે સ્પષ્ટ શબ્દોમાં મને કાંઇ કહી શકતી નથી. માટે એક દિવસ એવી પ્રેમવાર્તા કાઢીને તેનો શો અભિપ્રાય છે તે સ્પષ્ટ જાણી લેવું." આવો વિચાર કરીને તે નિત્યે નિત્ય મિત્રગૃહે આવવા લાગ્યો. મિત્રપત્નિને કુશળ સન્દેશ પૂછીને જોઇતું કારવતું મંગાવવાને આગ્રહ કરવા લાગ્યો અને પ્રસંગોપાત વિવેક ભર્યાં શબ્દોમાં પ્રેમ અને શૃંગારને પણ તે જોડવા લાગ્યો. એક દિવસ બન્ને બેઠાં છે. મિત્રપત્નિ વિનયથી પોતાના બન્ધુસમ પતિમિત્ર સાથે નિર્દોષ વાર્તાલાપમાં ગુંથાએલી છે. સમય એકાન્તને શાન્તિનો છે. તેમાં તે વિપ્ર કુમાર પ્રસંગ કાઢીને બોલ્યો કે, "તમારૂં નામ ધનવંતી પાડવામાં કાંઇક ભૂલ થઇ છે."

ધનવંતી બોલી—"કેમ ત્યારે શું નામ રાખવું જોઇએ.

વિપ્રકુમાર—"મને તો તમારૂં નામ ચંદ્રપ્રભા રાખ્યું હોય તો સારૂં એમ જણાય છે કારણ કે તમારૂં સૌંદર્ય ખરેખર ચંદ્રની પ્રભા સરખું છે."

ધનવંતી—"એમાં શું? મારાથી તો ઘણી સુન્દર નારીઓ હશે. તમારી મારા ઉપર પ્રીતિ છે એટલે તમે મારાં વખાણ કરો છો. બાકી ખરૂં કહો તો હું બીલકુલ સુન્દરજ નથી"

વિપ્રકુમાર—"ખરૂં છે. મારી પ્રીતિ તમારા તરફ અતિશય છે. હું તમને ઘણોજ ચાહું છું-પણ મને એમ જણાય છે કે તમે મને ચાહો છો, મારા ઉપર પ્રીતિ ધરાવો છો છતાં તમો કાંઇ મને ખુલાસો કેમ કરતાં નથી. ખરૂં છે કે સ્ત્રીજાતિ બહુ શરમાળ હોય છે. વળી તમારી જેવી ગુણવાન નારીમાં તો શરમ વિશેષ હોય તેમાં શું નવાઇ? માટે તમે શરમાઓ છો તો લ્યો તમારા અંતરમાં જે ભાવ છે તે ભાવતો હુંજ ખુલ્લો કરૂં, તમે મને પ્રીતિદાન આપો. ધનસુંદર વિદેશ ગયેલા છે તેઓ હજુ કેટલાએ સમય પછી આવશે તેની કોને ખબર? વળી તમે જોબનવંતાં છો. તમારો જોબન રસ ઝરી જાય છે. જોબન પુરૂં થયા પછી અને ભોગ ભોગવવાનો સમય વ્યતિત થયા પછી ભોગ મળે તે શા કામના? કારતક મહીને વરસાદ વરસ્યો શા કામનો? માટે જુઓ હું તમારૂં કુશળ ચાહું છું તેટલા અંશે કુશળ ચાહનાર અહીંયા કે બીજે કયાંય તમારે હાલ નથી. રાજ્ય દરબારમાં મને પુષ્કળ માન છે. તમારા પ્રેમ માટે હું મારાં પ્રાણ આપવાને તૈયાર છું અને તમારો પ્રેમ પણ મારા

તરફ અગાધ છે માટે શરમનો પડદો તોડી નાખીને આપણે સાથે ભોગ ભોગવવાનો નિશ્ચય કરીએ. ધનવંતી ! આ મારા વચનને તમે માન આપશો એવી મને દ્રઢ આશાછે કારણકે હમણાં હમણાં તમારી પ્રીતિ મારા તરફ બહુ વધતી જાયછે”

બ્રાહ્મણ મિત્રના આવાં દાહક વાકયો સાંભળીને ધનવંતીને રોમરોમ આગ સળગી ઉઠી પણ જો અત્યારે તેનો તિરસ્કાર કરે કે કાંઇ અપશબ્દો કહે તો તેની શુદ્ધતા અને તેનું જીવન ભયમાં આવી પડે. કારણકે આખા નગરમાં માત્ર તેને આ પોતાના એકપતિમિત્રનોજ આધાર હતો. વણિકપુત્રી ડહી બનીને ધીરજથી તે સાંભળી રહે. તે મનમાં વિચાર કરવા લાગી કે નિશ્ચયે આ દુષ્ટ મતિની બુદ્ધિ ફરીછે. મારા શીયલનો તે ભંગ કરવા માગે છે. મારા ભોળા પતિએ આવા કુપાત્ર મિત્રને મારી ભલામણ કરી જવામાં સખત થપડ ખાધી છે. ઠીક કર્મની જેવી ગતિ ! હાલતો આપણે ચુપકીધી પકડવી, જોઉં જો કાંઇ શિખામણ અને કાવા દાવાથી તેની શાન ઠેકાણે આવે તો ઠીક છે નહીં તો પછી બીજો કાંઇક રસ્તો શોધવો પડશે એવા વિચાર કરી તેણે વિનયથી બ્રાહ્મણ કુમારને કહ્યું “ પ્રિય બન્ધુ ! આ આપ શું બોલો છો ? આ આપને યોગ્ય છે ? આપ મારા પતિના વડીલ મિત્ર એટલે મારા તો જેઠ થયા અને જેઠ તે પિતા ઠેકાણે લેખાય. વળી મારા સ્વામિ તમને ઘર સોંપીને ગયા છે માટે મારાં શીયલ વૃત અખંડ સાંચવવા એ તમારો ધર્મ કહેવાય. તે ધર્મથી તમે વિરૂદ્ધ વર્તો છો, તમે મારા પિતા છો. હું તમારી પુત્રી છું તમે આવા અઘટિત શબ્દો બોલો નહી. ”

વિપ્રકુમાર—" તમે સ્રી જાતિ હઠીલાંજ છો. તમે એમ વદો નહીં. હું તમને આજે ઘણા દિવસ થયાં તલસું છું. સુંદરિ! પ્રીતી ધરાવીને મારા ઊપર કરૂણા કરો. આવો હઠ કરો નહી. મારા સમ ખાઇને સાચું બોલો જો તમને મારા ઊપર અનુરાગ ન હોય તો? આવો મિથ્યા નકાર શા માટે ભણો છો? આ યોગ આપણી પ્રીતિનો ઠીક મળ્યો છે. ગુણ સુંદરી! ઉઠો ચપલતાથી તમે મારૂં મન હરી લીધું છે. માટે રળિયાત થઇને મને રાજી કરો નહીં તો તમને દુઃખ થશે. મારી અવગણના કરવી તમને ઘટીત નથી."

વિપ્રનાં આવાં વચનોથી ધનવંતી સમજી ગઇ કે આ પુરૂષ અત્યારે કામાન્ધ થઈ બેઠો છે. તેને પોતાના ધર્મનું ભાન નથી માટે અવશ્ય તે કાંઇ કુડું કરી બેસશે ને શીળ અને આચારનો ભંગ કરશે. માટે તપેલી ધાતુ ઉપર પાણી રેડવું એ સારૂં છે. એવા શાણપણથી ધનવંતીએ વિચાર કરીને મુખ મલકાવતાં કહ્યું કે, " વાહવાહ! તમારી પ્રીતિ જોઇ લીધી. હું તો તમારૂ પારખુ જોતી હતી કે તમારો મારા તરફ કેવોક પ્રેમ છે. ત્યાંતો જણાય ગયું. " નહી માનો તો દુઃખ થશે." બસ એટલુંજ ને! હું તમારાથી અલગ નથી. તમારા સરખું મારે બીજું કોણ છે? રાત્રિના પહેલા પહોરે જરૂર આવશો. તમારી જે જે આશાઓ છે તે સર્વે ફળીભૂત કરીશ." વિપ્રકુમાર શાન્તી ધરીને બોલ્યો—" ચંદ્રપ્રભા! બસ તમારી સ્રી જાતિના વિષે મારી કલ્પના કાંઇ ખોટી પડી નથી. તમે ઘણાં ચર-

માળ અને હઠીલાં છો હો. આજે તમારા વચનથી હું માનું છું. હવે હું જાઉં છું અને રાત્રિના પહેલા પ્રહરે આવીશ. તમે જરૂર તૈયાર થઇ રહેજો, "

ધનવંતી—"જરૂર આવજો. તમારાથી મને કોઇ વિશેષ નથી."

વિપ્રકુમાર ગયો અને તેની પાછળ એક ધિ:ક્કાર દર્શાવનારી દ્રષ્ટિ ધનવંતીએ નાંખી. તેના ગયા પછી ધનવંતીએ વિચાર કર્યો કે હવે શું કરવું ? તે પાપી જરૂર રાત્રિ થતાં આવી પહોંચશે અને મારા શીયલવૃતને ખંડિત કરશે. હવે કાંઇ ઉપાય કરવો જોઇએ. એમ વિચાર કરી તે હિમત અને સાહસ ધરીને સત્વર પોતાના ગૃહમાંથી નીકળીને દૂર્ગપાળને ત્યાં આવી. દૂર્ગપાલને એકાંતમાં બોલાવી પોતાની સર્વે વીતક વાર્તા કહી અને વિષેશમાં વિનંતિ કરી કે "જો આપ મને એ બ્રાહ્મણથી ઉગારશો તો આપનું કલ્યાણ થશે." દૂર્ગપાલ પણ મહા કામી હતો. તેણે આવી લાવણ્યવતી નારીને પોતાના પંજામાં આવેલી જોઇને કપટ ધરી કહ્યું કે "સુન્દરિ ! તમે વેલાસર આવી પહોંચ્યાં તે ઠીક કર્યું. પણ મારી એક વાત સાંભળો. આ નગરમાં તમે મારો અધિકાર જાણો છો. ગમે તેવા ગુન્હેગારને કારાગૃહનાં દર્શન કરાવવાને હું શક્તિમાન છું તો એ ભીક્ષુકના શા ભાર છે ? તેનાથી તમને ઉન્હી આંચ પણ નહીં આવવા દઉં. પણ તમારાં સૌંદર્યમાં હું મુગ્ધ બની ગયો

છું. તમે જો મને તમારૂં પ્રીતિદાન આપશો તો હું તમારૂં રક્ષણ કરીશ."

ધનવંતીએ કહ્યું "મહારાજ! તમે પ્રજાનું પાલન કરનારા કહેવાઓ છો. તમારા પાસે તો હું પ્રથમ રક્ષણ લેવા આવી છું તેમાં તમે આવી અયોગ્ય માંગણી કરો છો તે યોગ્ય કહેવાય નહીં." ધનવંતીના એ વાક્યો સાંભળીએ દુર્ગપાલે કહ્યું કે "હે સહુણી! તમારે ભાવ ખાવો હોય તો અમારાથી તમારૂં કામ સરશે નહિં. માટે અહીંઆથી ચાલ્યા જાઓ નહીં તો નાહક હેરાન થશો." દુર્ગપાલના આવાં નિષ્ઠુર વાયક સાંભળીને ધનવંતિએ પણ સારો દાવપેચ લગાવી કહ્યું "ત્યારે આપ રાત્રિના બીજા પ્રહરે બરાબર પધારશો?"

દુર્ગપાલે કહ્યું—"હાં તેમાં આપણી કયા ના છે? જરૂર. કોઈથી ગભરાશો નહીં, હું બરાબર તેની ખબર લઈશ."

ધનવંતી ત્યાંથી પણ નિરાશ થઈને ચાલતી થઇ તે આગળ સાહસ કરીને શહેરના સચીવ પાસે આવી ને તેને પણ પોતાનુ વીતક જણાવીને રક્ષણ માટે શરણુ માંગ્યું પણ ત્યાં તો તેઓ પેલા દુર્ગપાલના સરદાર નીકળ્યા. તેને પણ ત્રીજે પ્રહરે આવવાનું વચન આપી ધનવંતી ઝડપથી રાજા પાસે આવી અને ત્યાં પોતાનું સર્વે વીતક જણાવ્યું. માત્ર દુર્ગપાળ અને સચીવની વાત જણાવી નહીં, રાજા પણ તેવાજ નીકળ્યા. તે પણ મોટા કામી નીકળ્યા.

તેણે તો અતિ આર્દ્ર થઇને ધનવંતી પાસે પ્રીતિ દાનની માંગણી કરી અને વિશેષમાં કહ્યું કે "જો તમારે મારા રાજ્યગૃહની પટરાણી થવું હોય તો પણ તે પદ તમને આપવાને હું તૈયાર છું." પ્રજાપાળકના દુષ્ટ વાક્યો સાંભળીને ધનવંતીને ઘણો ધિઃક્કાર વછુટયો પણ શું કરે કર્મ ધર્મ સંજોગે સંકડામણ આવી પહોંચી. 'પત્થર તળે હાથ આવ્યો હોય તો કળે કળે કાઢવો!' એ કહેણી મુજબ તેણે રાજાને પણ પોતાને આવાસે ચોથા પ્રહરની શરૂઆતમાં નિયમસર પધારવાને અવધિ આપી. રાજા પ્રસન્ન થઇ ગયો અને કહ્યું કે "સુન્દરિ! કશી ચિંતા રાખશો નહિ. તમારા પતિ વિદેશથી આવે ત્યાંસુધી તમારે કોઇનો ડર રાખવો નહીં, તમે મારાં થઇ ચુકયાં છો. હું મારૂં રાજ્ય પણ તમારા ઉપરથી કુરબાન કરીશ." ધનવંતીએ પ્રથમ રાજાની આવી માગણી વખતે ઘણો ઉપદેશ આપ્યો હતો પણ રાજા સમજ્યો નહોતો અને ઉલટો રોષે ભરાઈ ગયો હતો તેથી નિરૂપાયે ધનવંતીએ તેને પણ નિમંત્રણ આપ્યું અને પછી તે ગૃહપ્રત્યે પાછી આવી.



# प्रकरण १८ मुं.



## ધનવતી (૨)




પ્રમાણે એક પ્રકારની જાળ રચી તે ઘેર આવીને સર્વે તૈયારી કરવા લાગી. સન્ધ્યા સમય થવા લાગ્યો. રાત્રિના પહેલા પ્રહરનો સમય આવી લાગ્યો આ સમયે હવે આણરૂ કેવી રીતે બચવાશે તેની ચિંતામાં તે પડી ગઇ. તોપણ હીમતથી તે માવચેતી રાખી દિવાનખાનું શણગારી કરીને બેઠી સમય થયો અને અંગે તેલ ફુલેલ લગાવી ખાન પાનની ચીજો સાથે લઇને કસ્તુરીઓ મૃગ જાણે આવ્યો હોય એમ બ્રાહ્મણપુત્ર આવી પહોચ્યો, તે દુષ્ટ સંકેતથી દ્વાર ઉઘડાવીને મંદિરની અંદર દાખલ થયો.

ધનવતીએ પતિમિત્રને કૃત્રિમ પ્રેમથી આવકાર આપ્યો અને તેને એક સુસજ્જિત દિવાનખાનામાં બેસાડી તે પોતાના નિવાસના બીજા ખંડોમાં કાંઇ કામના વિષે ચાલી ગઇ. થોડીવાર પછી બ્રાહ્મણપુત્રે પુનઃ કામ વૃત્તિથી તે મિત્રપત્નિને બોલાવી અને કહ્યું "તમે કેમ શરમાઓ છો? વખત વીતી જાય છે માટે મને હવે પ્રેમનું રસ પાન કરાવી

તૃપ્ત કરો. "પતિ મિત્રનાં આવાં કામાતુર વાકયો સાંભળીને ધનવંતીને તો તેના ઉપર પુષ્કળ ધિઃક્કાર છુટયો પણ પોતે યોજી રાખેલાં કારસ્તાનથી ધૈર્ય પકડીને તે તેના પાસે બેઠી અને વાર્તાલાપ કરવા લાગી.

"તમે મારૂં નામ ચંદ્રલેખા રાખ્યું છે તો હું તમારૂં નામ નિશાનાથ રાખું છું."

"વાહ! કેવો મધુર શબ્દ તમે શોધી કાઢયો? સુન્દરિ! નિશાનાથનો અર્થ પણ ચંદ્રજ થાય છે." બ્રાહ્મણ પુત્રે આનંદ પામતાં કહ્યું.

ધનવંતી કૃત્રિમ હાવભાવ અને રસજ્ઞતા ધરતી તેને બનાવવા (મશ્કરીમાં ઉડાવવા) લાગી. તે બોલી, "હા જી. રાત્રિના સ્વામિ! રાત્રિ જે શ્યામ છે તેના તમે સરદાર,!"
"વાહ! વાહ! અર્થ તો બહુ સારો કર્યો."

"તમે મારાં રૂપ ઉપર મોહાઇને જેવું સુન્દર નામ શોધી કાઢયું તેવુંજ નામ મેં તમારા ગુણ જોઇને શોધી કાઢયું છે."

"તે હું પ્રેમપૂર્વક સ્વીકારૂં છું. પરંતુ તમે હવે દુર કેમ બેઠાં? આવો અહીંઆ નજીક આવો. તમારો શીતળ સ્પર્શ કરાવીને મારી અગ્નિને શાન્ત કરો."

"તમે બ્રાહ્મણ પુત્ર થઇને આ પ્રમાણે અધીરા કાં બની જાઓ છો? તમોને એક સમયે વચન આપ્યું તે ખરૂં છે. તમને નાના પ્રકારના રસભોગ ભોગવાવવા એ મારા ઘણા દિવસની ઇચ્છા હતી."

"અને તે ઇચ્છા આજે પુરી કરો."

"જી હા. તે પુરી થવાની. પરંતુ મારી એવી ઈચ્છા છે કે પ્રથમ તમો સ્નાન કરીને આ કેસર અગરનો ચન્દન લેપ છે તે તમો અંગે ચર્ચી દયો. પછી આ તમોરા મિજના પીતાંબરો છે તે પહેરો. પછી હું રસોઇની વાનીઓ બનાવીને પીરસું તે પ્રેમથીજમો અનેપછી આપણે રંગરસ ભોગવીએ"

"ઘણું થયુ. તમોરા સ્નેહની હદ આવી રહી. આટલી બધી તસ્દી લેવાની તમોને શું જરૂર છે. હું તો માત્ર તમારા પ્રીતિદાનની ભીક્ષાનોજ ભીક્ષુક છું. મને એવા બીજા ભોગોની ઇચ્છા નથી"

"પરંતુ એ બીજા ભોગો વિના તમે કહો છો તેવો માત્ર એકજ ભોગ તો લુખો લાગે છે માટે જો તમોએ મારા પ્રેમ પ્રણય રસની ભીક્ષા માગી તો તે મારે પુરેપુરી આપવી જોઇએ એ મારૂં પરમ કર્તવ્ય છે."

ધનવતીના એ શબ્દોથી મૂર્ખદત્ત બ્રાહ્મણ બગણરે જળમાં સપડાયો નાનાવિધ મનોવિચારમાં તે ગુંચવાઇ ગયો અનેક પ્રકારના કામ વિકારના મલીન વિચારોમાં ગોથાં ખાવા લાગ્યો ધનવતી તો રસવતી રસોઇ કરવામાં ગુંથાઇ અને તેનો પતિ મિત્ર મૂર્ખ શિરોમણી કામ વાસનાની વાંસળી અંતરમાં વજાવતો વજાવતો ન્હાયો અને પછી ચન્દનનો અંગલેપ ફુલેલ તેલ વિગેરે અર્ચવા લાગ્યો. એમ કરતાં ત્રણ કલાક વીતી ગયા. રાત્રિનો પ્રથમ પ્રહર વીતી ગયો અને

ધનવંતીના બારણે સંકેત મુજબ દુર્ગપાલે આવીને હાંક મારી. કોઇ બીજા પુરૂષનો અવાજ સાંભળીને દિવાનખાનામાં બેઠેલા બ્રાહ્મણભાઇના ધોતીઆં ઉંચા થઇ ગયાં. તેણે તુરતજ ધનવંતીને બોલાવીને કહ્યું કે "બારણે કોણ આવ્યું છે? કોઈ સાદ મારે છે હવે શું કરવું?" ધનવતીએ કહ્યું—"મારા પતિના પ્રિય મિત્ર! તમે ગભરાશો નહિ તે તો ઘણું કરીને તમારા દુર્ગપાળ આવ્યા જણાય છે; ઘણું કરીને રખેને તેને તમો અહીંઆ આવ્યા છો એમ સમાચાર મળ્યા હોય અને તમને શોધતા શોધતા અત્રે તે આવી ચઢ્યા હોય. હવે જુઓ તમે કહો તો સાંકળ ઉઘાડીને તેને અંદર બોલાવું."

બ્રાહ્મણપુત્રે ગભરાઇને કહ્યું. "ના ના તેમતો નહીં. શામાટે આવ્યો હશે તે મને શું ખબર? મને તો પ્રથમ અહીંઆ સંતાડી રાખો: કાંઇ સંતાવાનું સ્થાન આપો અને પછી તેને અંદર બોલાવી તમારે જે પૂછવું હોય તે પૂછીલ્યો."

હંમેશા પાપી મનુષ્યોનાં હૃદય કાચાં હોય છે તેના અંતઃકરણમાં હીમત અને ધૈર્ય હોતાં નથી. તે નિયમ મુજબ આ પાપીષ્ટ દુર્મતિ ગભરાય ગયો અને હવે શું થશે એમ વારંવાર ધનવંતીને કહેવા લાગ્યો. જાણે ધનવંતીજ અત્યારે તેનું શરણુ હોયની?

સમયવર્તીને ધનવતી બોલી "ભાઈ! બીજુંતો કાંઈ નહીં ક્યાંયે એવું સ્થાન નથી. આ એક મોટી પેટી પડી

છે તેમાં તમો ઘડીભર બેસી જાઓ તો હું એ શા માટે આ-વ્યો છે તે પૂછીને પતાવી લઉં. પછી આપણે આપણી રસ ખાણી રેલીએ."

બ્રાહ્મણપુત્રે કહ્યું—"ગમે તેમ પણ હવે વખત જાય છે. પેટીમાંતો પેટીમાં પણ મને સત્વર સંતાવાનું સ્થાન આપો."

.. પછી ધનવંતીએ તુરતજ તેને પેટીમાં પુરી દીધો અને સાંકળ દઇ તાળું લગાવીને તેને ચુપ બેસી રહેવાનું જણા-વી દ્વારની સાંકળ ખોલી. દુર્ગપાળને સત્કારથી અંદર લીધો. દુર્ગપાળે આવતાં વેંતજ પોતાની વાક્ચાતુરી ચલાવી.

"સુન્દરિ! પેલો પાપી બ્રાહ્મણ અહીંઆ હજુ આવ્યો તો નથી ને?"

"જી. ના. હજુ આવ્યો નથી. પણ ઘણુંકરીને હમણા આવવાનો તેનો સમય થયો છે."

દુર્ગપાળે કહ્યું—"કાંઇ ફીકર નહીં એ લાકુભટનો શો ભાર છે. અહીંઆ આવે કે તુરતજ જેલ બન્ધ કરાવી આપું."

"એમ થાય? તેઓ મારા પતિના મિત્ર છે."

"પરંતુ જો દુષ્ટ બુધ્ધિથી અહીંઆ આવે તો તેને શિક્ષા તો થવીજ જોઇએ." પોતે જાણે કેમ સારી બુદ્ધિથી આવ્યા હોય તેમ દુર્ગપાળ સરદારે ચાતુરી બતાવી—

"હા તે આપે સાચું કહ્યું."

"વારૂ, ત્યારે હવે આપણે રસ રમવાને શો વિલંબ છે?"

"કાંઇજ વિલંબ નથી. આપને માત્ર નાના પ્રકારના ભોગ ભોગવવાનેજ હું ઇન્તેજાર છું. આપ સ્નાન કરો. અંગે અંગ-લેપ લગાવો. આપના માટે સાચાં આ ભૂષણો અને સુગંધી પદાર્થો તૈયાર રાખ્યાં છે તેનો ઉપયોગ કરો. તેટલા સમયમાં હું આપના માટે ઉત્તમ એવી રસોઇ બનાવી લાવું તે આપ આરોગો અને પછી આપણે ક્રીડા કરીએ." ધનવંતીએ બ્રાહ્મણ પુત્રને થાપ દીધી તેમ દુર્ગપાલ સાહેબને પણ ભોગના શીખરે ચઢાવવા માંડયા. કામી દુર્ગપાલ એ પ્રવૃતિમાં ચેકાયો અને ધનવંતી પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરતી પતિવૃત અને શીયલના રક્ષણ માટે ચિંતા રાખી એક ખંડમાં શાન્તિથી રસોઇ બનાવવાનો ઢોંગ કરતી વખત વીતાવવા લાગી. જોતાં જોતાં બીજો પ્રહર પણ વીતી ગયો અને સચીવ-દીવાનજી બારણે આવી ઉભા રહ્યા. તેણે હાંક મારી તે દુર્ગ-પાલના સાંભળવામાં આવી અને દુર્ગપાલ ગભરાઇ ગયા. તુરતજ પાસેના દિવાનખાનામાં કામકાજ કરતી એક પ્રૌઢ દાસીની માર્ફત ઉપલા ખંડમાંથી ધનવંતીને બોલાવી મંગાવી, ધનવંતીએ આવીને કહ્યું કે "શું છે?" દુર્ગપાલે કહ્યું —"આ શહેરના દીવાન સરખો કોઇનો સાદ સંભળાય છે. માટે હવે સત્વર મને સંતાડો. આપણી ક્રિડા પછી કરીશું પણ હાલ તુરત તો મને જલદી સંતાડો મારે તમારૂં કાંઇ જોઇતું નથી." ભયમાં કામ વિકાર ક્યાંયે શમી ગયો અને સુરેંદત્ત બ્રાહ્મણ પેઠે દુર્ગપાલને પણ પેટીમાં પૂરી દીધા

પછી સચીવજીની અંદર પધરામણી થઈ. ધનવતીએ તેઓનો પણ યોગ્ય સત્કાર કર્યો અને મીઠાં મીઠાં વચનોથી તેને પીગળાવી નાખ્યા.

બ્રાહ્મણ અને દુર્ગપાલની પેઠે તેને પણ રસોઈ માટે વિનતિ કરી, અને સમય ગુમાવવાની યુક્તિ રચી. સચીવજી પણ તે જાળમાં ફસાઈ ગયા અને ત્રીજો પ્રહર વીતી ગયો. ત્યાં રાજા આવી પહોંચ્યા. રાજા આવનાથી સચીવને તો કાંઈ શુદ્ધ બુદ્ધજ રહી નહીં. સચીવે કહ્યું કે "હવે ગમે તેમ કરીને મને છુપાવો." સતી ધનવતીએ તેને પણ એક ત્રીજી પેટીમાં પૂર્યા અને દીવાનખાનાના ત્રીજા ખુણામાં ગોઠવી દીધા. સચીવે પેટીની અંદરથી કહ્યું "તમે સતી પતિવ્રતા છો અને આ શો ઉત્પાત ? રાજા પણ તમારે ત્યાં રોજ આવે છે!" ધનવતીએ ક્રોધથી જવાબ આપ્યો ' જી. હા. તમારી જેવા લંપટ સરદારો માટે આ યુક્તિ ઘડી કાઢવામાં આવી છે." ધનવતીના આ શબ્દોથી સચીવજી તો વિમાસણમા પડી ગયા અને બહુ દીન મરભી વાણીથી ધનવતીને કહેવા લાગ્યા કે "હે સુન્દરિ! ગમે તેમ કરીને લાજ રાખજે અને રાજાને મારા આવવાના ખબર પડવા દઈશ નહીં." ધનવતીએ કહ્યું–' દીવાનજી ! તે માટે તમે નિર્ભય રહો" એમ કહીને સતીએ દ્વાર ખોલવાની દાસીને આજ્ઞા કરી. રાજા પૂર ઠાઠમાઠથી સતીના ગૃહ વિષે આવ્યો અને ગુણીયલ ધનવતીએ તેનો અપૂર્વ સત્કાર કર્યો. ધનવતીએજ મંગલાચરણ કર્યું કે " રાજન! આપે પધારીને મારા ગૃહને પાવન કર્યું છે." રાજાએ

કહ્યું "સુન્દરિ! મારી મનોકામનાને તૃપ્ત કરવાને તેં જે અનુમતિ દર્શાવી છે તે માટે હું તને ઘણો ધન્યવાદ આપું છું."

ધનવતીએ કહ્યું. "મહારાજ! આપનાં રૂપ, ગુણ અને શીલ ઉપરથી હું વારીજાઉં છું. ઘણા દિવસ થયાં આપના સમાગમની ઇચ્છા હતી પણ આ નિમિત્તે આપને મળી શકાયું. આપ પારસમણિ છો. લોખંડને સોનું બનાવી દેવાનો આપનામાં ગુણ છે. હું સમજું છું કે હવે આપની પ્રીતિથી મને કોઇ પ્રકારની ઉણપ નહીં રહે." રાજાએ કહ્યું "પ્રિય ધનવતી! તમે દૂર ઉભા રહીને કેમ વાતો કરો છો? આવો, મારા ઉછરંગે બેસો અને હવે રાત્રિ બહુજ થોડી છે માટે મારા મનની કામના તૃપ્ત કરો." ધનવતીએ કહ્યું "રાજાધિરાજ! રાત્રિની શી જરૂર છે? હું આપનીજ થઇ ચુકી છું. આપે મને સ્વીકારી એજ મારાં અહોભાગ્ય છે. આપ પ્રથમ હું જે રસોઇ બનાવું તે આરોગો અને પછી આપણે ક્રિડા કરીએ." કૃતિમ પ્રણય બતાવનારા આવા સુન્દરિના વાક્યોથી રાજા તો તદ્દન ભોળવાય ગયો. સતિના કૂડની તેને કાંઇ ગંધ પણ ન આવી. તુરતજ રાજાએ ધનવતીને રસોઇ બનાવવાની આજ્ઞા આપી એટલે ધનવતી ઉપલા માળે રસોઇ ગૃહમાં ગઇ અને શિયલ રક્ષણ સચવાયું તો ખરૂં. હવે માત્ર બે અઢી ઘટિકાજ બાકી છે એમ ચિંતવવા લાગી. તે પતિપ્રાણા નારી પોતાના સ્વામિનું સ્મરણ કરવા લાગી. રાજા દિવાનખાનામાં નાના વિધતરંગોમાં તરવા લાગ્યો અને વચ્ચે વચ્ચે નિદ્રાનાં ઝોકાંમાં પણ ઝુંકવા લાગ્યો. હવે ધનવતીએ એક બીજો કૃત્રિમ

પ્રયોગ યોજી રાખ્યો હતો તે અત્રે દર્શાવવાની જરૂર છે. તેણે પોતાની એક વૃદ્ધ પાડોશણને કહી રાખ્યું હતું કે "કૃપા કરીને તમારે સવારના વહેલાં મારે ઘેર આવીને મને સૂતી હોઉં ત્યાં જાગૃત કરવી અને મારા સ્વામિ વિદેશમાં મૃત્યુ પામ્યા છે તેવા સમાચાર એક કોઇ માણસને ઉભો કરીને મને કહેવરાવવા. આમ કરવાનું કારણ ધનવતીએ તે વૃધ્ધાને પોતાના ઉપર આવી પડેલી આ આફત રાત્રીની સ્પષ્ટ રીતે કહી સંભળાવી હતી. તેથી તે ભવી પાડ થયે તે પ્રમાણે કરવાનું ઘણી ખુશીથી સ્વીકાર્યું હતું, તે વૃધ્ધા અને વળી બહુ અનુભવી હતી તેથી તેણે એવું તો ડોળ કરવાનું ચિંતવ્યું કે કૃત્રિમ સમાચાર પણ ખરા સ્વરૂપમાં ભાસી જાય તેવો મોટો આડંબર કરવો.

હવે ચોથો પ્રહર થઇ ગયો. રાજા ઝોકાં ખાતો બેઠો છે તેવામાં બારણે કોઇએ ધનવંતીનું નામ લઇને પોકાર કર્યો. "અરે! બાઇ! ઉંઘણી થઇને શું પડી છે? જાગ, જાગ, જો આ તારા ધણીના સમાચાર લઇને કોઈ આવ્યું છે. બારણો ઉઘાડ. પછી તને તારા દુર્ભાગ્યના સમાચાર સંભળાવું" બહાર ઉભા રહીને ડોશીએ કકલાણ કરી મુક્યું! ધનવંતીની દાસી ઉપર દોડી ગઇ. ધનવંતી પણ ધમ ધમાટ કરતી નીચે આવી. રાજા પણ ગભરાઈ ગયો. તેણે કહ્યું "હે સુંદરિ! હવે કયો રસ્તો લેવો?" ધનવંતીએ કહ્યું "મહારાજ! આ એક ખાલી પેટી છે તેમાં આપ બેસી જાઓ તો શું છે તે હું પુછી લઉં? રંડાપો તૈયાર થઇ ગયો છે પણ વળી આ પાપિણિ કોણ જાણે ક્યાંથી આવી? માટે મહારાજ! આપને

કાંઈ હરકત ન હોય તો એમ કરો." રાજાએ પણ એમજ કરવું યોગ્ય ધાર્યું. એક મોટી સારી રાજાને છાજતીજ પેટીમાં તેને બેસારીને તાળું લગાવી દીધું. પછી આંખો ચોળતાં ચોળતાં ધનવંતીએ સાંકળ ખોલી અને "કેમ બાઈ શું છે? કેમ ખુમવાટ કરતાં અત્યારમાં પધાર્યાં.?" એમ પૂછ્યું. પેલી વૃદ્ધ પાડોશણે ધનવંતીને અંદર બોલાવી અને આંખોમાં કૃત્રિમ આંસુ લાવી ધનવંતીના સ્વામિના મૃત્યુ સમાચાર સંભળાવ્યા. ધનવંતી ડોશીના શબ્દો સાંભળતાજ પૃથ્વી ઉપર પડી ગઈ અને મોટું આક્રંદ કરવા લાગી. આડોશી પાડોશી સૌ એકઠાં થઈ ગયાં. ચોગમ વાતો પ્રસરી રહી. ધન સુન્દર પરદેશમાં મૃત્યુ પામ્યો એ સમાચાર આખી ન્યાત અને સમગ્ર નગરમાં ફેલાઈ ગયાં. જોતજોતામાં ધન સુન્દરના આવાસનાં આંગણાંમાં ન્યાતીલા સ્નેહી સગાંવહાલાં અને સંબંધ પડતા પુરૂષો અને સ્ત્રીઓનું ટોળું એકઠું મળ્યું અને સૌ ધનવંતીને સોઢે થઈને ધનવંતીના દુઃખમાં ભાગ લેવા લાગ્યું. સૌ સ્નાન કરવા ગયાં. સમય બધો રો કકલાણમાં વીતવા લાગ્યો. શહેરમાં આટલો કોલાહાલ થતો સાંભળીને શહેરની રાણીએ કોઈને પૂછ્યું કે" આ શું છે કે આજે આટલો કકળાટ થઈ રહ્યો છે અને શહેર પણ બધું ઉદાસ ઉદાસ જણાય છે?" તેથી કોઈ બાનીએ આવીને ખબર આપ્યા કે શહેરનો એક ધનસુંદર નામનો ધનાઢ્ય વેપારી પરદેશ વેપાર કરવા ગયો હતો. તે અપુત્ર ત્યાંને ત્યાં મરણ પામ્યો છે. અત્રે તેના

મોટા વૈભવવાળી મહેલો અને મીલ્કત છે. તેની એક ધર્મવતી ધનવતી નામની સ્ત્રીજ માત્ર અહીંઆ છે પણ ક્રીર્તિ અને મોટી લાગવગવાળો તથા વેપારી હોવાથી શહેરનો તમામ લોક ઉદાસ બની ગયો છે અને તેને ઘરેતો રો કકળાટ થઇ રહ્યો છે."

રાણીએ આ સમાચાર સાંભળીને તુરતજ દૂતને બોલાવી આ સમાચાર રાજાને આપવા જણાવ્યું. દૂતોએ આવી રાજાના મહેલમાં રાજાને વરધી આપવાનું ખાસ હજુરના નોકરોને જણાવ્યું. પણ તેઓએ અંદરના દિવાનખાનામાં અને પછી સર્વે સ્થળે મહારાજાની તપાસ કરી પણ રાજા મળ્યા નહીં. ત્યારે નોકરોએ જાણ્યું રાજા કાંઇ અગત્યના કામસર છુપેછુપે ગયા હશે. એમ સમજી તેઓએ આવીને રાણીને જણાવ્યું. રાણીએ પછી દીવાનજીને બોલાવી મંગાવ્યા તો દીવાન પણ ઘેર ન મળ્યા. ત્યારે દુર્ગપાલને બોલાવવાને માટે સ્વાર મોકલ્યો. દુર્ગપાળ પણ ઘેર મળે નહીં ત્યારે ગામના મુખી બ્રાહ્મણકુમારને બોલાવવા તે રાણીએ હુકમ કર્યો. તો તે બ્રાહ્મણ પુરોહિત પણ ઘેર મળે નહીં. આ શો ઉત્પાત? રાજ્યના ચારે અધીકારીઓ નગરમાં મળે નહીં! ક્યાં ગયાં હશે? રાણી બહુ વિચારમાં પડી ગયાં. "અરે! ચારે જણા મળીને શું કોઈ ગુપ્ત કાર્ય માટે બહાર ગયા હશે? આ શું?" એમ મનોગત વિચારતાં રાણીએ સેનાપતિને પોતાની પાસે બોલાવી મંગાવ્યા અને અપુત્ર ગૃહસ્થ મૃત્યુ પામ્યો છે તેના સંબંધમાં શું ઇલાજ લેવો

તે સંબંધી સલાહ પુછી. તેના નાયકે એવો મત આપ્યો કે હાલ તુરતમાં તેની પતિ પાસે જઈને જે દ્રવ્ય તે પાસે ખુલ્લાથી આપે તે સ્વાધીન કરી લેવું અને પછી રાજા એક દિવસમાં આવશે એટલે તે જે ન્યાય ઉતારશે તે મુ-જબ તેની મીલકતની વ્યવસ્થા કરવામાં આવશે. એટલે તુર-તજ મહારાણીએ પોતાના દુતો ધનવતીને ત્યાં મોકલ્યા. તે-ઓએ આવીને ધનવતીને તેના દ્રવ્ય ભંડારની કુંચીઓ આપવા અને ભંડાર વિગેરે બતાવવા જણાવ્યું. ધનવતીએ કહ્યું. "આ સર્વ મીલકત મહારાજની છે. મારે કહ્યું લાગે વળગે નહીં. મહારાજ મને ભરણ પોષણ માટે જે આપશે તે હું સ્વીકારીશ પણ તે મારા સ્વામિના ભંડારની મને ખબર નથી. માત્ર અમારા આ દિવાનખાનામાં તેજુરી જેવી આ ચાર પેટીઓ દ્રવ્યથી ભરેલી છે. તેમાં દ્રવ્ય કેટલું છે તે પણ હું જાણતી નથી. પરંતુ અમારા હીરા માણેક અને ઝવેરાત સૌ આ પેટીમાં રહે છે માટે તમો તે ખુશીથી લઈ જાઓ." ધનવતીના વચનને સાચાં માની રાજદુતો તે ચારે પેટીઓ ઉંચકાવી રાજદરબારમાં લઇ ચાલ્યા. રાણીના મહેલે આવીને તે પેટીઓ રાણીના સુપ્રત તેઓએ કરી દીધી. મહારાણી આ ચાર મોટા ઝવેરાતના ખજનાની પે-ટીઓ જોઈને બહુજ વિસ્મય પામી. "અહો ! આ વણીક કેટલો ગૃહસ્થ હશે? ઝવેરાતની ચાર પેટીઓ તો ભરેલી છે. બીજા ખજનાની તો હજુ જાણ નથી. રાજા ઠીક બ-હાર ગયા છે. આ પેટીઓ ખોલીને જોઉં તેમાં મારા યોગ્ય

કોઈ જો રત્ન હોય તો જોઈ લઉં અને પછી તે મહારાજ પાસે અભયદાનના મૂલ્યમાં માંગી લઈશ " આમ વિચાર કરી મહારાણીએ પોતાની દાસ દાસીઓ વિગેરે સઉને જુદાં જુદાં કામો સોંપી દીધાં. તેઓ સૌ ત્યાંથી ચાલી ગયા પછી રાણી એકલાંજ રહ્યાં. પેટીમાંના ચાર અધીકારીઓ મનમાં વિચારવા લાગ્યા કે ધનવતી સુંદરીએ બહુ બુરૂં કર્યું. તેણે આપણી ખરેખરી ફજેતી કરી. હવે તો જે થાય તે જોઈ લેવું.

આસ્તેથી ધીમે રહીને રાણીએ એક પછી એક એમ પેટીઓ ઉઘાડવી શરૂ કરી. પ્રથમ બ્રાહ્મણવાળી પેટી ઘણી હોંશથી ખોલી તો તેમાં દિવસની ભુખ લાગવાથી અને પાપના કલંકથી શ્યામ પડેલા નીચે રાખેલા મુખવાળો બ્રાહ્મણ બેઠેલો જણાયો. રાણીને ઘણું આશ્ચર્ય લાગ્યું. કદિ નહીં જોયેલી નવાઈ જોઈને રાણી તો વિચારમાં પડી જતાં 'આ શું ?' એટલાજ શબ્દો ઉચ્ચારીને બે ડગલાં આઘી ખસી ગઈ. બ્રાહ્મણ પુરોહિત ધીમે ધીમે બહાર નીકળ્યો અને નીચું મુખ રાખી ઉભો રહ્યો. રાણીએ પુછ્યું. "તમારી આવી દશા કેમ થઈ ?" બ્રાહ્મણે કહ્યું "માતાજી ! બીજી પેટી ખુલી જુઓ એટલે આપને જણાશે." બ્રાહ્મણના શબ્દો સાંભળીને રાણીએ કુતુહલતાથી બીજી પેટી ખોલી તો તેમાંથી દુર્ગપાલ નીકળ્યા. હવે રાણીનું આશ્ચર્ય બેવડું થતું ગયું અને તેને એક પ્રકારની મુઝવણ થઈ. તે ટકોર કરીને બોલી. "અહોહો ! દુર્ગપાલજી ! દેશની અને નગરની રક્ષા કરવાને અહીંઆ

બીરાજી ગયા છો કે શું ? પધારો બહાર પધારો.” ધર્મપાલજી પણ કાળું મુખ લઇને બહાર નીકળ્યા. પછી રાણીએ તેને પણ પૂછ્યું કે “તમારી આમ શાથી દશા થઈ ?” ત્યારે તેણે પણ જવાબ આપ્યો કે ‘આપ ત્રીજી પેટી ખોલી જુઓ.’ રાણીએ ત્રીજી પેટી ખોલી તો તેમાંથી સચીવજી નીકળ્યા. મહારાણીએ પેટ પકડીને હસતાં હસતાં કહ્યું “આહા દીવાનજી મહારાજ ! ન્યાય ચુકવવાને આપ આ ન્યાયાસનની આ ગુફામાં વિશ્રાન્તિ કરી બેઠા છો કે શું ? ધન્ય છે તમને !” રાણીની ટકોરથી દીવાનજી તો ભોં સુંધી ગયા. તેને એમ થયું કે જમીન માર્ગ આપે તો તેમાં સમાઇ જાઉં. હવે પછી આવ્યો શ્રી મહારાજા સાહેબનો વારો. દિવાનજીને બીજું કાંઇ વિશેષ નહીં પૂછતાં તેઓએ ચોથી પેટી ઉઘાડી તો તેમાંથી ભૂપતિ પોતે નીકળ્યા. ભૂપતિવાળી પેટીમાં ગાદી બિછાવી હતી અને સારૂં અત્તર છાંટયું હતું. રાણી તે જોઇને બોલી “ વાહ ! વાહ ! ધનવતી ! તેં મહારાજનું માન તો સાચવ્યું છે. આ લંપટ અધિકારીઓના પેઠે તેને પણ કેવળ એક સામાન્ય માણસ તરીકે તો નથીજ પૂર્યા. ધન્ય છે તારી ચતુરાઇને.” રાણીએ મહારાજને સંબોધીને કહ્યું “ સ્વામિનાથ ! આ અધિકારીઓને શિક્ષા કરવાને આપ પધાર્યા હતા કે આ અધિકારીઓનાં કાળાં કામોને ઉત્તેજન આપવા અને તેવાંજ બલકે તેથી એ વિશેષ કાળાં કામને માટે આપની છુપી સ્વારી ઉપડી હતી. ?” કાંઇ ક્રોધ, કાંઇ મશ્કરી અને કાંઇ શિક્ષાથી ભરેલાં આ વાકયોથી

રાજા બહુજ વિમાસણમાં પડી ગયા તે એકદમ પોતાના ખંડમાં ચાલ્યા ગયા. પેલા અધોગત મુખે ઉભેલા અધિકારીઓ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના માત્ર રાણીને નમન કરી ત્યાંથી ચાલી નીકળ્યા. પછી બીજે દિવસે સ્વસ્થ થઇને રાજાએ ધનવતીને દાસીઓ મોકલાવી ઘણા માનપૂર્વક રાણી પાસે બોલાવી, ધનવતી ઘણા આનન્દથી રાણીવાસમાં આવી. રાજાએ એક મોટો દરબાર ભરી તેમાં સતી ધનવતીની પ્રશંસા કરીને તેનેટ બ્હેન કહીને સ્થાપી પછી રાજાએ તેનો પતિ વિદેશથી આવ્યો ત્યાં સુધી તેના શીયલનું રક્ષણ કર્યું."

એ પ્રમાણે ધનવતીની કથા કહીને શુકરાજ બોલ્યો "હે માતા કુસુમશ્રી ! આપ પણ એ ચતુર નારીની પેઠે એવી પ્રપચ જાળ રચો. તેથી તમારૂ શુધ્ધ શીયલ જળવાય રહેશે."



# પ્રકરણ ૧૯ મું.



## જીવન ગીત.

શોક ભરે છંદોમેં મુઝસે કહો ન, " જીવન સપના હૈ; "
જો સોતા હૈ વહ હૈ મૃતવત્, જગકા રંગ ન અપના હૈ
જીવન સત્ય, નહી જુઠા હૈ, ચિતા નહી ઇસકા અવસાન;
" તું મિટ્ટી મિટ્ટી હોવેગા " ઉક્તિ નહીં યહ જીવ-નિદાન.
ભોગ વિલાસ નહીં, ન દુઃખ હૈ, માનવ જીવનકા પરિણામ;
કરનાહી ચહિયે નિત્ય પ્રતિ, અધિધિ મિક ઉન્નતિકા કામ.
ગુણ હૈ અમિત, સમય ચંચલ હૈ,
યધપિ હૃદય બહુત બલવાન;
તદપિ ઢોલ સમાન વિલખતા ચિતા ઔર કરરહા પ્રયાણ.
જગકી વિસ્તૃત રણસ્થલી મેં જીવન કે ઝગડોં કે બીચ;
નાયક બનકર કરો કામ સબ, પશુઓં એસે બનો ન નીચ.
નહીં ભવિષ્યત પર પતિયાઓ, મૃતક ભૂતકો જાનો ભૂત;
કાલ કરો સબ વર્ત્તમાન મેં સિરપ્રભૂ, મનદ્રઢ યહ કરતૂત.
સજ્જન ચરિત સિખાતે હમકો, કરસકતે હૈં નિજ ઉજ્જવલ;
જગસે જાતે સમય હેતપર છોડ ચરણ ચિહ્ન નિર્મલ.
ચરણ ચિન્હ યે દેખ કદાચિત ઉત્સાહિત હોવે ભાઈ;

ભવસાગરકી ચટ્ટાનોં પર નૌકા જિનકી ટકરાઈ.
હો સચેત શ્રમ કરો સદા તુમ ચાહે જો કુછ હો પરિણામ;
સદાઉદ્યમી હો કર સીખો ધીરજ ધરના, કરના કામ.
—લક્ષ્મીનારાયણ



મલાવતી પોતાના સ્વામિથી જુદા પડીને આમ તેમ ભટકતાં એક નાના નગરમાં આવી ચઢી. રાતવાસો એકાંત ઉદ્યાનમાં ગાળીને સવારના ત્યાંથી નગરમાં આવી. તેણે પોતાનો સ્વાંગ જે મુસાફર ક્ષત્રીય કુળના પુરૂષના રૂપમાં હતો તે એક તાપસના રૂપમાં ફેરવી નાંખ્યો. કુસુમશ્રીના વિબુધ ચુડામણી નામના શુકરાજને પ્રાતઃ કાલમાં જે તાપસનો મીલાપ થયો હતો તે આ તાપસ હતો. તાપસના રૂપમાં કમલાવતી હતી. વિયોગીણી અને વિરહિણી કમલાવતી પ્રીતમની જપમાળ જપતી આમ તેમ ભટકવા લાગી. પ્રાતઃકાલથી તેણે અરણ્યમાં ચાલવા માંડયું. "સ્વામિનાથ વિછુટાં પડી ગયાં તો હવે કુસુમાવતી સ્થાનમાં હું જઈને તે રાજકુમાર અને રાજકુમારીને શોધી લાવું." આવા આવા ઉત્સંગ પણ તેને ઘડી ઘડી મનમાં આવવા લાગ્યા. ઉગતા બાળ સૂર્યના કિરણો તેના લલાટ પ્રદેશમાં પ્રકાશ પૂરીને પસીનાથી બાઝેલાં જલ બિન્દુને મૌક્તિકોના ભાસ કરાવતાં હતાં, એના સુન્દર કપોલ પ્રાંતો પર ધુળ ઉ-

ડીને લાલાશમાં ધવલતા અર્પતી હતી. કમલાવતીના અંગ પ્રત્યંગ ચાલવાથી શ્રમિત થયાં હતાં પણ તે વિરહિણિ કમલાવતીને પરાણે ચલાવતાં હતાં. તે દુઃખિનિ વામા ચાલતાં ચાલતાં વાયુની લહરિઓ સાથે પોતાના સુલલિત કંઠથી થોડાંક ટહુકાનાં ગાન ગાઇને અંતરના ઉભરા કાઢતી હતી.

પ્રિય વાચક ! સ્નેહિ કવિ જયદેવનું નામ તમોને પરિચિત હશે. એક દિવસ કવિ રાજા સાથે શિકારે ગયા હતા. પાછળથી રાણીના શિખવવાથી કોઇ દૂતે આવીને જણાવ્યું કે જયદેવ સિંહનો ભોગ થઇ પડયા છે. જયદેવનાં સ્ત્રી પતિપ્રાણા દેવી પદ્માવતી રાણી પાસે બેઠાંજ હતાં. તે પોતાના પતિના નાશનાં સમાચાર સાંભળતાંજ ધરણી ઢળી પડયાં અને પ્રાણ મુકત થયાં. ભકત કવિ જયદેવ પાછળથી આવ્યા અને પોતાની પત્નિનું અવસાન સાંભળીને ઉદ્વિગ્ન બની ગયા. પછી શોકમાં વીણાને હાથમાં ગ્રહી મધૂર સૂરથી પત્નિના સજીવન માટે પોતાનાં ઇષ્ટનું સંગિતગાન કર્યું અને તે ગાન તેણે જે રાગમાં ગાયું તેનું નામ અષ્ટપદી પડયું. વિદ્વાનો તેને ગીત ગોવિંદના નામથી પીછાને છે. આ ગીત ગોવિંદના ગાનથી પદ્માવતી પુનઃ સજીવન થયાં હતાં. તે ગાન કમલાવતીને સ્મરણમાં આવવા લાગ્યાં અને તે ધીમે ધીમે રહીને સંભારવા લાગી. તેનો કોકિલ સરખો આર્તસૂર પવનની લહરીઓ સાથે મળી જવા માંડયો.

-* स्निग्धे यत्परुषासि यत्प्रणमति स्तब्धासि यद्रागिणि
........स्तब्धासि यद्रागिणि .... स्निग्धे यत्परुषासि........
द्वेषस्थासि यदुन्मुखे विमुखतां यातासि तस्मिन् प्रिये तद्युक्तं
विपरीतकारिणि तव श्रीखण्डचर्चा विषम्

तव श्रीखण्डचर्चा विषम्
शीतांशुस्तपनो हिमं हुतवहः क्रीडा मुदो यातनाः

हिमं हुतवहः क्रीडा मुदो यातनाः

કમલાવતી પુનઃપુનઃ ગાતી હતી. તેનુ વક્ષઃસ્થલ પ્રણય રસથી ઉછળતું હતું. જય દેવ અને પદ્માવતીનો પ્રસંગ સ્મરણમાં લાવીને તે રમણીની બની જતી હતી પુનઃ તેણે એક પદ મુકીને બીજું પદ ગાવું શરૂ કર્યું.

अधिगतमखिल सखीभिरिदं तव वपुरपि रतिरण सज्जम्
चण्डि रासित रशनारव डिण्डिमम भिसर सरस मलज्जम्॥

* રાગીશું અણરાગ ને વળગતા આવંતશું વામતા,
ભીડા શું કટુતા, તથા પડી પગે લોટંતશું રુસણાં.
રાખે ઉલટી; તે તુને ઘટતું કે શીતાંશુ ભાનુ બને,
બાળેહિમ, વલોવંતાં વળી ક્રીડા સુખો સુઝાવી તને!
—ગીત ગોવિંદ ભાષાંતર

**स्मर शर सुभग नखेन सखीमवलम्ब्य करेण सलीलम्**
**चल वलयक्वणितैरव बोधय हरिमपि निजगति शीलम् ॥***

વિરહના ક્રોધમાં કમલાવતીના ચક્ષુ રાતાં બની ગયાં. એ કાવ્યનો અંતર રંગ એના હૃદયને ઉછાળવા લાગ્યો પણ ફરીને તે રસવેલીએ તેનું તે ગાન ગાવા માંડ્યું. એના મૃદુઓષ્ટો ફરકતા હતા. એ રસપિયાનો રસ અંતરથી ઉભરાઇ જતો હતો. પછી થોડી વારે તે થાકી જવાથી રસ્તામાં એક વૃક્ષની છાંયા નીચે બેઠી. આસપાસ જોવા લાગી. આટલામાં શ્યામ હશે કે આટલામાં ક્યાંએ કુસુમાવતી સ્થાન હશે એવા એવા વિચારમાં તે અટોપાઇ ગઈ. નીચેનાં અવતરણની ભાવનાની પેઠેમ એનું અંતર ગણગણ્યું હતું.

" મયૂર નાચ તું શી કળા કરી !
" મમ દિલે ગમે એ નિહાળવી !
" પિયુ નકી અહીં આવીને ગયો !
" પિયુ નકી તને જોઇને ગયો !
" હૃદય એ થશે તું સમું ન શું ?
" મમ ઉરે અરે ! નાચશે ન શું ?

---

* ચણ્ડી ! તું રતિધીર ધુરંધર ઘાયેડમલ્લ ગળાચે;
માટે રણનાં દુંદુભિ દમ કવી, ચલ, ત્યજી લાજ, ત્રિયાહે !
મન્મથ મદભીણા મનમોહને રસીલી ! રસભેરે.
જગવ જગવ જઇને કરરંકણને રણકારે ઘેરે.

—ગીત ગોવિંદ ભાષાંતર.

" પિયુ ઉરેથી જો આંસુડું ખરે,
" કયમ ગણું નહીં ઠેસ હું બની ! "
" વિસામો લે ! વિચારી લે ! ઉભી રહે ! અભિસારિકા !
" હોય જો કૈંજ ભીતિ ના તો દોરાઈ ભલેજ જા !
અભિલાષા થશે પૂરી ! મીઠો આ અભિમાર છે !
કિન્તુ ચીરી ચીરાશે જો શંકા ચુક રહી જશે !" ૧

થોડીવાર સુધી તે શાન્ત થઈને વળી ગાવા લાગી.

हरि राधे सरति वहति मधु पवने
किम परमाधिक सुखं सखि भवने ॥
कति न कथिमिद मनुपदम चिरम्
मा परिहर हरिमतिशय रुचिरम् ॥
किमिति विषीदसि रोदिषि विकला
विहसति युवतिसभा तव सकला ॥
जनयसि मनसि किमिति गुरु खेदम्
शृणु ममवचनमनी हित भेदम् ॥
हरि रुपयातु वदतु बहु मधुरम्
किमिति करोपि हृदय मति विधुरम् ॥*

---

૧-કલાપી

*" મધુનો પવન વહે હરિ આવે !
" શું સુખ, સખી, ઘરમાં પછી લાગે ?

એમ ગાતી ગાતી તે ઉઠી. કોઈ સખીજન પોતાના સ્વામિ પાસે લઈ જતું હોય તેમ તે સફાળ ઉઠી અને ચાલવા લાગી. સ્વામિને કોઈ બતાવો ! વનનાં પશુ પક્ષીઓ અને તરૂવરો ! પ્રીયત્તમનો પંથ બતાવો ! આંસુડાં સારતી સારતી તે ચાલવા લાગી. મધ્યાન્હ થવા આવ્યો. ઉષ્ણ ગરમી વરસવા લાગ્યો. કદિ ગૃહ મંદિર બહાર નહીં નીકળેલી વામાના કોમળ પાદ પૃથ્વી ધગી જવાથી દાઝવા લાગ્યા. તેમાં કંટકવાળા વૃક્ષો તેની ભગવી કન્થામાં ભરાવા લાગ્યાં અને તેથી તે ગભરાયેલી વનિતા બહુ હેરાન થવા લાગી. વસ્તીવાળું નગર સ્થાન મળ્યું હતું છતાં સ્વામિને અને સ્વામિના મિત્રને શોધવાના ઉમંગમાં તેણે તાપસરૂપ ધારીને પ્રયાસ કરવાનું સાહસ કેડયું હતું. કોઇ પશુ રક્ષકો રસ્તામાં ક્યાં ક્યાંક મળતા હતા તેને પૂછતાં ભાળ મળતી કે કુસુમાવતી નામ-

---

" હરિ સુંદર છે, હરિને પરિહરમાં ! "
લવી કેટલુ એ હું ગણુતી તુજ પગલાં ?
લવી એવું ઘડી ઘડી પ્રથમ થકી હું !
હઠીલી ! હઠ છોડી ન, સમજી નહી તું.
રોતી નિરાશ અનાથ તું શાને ?
હસતી યુવતિ સઉ તુજને આજે !
ખેદ મહામન લાવતી શો તું ?
યોગ કરાવું ! વચન મુજ શુણુ તું.
મધુર મીઠું વદતા હરિ આવે !
એવું કરૂં ! શીદ હૃદય ઝુરાવે.—ભાષાંતર ગીત ગોવિંદ.

નો એક દેવતાઓને રમણુ કરવાનો બાગ અહીંઆથી હવે તો માત્ર બે ત્રણ કોશથી દુર છે અને આ સામે તીરે સાગરનો કિનારો છે.” તે તાપસને સાગરતીર તરફ વળવાની કાંઇ આવશ્યક્તા ન હોતી. તેને તો માત્ર કુસુમાવતી બાગ જ ઢુંઢવાનો હતો. તેથી તેણે તે તરફ પ્રયાણ કર્યું હતું. હવે એ પ્રમાણે ઉપળતા સહતી તે ચાલી જાય છે ત્યાં તેને પગમાં કંટકની એક મોટી શુળ વાગી. તે ઠેઠ પગના ઉપરના ભાગમાં ઉપચી આવી. આથી તેની ગતિમાં પણ ભંગ પડયો. તે નીચે બેસી ગઇ. ધૈર્ય પકડીને શુળને છાતી ચલાવી પગમાંસી ખેંચી કાઢી પણ તેમાંથી લોહી ધગ ધગ કરતું વહેવા લાગ્યું. તેથી તેની કેટલીક શક્તિ ક્ષીણ થઈ ગઇ. તેની આંખોમાંથી આંસુ ધારાઓ વહેવા લાગી. જગતની અદૃશ્ય સત્તાઓને તે વીનવવા લાગી. મધ્યાન્હના સમયે ચાલવાનું બંધ કરીને તેણે એક વૃક્ષના ઓથે ભૂખ તરશ સહન કરી દીવસનો કેટલોક ભાગ ગાળી કાઢયો.

સૂર્ય સહજ પશ્ચિમ દિશામાં નમ્યો. વાગોળવાને બેઠેલાં પશુઓ આરામ લઇને તૃણ ચરવા પુનઃ આમ તેમ ફરવા લાગ્યાં. મધુર પવનની લહરીઓ પણ વહેવી શરૂ થઇ ત્યારે પગ સહજ ધીમો પડવાથી તે તાપસ સહજ ચાલવા લાગ્યો. દુઃખના અંતે કાંઈક સુખનો આશ્રયો આવે છે અને જો તેમ ન થાય તો દુઃખી હૃદયો ધમકતાં બંધજ પડી જાય. એકાદો કોષ ધીમે ધીમે ચાલતા તે સુકુમાર તાપસ થાકી ગયો અને પાછો વિરામ લેવાને તરૂવરની શાખાનાં છાંયડે બેઠો. મરછ-

કમાં કંઈ ગ્રામ્ય વસ્તીનાં સ્થાનો જણાયાં તે તે તરફ ચાલ્યો. તેટલામાં સાંજ પડવા આવી. જોત જોતામાં સૂર્ય અસ્તાચલના શિરો બિન્દુ ઉપર આવી ચઢયો. સંધ્યાકાળ થઇ ગયો. સૂર્ય અસ્ત થવાથી રાત્રિ જાણે કેમ વૈરાગ્ય ધારણ કરી રહી ન હોય તેમ કસુંબી વાદળાંઓ રૂપી ભગવી કન્થાઓ ધારણ કરી જગતના દશ્ય પટ ઉપર થોડો સમય સુધી દર્શન આપીને ચાલી ગઈ. તુરતજ નભોમંડલમાં ચંદ્રમાની જ્યોત્સ્ના પ્રકાશી રહી અને તાપસ પણ વિરમ્યો. આ સમયનું તે તાપસનું હૃદય ગાન આપણે પાછલાં પ્રકરણમાં વાંચી ગયાં છીએ. એટલુંજ નહીં પણ તેણે રાત્રિ કેવી રીતે વીતાવી અને પ્રાતઃસમયે શુકરાજને તેને મેળાપ થયો ને શુકરાજને સંગાથે લઇને કુસુમાવતીનો રસ્તો છોડી સાગરના તટે ચાલવા માંડયું તે પણ આપણે જાણી ચુક્યા છીએ. ત્યાર પછી શુકરાજ તેનાથી કેવી રીતે છુટો પડયો અને પુનઃ તાપસની કેવી ગતિ થઇ તે શુકરાજના મુખથી કુસુમશ્રીને કહેવાતાં વૃતાંતમાં આપણે વાંચી ગયાં છીએ. હવે તે તાપસ તેવી રીતે બીજે દિવસે ભૂખ તરસથી સંકષ્ટ ભોગવતો બરાબર નિયમિત સમયે સાગરના કિનારા ઉપર આવી પહોંચ્યો. અહીંઆ પથરનો એક ધક્કો બાંધેલો હતો તે તુટી ગયા જેવી સ્થિતિમાં હતો. એકાદાં બે ઝુંપડાં કિનારે હતાં. તે ઉપરથી એમ સમજાતું હતું કે તે હદ્દ જે રાજાની હશે તે રાજાના તરફથી વહાણોની આવજાવ અને માલ ચઢાવવા

ઉત રવાની વ્યવસ્થા માટે અહીંઆ કોઇ માણુસો રહેતાં હશે. ગમે તેમ હોય પણુ આ સમયે અહીંઆ કોઇ ન હતું. તે તાપસ રેતીનો અને ખારનો અરધા કોશનો પથ વીતાવીને આ ધકા આગળ આવી પ્હોંચ્યો હતો. તે ધકાનાં પગથીઆં આગળ ઉભો. પગથીઓને સાગરનો છોલો અથડાતી હતી અને પવન ધીમે ધીમે વહેતો હતો. કોક સાગરમાં તેને જણાયું નહી. તાપસે તેથી હીંમત હારી નહીં પણુ દુર દષ્ટિ તાકીને જોયું તો કોઇ એક નાનું પક્ષી-કે હોડકું તરતું આવતું તેના જોવામાં આવ્યું. તે ઉપરથી તે તાપસને કાંઇ આશા વળી. ઘટિકા બે ઘટિકા થઇ ત્યાં તો તે નાવડાં સરખું નજીક આવતું ગયું. તે તદ્દન નજીક આવ્યું અને સ્પષ્ટ જણાયું કે કોઇ સાગર વિહારી મોટું જળચર પ્રાણી નથી પણુ એક શબ એક પાટીઆને ચોંટીવળી હલેસામાં આવે છે. જોત જોતામાં તે મનુષ્ય દેહ આવી પ્હોંચ્યો અને બરાબર તાપસ ઉભો હતો ત્યાં આવીને પગથીઆં સાથે અથડાયો. જાણે સ્વયં સાગરજ એમ કહેતો હોય કે " હે મહાભાગ ! મહા દષ્ટ વડે તમે અહીંઆ જે રત્નને શોધવા માટે આવ્યા છો તે રત્ન હું તમને સોંપું છું." એવી રીતે તે શબ તાપસને હસ્તક લાધ્યું.



# प्रकरण २० मुं.



## કુસુમશ્રીની પ્રપંચ જાળ.

रत्नैर्महार्हैस्तुतुपुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम् ॥
सुधां विना न प्रययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥

દેવતાઓ અમૂલ્ય રત્નોથી પ્રસન્ન થયા નહીં અને ભયંકર વિષથી ડર્યા નહીં; કારણકે, તેઓ અમૃત માટે સમુદ્ર મથન કરતા હતા, માટે અમૃત નીકળ્યા પહેલાં વિરામ પામ્યા નહીં. ધારેલી વસ્તુ મળે ત્યાં સૂધી (સત્પુરૂષો) ઉદ્યોગ કર્યા કરેછે.

—ભર્તૃહરિ

× × × × × × × × × × × ×

સંસારમાં કાર્ય સિદ્ધિ માટે ફતેહ મેળવવાને સારૂ બુધ્ધિના કરતાં કળવકલ વધારે ઉપયોગી છે. પરંતુ જેમનામાં તે સ્વાભાવિક હોતી નથી તેઓ તે સહેલથી મેળવી શકતા નથી. તેમ છતાં પણ સામા માણસ ઘણું કરીને કેવી ઇચ્છા રાખે છે તેનો વિચાર કરવાથી કંઇક અંશે એવા માણસ ફતેહ મેળવી શકે છે.—સરજોન લબક્.



મિય શુકરાજ! ત્યારે કહો આપણે શું કરવું. કુસુમશ્રીએ પુછયું. શુકરાજ—"માતા! મારો પણ એ ધનવતીના જેવોજ પ્રપંચ રચવાનો વિચાર છે એવી પ્રપંચ જાળ રચીશું અને થોડો સમય વીતાવીશું તેટલામાં કુમાર જ્યાં હશે ત્યાંથી આવી પહોંચશે અને નહીં તો પુનઃ હું એકાદ બે દિવસ તેને ઢુંઢવા માટે ચાલ્યો જઈશ."

કુસુમશ્રી—"વીર! તારી ચાતુરીની અવધિ છે. પરંતુ મને આ નિંદ્યકૃત્યના પ્રપંચમાં પવિત્રતા કેમ જળવાય રહેશે તેનો ભારે વિચાર થઈ પડયો છે."

શુકરાજ—"તમારે કશી વાતે મુંજાવાનું નથી. એ બધી વ્યવસ્થા હુંજ કરીશ."

કુસુમશ્રી—"કહે ત્યારે આપણે એ દુષ્ટ મતિના લોકોને ભમાવવા શો યત્ન કરીશું."

શુકરાજ—"તે યુક્તિ મેં ઘડી રાખી છે. રાત્રિના પ્રથમ પ્રહરથી પુષ્પાને વરધી આપી દેવાની કે જે જાર પુરૂષ આવે તેના પાસે બે સહસ્ર સુવર્ણ મુદ્રા ઠરાવવી અને રાત્રિના ચોથા પ્રહરે ગમે તેવો પુરૂષ હોય તો પણ તેણે અમારા આવાસમાંથી નીકળી જવું પડશે. આ સમયનો બંદોબસ્ત કરી પછી ચાર મોટા ખંડોમાં વસ્ત્રાભૂષણથી સજ્જિત ચાર સુંદર દાસીઓ રખાવવી. પહેલા પ્રહર સુધી એક દાસી બીજી

સાધારણ દાસીઓની સહાયથી આવેલા કામી પુરૂષને સ્નાન કરાવે, અંગલેપ અર્ચે, અને એ રીતના સુગંધી દ્રવ્યોના ઉપભોગ કરાવવાનું કાર્ય તે દાસી કરે. બીજા પ્રહરમાં બીજી દાસી નૃત્ય અને ગાનમાં મુગ્ધ કરી નાંખે અને ત્રીજા પહુરમાં ભોજન અને કેરી ખાદ્ય પદાર્થોનાં ખાનપાનની સગવડ માટે ત્રીજી દાસી કાર્ય કરે. ચોથા પ્રહરમાં ચોથી દાસી નાટક કરે અને તે ખલાસ થતાં તેને રજા આપવી. આ બધી ભાંજગડ સર્વે દાસીઓ પાસેથી હું લઇશ. તમારે કોઇ પ્રકારની ચિંતા રાખવી નહીં. ”

શુકરાજના વચનથી કુસુમશ્રીની ચિંતા કંઇ અંશે ઓછી થઇ અને તેણે તે પોતાના પ્રિય પક્ષીરાજના કહેવા પ્રમાણે જાળ રચવામાં અનુમતિ આપી. બન્ને રાજરત્નોનો આ સંકેત પુરો થયો તેટલામાં પુષ્પા ત્યાં આવી ચઢી તેણે હેતભર્યા શબ્દોમાં કુસુમશ્રીને કહ્યું—

“ બેટા ! તારૂં વૃત આજે પુરૂં થયું છે. આજ રાત્રિથી હવે તારે અમારા ધંધામાં સહાય કરવી જોશે અને જે કામી પુરૂષો આવશે તેના ભોગ માટે તારે તૈયાર રહેવું પડશે. ”

“ હા. પુષ્પા મૈયા ! તમારા વિચારથી હું બીલકુલ વિરૂદ્ધ નથી. પણ મારા તે કાર્યમાં તમારે કાંઇ આડે આવવું નહી. આવનારા પુરૂષોને હું રસ ઉપભોગ ખુશીથી ભોગવાવીશ. કિન્તુ તે લોકો પાસેથી તમારે તો સુવર્ણમુદ્રા પુષ્કળ લેવી. મને સેવામાં ઉત્તમ ને કુશળ એવી ચાર દાસીઓ આપવી જોઇશે. ”

કુસુમશ્રીનાં આવાં વચનોથી પુષ્પા તો ઘણી ખુશ ખુશ થઈ ગઈ. તેણે કહ્યું "દીકરી ! તું જે જે કહીશ તે તે હાજર કરીશ. વળી તારી ચતુરાઇમાં કશી ખામી નથી એટલે મારે વચ્ચે આવવાની કશી જરૂર નથી. દાસીઓને હું હમણાંજ મોકલું છું તારે જે જોઇએ તે વ્યવસ્થા કરાવજે. હું હવે જાઉં છું." એમ કહીને પુષ્પા નાયકા પોતાના ખંડમાં ચાલી ગઈ. ચાર દાસીઓ આવી ને તેને યોગ્ય કાર્ય સોંપવામાં આવ્યાં. સંધ્યાકાળ થયો, રાત્રિ પડી અને નાયકાનો વ્યવહાર શરૂ થયો. એક કોટ્યાધિપતિનો પુત્ર આજે આવી ચઢયો. પુષ્પાએ તેને આવકાર આપ્યો અને તેના મુખે કુસુમશ્રીનાં સૌંદર્ય અને લાવણ્યની અતિ પ્રશંશાકરી દ્રવ્ય ઠરાવીને તે પુરૂષને કુસુમશ્રીના આવાસમાં મોકલ્યો. તે પુરૂષ ઉપર આવ્યો કે તુરતજ એક પરમ સુન્દર દાસીએ નૂપુરનાં ઝણઝણાટ કરતાં ઉભા થઈને આવકાર આપ્યો. આ દાસીનુંજ સૌંદર્ય જોઈને તે કામી પુરૂષ મુગ્ધ બની ગયો. તેણે કામવિવશ થઈને પુછયું. "રત્નવતી આપનુંજ નામ ?" દાસીએ ઉત્તર આપ્યો—"જી. ના. રત્નવતી તો અહીંથી ચોથા ખંડમાં છે. હું તો તેની એક દાસી માત્ર છું અને આપને સ્નાન વિધિ કરાવવાના કામ ઉપર નીમાયેલી છું. આપને હવે અહીંઆ સ્નાન કરવું પડશે. આપ તૈયારી કરો. આપને સ્નાન કરાવી, આ ગરચંદનનો લેપ અર્ચી અને પછી આપને બીજા ખંડમાં જવા દેવામાં આવશે." તે કામી પુરૂષને પછી તે દાસી બીજી

દાસીઓને બોલાવીને સૌને સાથે લઇ એક સ્નાનગૃહમાં તેડી લઈ ગઇ. સ્નાનગૃહમાં ધોળા વસ્ત્રનો ચંદરવો બાંધેલો હતો. મધ્ય ભાગમાં સુગંધી દ્રવ્યો મિશ્ર કરીને ઉત્તમ પ્રકારનાં જલની ભરેલી એક કુંડી રાખવામાં આવી હતી. સ્નાન કરવાને બેસવા માટે એક આરસનો બાજોઠ રાખ્યો હતો અને તેમાં સ્ફાટિક મણિઓ જડયાં હતાં. આસપાસમાં અતિશય સુગંધિ દ્રવ્યથી ભરેલાં જલનાં કેટલાક સોનાના કલશો પડયા હતા તે દરેક દાસીએ પોતાના હાથમાં લીધા અને તે કામી જનને પેલા કનકના સુગંધીત દ્રવ્ય મિશ્રિત જલની કુંડીમાં ઉતરવાને વિનયથી જણાવ્યું. તે કામીજન તે ઘેરાં ઉડાં જલની કુંડીમાં સ્નાન માટે પડયો. ચારે બાજુએ દાસીઓ ઉભી રહી. તેઓએ ઉંચા કુચ કુમ્ભવાળો વક્ષ:સ્થલનો ભાગ જરસીના ભર્યા વસ્ત્રોથી ઢાંકેલો અને કચ કચાવીને બાંધેલો હતો. હાથમાં કંકણો ઉંચા ચઢાવ્યાં, પગના આભૂષણો સંભાર્યાં અને કટિમેખલાથી વસ્ત્રો છુટી ન જાય તે પ્રમાણે ચોકસ કરી તે કામીજન સાથે તે દાસીઓએ જલકેલિ કરવી શરૂ કરી. ચારે દિશાઓની બહાર ઉભાં રહીને તે જલની કુંડીમાંથી જલના કલશો ભરીને કામીજનની આંખોમાં છાંટવા માંડી. તે કામીજન પણ સુખના ઓઘમાં ખેંચાતો કરસંપુટથી જલના ખોબા ભરીને દાસીઓનાં અમુલ્ય વસ્ત્રો ઉપર છાંટવા માંડયો. ભીંજાવાની ધાસ્તીથી તે દાસીઓ ખંડમાં આમતેમ દોડવા લાગી તે વખતે તેના મોટા નીતંબો હાલવા લાગ્યા અને પગના ઝાં-

ઝરોનો રણુકારો થવા લાગ્યો. તેનાં મંદહાસ્ય એક મોટા અટ્ટહાસ્યના સ્વરૂપમાં બદલાઈ ગયાં. હસવાની વખતે દેખાતી દંતકળીઓ ડોલરના પુષ્પોની કળીઓ સરખી શોભવા લાગી. તેના મુખમાંથી પણ સુગંધિતવાયુ સ્ફુરતા હતા. મસ્તીમાં આવી જઇને તે દાસીઓએ પોતાના અમોલાં વસ્ત્રોની પરવા નહીં કરતાં તે કામીજન સાથે જલની રેલછેલ કરી મૂકી. પછી એ મસ્તીમાં બે ચાર ઘટિકા કાઢી નાંખતાં દોડવાથી, ઉછળવાથી, અને હસવાથી થાકી જતાં દાસીઓ વિરામ પામી. તે સમયે તે કામીજન જળની કુંડીની બહાર આવ્યો અને પેલા સ્ફટિક જડીત્ર બાજોઠ ઉપર બેઠો, તે સમયે વળી કૃત્રિમ ઉલ્લાસમાં આવીને દાસીઓ-વારાંગનાઓ હાથમાં કળશો લઇને જળકુંડીમાંથી ભરી ભરીને તે કામી પુરૂષ ઉપર સીંચવા લાગી-દાસીઓ પોતાના ભાલપ્રદેશ વચ્ચે આવી પડતી કેશ કલાપની લટો સમારતી સમારતી કામી જનને ન્હવરાવવા લાગી. એ પ્રમાણે ઘણો સમય વ્યતીત થતાં મુખ્ય દાસીએ તે કામીપુરૂષને પછી હવે વિરમવાને કહ્યું. બે દાસીઓએ તેનું શરીર લુછી નાંખ્યું. પછી તેને એક ઉત્તમ વસ્ત્ર પહેરવાને આપ્યું. તે વસ્ત્ર પહેરીને તે પાછો વિરામખંડમાં આવ્યો. તે સમયે દાસીઓએ પોતાનાં ભીનાં વસ્ત્રો કાઢીને નવાં પીતાંબરો પહેરી તે પુરૂષના અંગને ચન્દન લેપ લગાડવો શરૂ કર્યો. આ વખતે હાથણીઓના સમૂહમાં વનગજ શોભતો હોય તેમ તે વણીકપુત્ર શોભવા લાગ્યો. તેનાં સર્વે ગાત્રોને કસ્તુરી, કર્પૂર ને કેસ-

રથી સુગંધીત થયેલા ચન્દનથી ચર્ચવામાં આવ્યાં. પછી સુગંધીત માલતી પુષ્પોના હારો તેને પહેરાવવામાં આવ્યા. પછી તેને બીજા ખંડમાં લઇ જવામાં આવ્યો. તે કામીજન બીજા ખંડમાં ગયો તો ત્યાં તેને ત્રીજી નવયુવતીઓ જોવામાં આવી. તે યુવતીઓએ તેને માનથી આવકાર આપ્યો. એક કિશોરીએ વીણા ગ્રહી હતી. બીજી મૃદંગ ઉપર થાપ મારતી હતી. અને ત્રીજી નવયુવા અત્યંત બારીક વસ્ત્રો પહેરીને નૃત્ય માટે તૈયાર થઇ હતી. એક પરિચારિકાએ આવીને પાનનાં બીડાં આપ્યાં. સુન્દર એવા શ્વેત વસ્ત્રોથી આચ્છાદિત થએલા પલંગ ઉપર તેને બેસારવામાં આવ્યો અને પછી વીણાના સૂર ઝંણઝંણાટ કરતા શરૂ થયાં. અનેક પ્રકારના તાલ મિશ્રિત સૂરો ચાલ્યા. વારાંગનાનાં નૃત્યમાં તે ધનીક પોતાની દિનદશા ભૂલીગયો તેને એમ થયું કે 'અરે આ હું કયાં આવ્યો છું ? કોઈ દેવલોકના ગૃહમાં તો નથી આવ્યોને ? આ ઇન્દ્રની ચતુર અપ્સરા તો નૃત્ય નથી કરતીને ?, દીવાલે મોટા આરીસાઓ જડેલા હતા તેથી જાણે ભીંત તદ્દન કાચનીજ હોય તેમ જણાતું હતું અને એ કાચની ભીંતોમાં અનેક અપ્સરાઓ નૃત્ય કરતી હોય એમ જણાતું હતું. કારણકે પ્રથમ નાચનારી નવયુવતીનાં પ્રતિબિંબ તે આરીસાઓમાં પડતાં હતાં. વારાંગનાના નાચમાં ઘણોએ સમય વીતી ગયો પણ પેલો મૂઢ કામીજન ચેતી શકયો નહીં. જોકે તેના અંતરમાં આ સર્વ અનુપમ નાયકોના સરદાર રૂપ પેલા રમણી રત્નની ઝંખના લાગી હતી પણ આ

અનુપમ વિલાસોમાં તે જંખના છુપાઇ જતી હતી. તે ધનીક રસમાં રસબસ બની ગયો. ઘણીક વારે જ્યારે તે નાયકાજ નૃત્યને ? કરતી બંધ થઇ ત્યારે તે ધનીકે જાગૃત થઇને નૃત્ય ભર્તરિકાને સંબોધી કહ્યું. "બહુ કરી. ધન્ય છે તમારા નૃત્યને! સાથે તમારો આલાપ તમારા પગના તાલ અને તમારા શરીરના પ્રત્યેક અવયવોએ ખુબ કરી. હું તો એમ સમજ્યો કે તિલોત્તમા પોતે તો અહીંયા આવીને ખડી થઇ નથી." ધનિકના એવા શબ્દો સાંભળીને બોલી "આપ અમારી આવી નૃત્ય કળાને સમજો છો તેટલોજ અમને સંતોષ છે. હવે આપને આ પાસેના બીજા ખંડમાં જવાનું છે. ત્યાં આપના માટે ભાતિભાતિના ભોજન છે તે આપને આરોગવાનાં છે." તે નૃત્ય યુવતિએ તે પ્રમાણે કહ્યું કે તુરતજ બીજી નવ યુવાનો આવીને ખડી થઇ અને તેને બીજા ખંડમાં લઇ ગઇ. ત્યાં તે ખંડ અગરકસ્તુરીના સુગંધીત ધુપથી બહેકી નીકળ્યો હતો. એક પરમ સુન્દર રૂપ સુન્દરી ભોજનનાં પાત્રો ગોઠવીને રાહ જોતી બેઠી હતી. ધનિક પુરૂષને એક કનકના આસને બેસાડવામાં આવ્યો અને ત્યાં વિધવિધ ભાતીની વાનીઓ ધરવામાં આવી, મિષ્ટાન્ન ભોજનથી તૃપ્ત થઇને તેણે હસ્તપ્રક્ષાલન કર્યું એટલે તેના હસ્તને કેસર ચંદનથી ચર્ચવામાં આવ્યા અને પછી તેને ઉત્તમ એવું પાનનું બીડું આપવામાં આવ્યું. ભોજન વખતે બે ત્રણ દાસીઓ શૃંગારિક ગાન ગાવામાં અને વાજીંત્ર વજાડવામાં રોકાઈ હતી. એવા ઝીણા સૂરથી ગાન થતું હતું કે તે ગાન જાણે કોઈ સ્વર્ગીય સૂરની

દેવાંગના ગાતી હોય તેવું મધુર લાગતું હતું. પૂર્ણ આગ્રહ કરીને ભોજન કરાવવામાં આવ્યું હતું તેથી તે ધનીક તો હવે સુખમાં લ્હેકા લેતો પલંગ ઉપર બેઠો. ચાર પાંચ દાસીઓ વીંઝણા લઇ વાયુ ઢોલવા લાગી. તેમાંની મુખ્ય નાયકાને તે ધનીકે પુછ્યું "સુન્દરિ! તમારાં સૌનાં શિરોમણી રૂપ જે નારી રત્નના સમાગમની આશાથી હું અત્રે આવ્યો છું તેનો ભેટો ક્યારેક થશે તે તો જણાવો."

ધનિકના પ્રશ્નના ઉત્તરમાં તે મુખ્ય નાયકાએ કહ્યું કે, "તે હવે પછીના બીજા ખંડમાં તુરતજ તમોને મળશે" મુખ્ય નાયકાના વચનથી તે કામ વિકારમાં અતિશય મુગ્ધ બની ગયો. તેનું કામી હૃદય હવે તેની મનોવાંછિત રમણીના સમાગમ માટે તલસવા લાગ્યું. પણ તે વારાંગનાઓની આજ્ઞા કે અનુમતિ વિના તેનાથી એક પણ ડગલું આગળ ભરાય તેમ ન હતું. જ્યારે ત્રીજો પ્રહર પુરો થયો ત્યારે તેને ચોથા ખંડમાં લઈ જવામાં આવ્યો. ત્યાં માત્ર બે દાસીઓ અને તેની મધ્યમાં એક યુવતિ બેઠી હતી. તે યુવતિ પરમ સુન્દર હતી. તેણે ઉત્તમોત્તમ વસ્ત્રો ધારણ કર્યાં હતાં. એનું સુમટોળ ચંદ્ર સરખું મુખ જોનારાનું મન હરી લેતું હતું. તેણે રત્નના હાર પેહર્યા હતા. તેથી તે રત્નોના પ્રકાશથી તેનું અંગ પ્રકાશી રહ્યું હતું. જાણે કોઇ વિશ્વની અંતરિક્ષ સત્તા અહીં દશ્ય મૂર્તિમાન થઇને ભુમંડળ ઉપર ઉતરી આવી હોય તેવી તેની મૂર્તિ ભાસતી હતી. ધનિક તે યુવતિને જોઇને સ્તબ્ધ બની ગયો અને ઘડીભર વિચાર કરવા લાગ્યો કે જે પરમ

રૂપ સંપન્ન નારીના સાથે ક્રિડા કરવાના અભિલાષથી આવવું થયું છે તે સુંદરી તે આજ હશે” એમ કલ્પના કરતાં ધનિકે અત્રે ચોથા ખંડના દ્વારમાં પ્રવેશ કર્યો તેટલામાં તે યુવતિએ ઉભા થઇને નુપુરનો ઝણઝણાટ કરતાં ગજગામિનિની ગતિએ ચાલતાં તે ધનિકની સામે આવી આવકાર આપ્યો. પાછળ તેની બે દાસીઓ ચાલતી હતી તે દાસીઓ આ યુવતીના નીચે લટકતાં અંબરને ઝીલીને પાછળ પાછળ ચાલતી હતી. તે મુખ્ય યુવતીએ ધનિકનો હસ્ત પોતાના કમલ સરખા કોમળ કરની સાથે ભીડીને એક સુસજિત પલંગ ઉપર બેઠક લીધી. પ્રિય વાચક! કામિનિના કર સ્પર્શનો તને આવિર્ભાવ થયો હશે. તે ઉપરથી વિચાર કરી લે કે એક નવયુવાના આટલા પ્રેમાળ વર્તનથી તે કામી ધનિક પુરૂષની શી ગતિ થઈ હશે? તેનાં રોમાંચ ખડાં થઇ ગયાં. તે મુખ્ય નાયકા સાથે કેટલાક ચાળા કરવા લાગ્યો પણ તે ચપળ ચતુરાએ તેની પત કરી નહીં. તે પલંગ ઉપરથી ઉભી થઇને બોલી. “જે નારીની આશાથી તમો અહીં આવ્યા છો તે અમારાં સૌની અધિષ્ટાત્રી તો હજુ હવે પછી આવશે હું તો તેની કિંકરી માત્ર છું. અને આપને આ નવનવા મધુપાન કરાવવાને અત્રે યોજાયેલી છું.” કામ વિવશતાથી તે કામીજન બોલ્યો. “સુન્દરિ! તે નારી તમારાથી તો વિશેષ સુન્દર નહીં હોય. મને હવે તેના સમાગમની જરૂર નથી. માત્ર તમે જ મારા અંતરનો સ્પર્શ કરી તેને શીતલ કરો” તે

દાસીએ કહ્યું. "ભદ્ર પુરૂષ! તેમ હું નહીં કરી શકું. હું તે કામ માટે નિમાયેલી નથી. મારૂં કામ તો મેં તમને જણાવેલું છે. તમારી જેવા ધનિક પુરૂષો સાથે ક્રિડા કરવાનો તો મારો અધિકારેય નથી. જે મારાથી અનેક ગણી સ્વરૂપવાન નારી છે અને ખાસ જેનું નામ સુણીને આપ અહીંઆ આવેલા છો તેના સાથેજ આપે ક્રિડા કરવી ઉચિત છે." દાસીના આ શબ્દોથી તે ધનિક વિચાર કરવા લાગ્યો કે 'અરે! તે યુવતિ કેવી સુન્દર હશે કે જેનાં હજી મને દર્શન પણ થયાં નહીં. આ જે જે પરમ રૂપ સંપન્ન નવયુવાઓને જોઉં છું તે તો સર્વે તેની દાસીઓ છે. કેવી વિટંબણા? તે નારી ક્યારે આવશે." એવા વિચારમાં તે ગુંથાઇ ગયો તેટલામાં નુપુરના અવાજ સાંભળવામાં આવ્યા. એક દાસીએ કહ્યું કે "બા સાહેબ આવે છે." તુરતજ એ ત્રણ દાસી નાયિકા સાથે ગઈ. નુપુરનો ઝણઝણાટ કરતી રત્નવતી આવી. તેણે રત્નજડિત્ર મુકુટ પહેર્યો હતો તેમાં અનેક દિવ્ય હીરાઓ જડયા હતા. મુખમાં તંબોલ ચાવ્યું હતું. હાથમાં પુષ્પોની માળાઓ ધારી હતી. એની કોટમાં અનેક સુવર્ણ આભરણો પડયાં હતાં. તેનો પોશાક કાંચળી અને અંબર પણ કેવળ જરકસીના હતા. તે હંસગતિથી ખંડમાં આવીને તે કામી પુરૂષ જે પલંગ ઉપર બેઠો હતો તેના સામે એક વેત્રાસન ઉપર આવીને બેઠી. વાર્તાલાપની શરૂઆત પણ તે નવ યુવતી રત્નવતીએ કરી. તે કામીજન તો આ તરૂણીને નીરખવામાં

જ તલ્લીન બની ગયો હતો. રત્નવતીના અંગ ઉપર કૃતિમ મદ ઝરતો હતો એ મદનો મધુ કામીજનને ઘેલો બનાવી મૂક્તો હતો. તે યુવતિ બોલી. "આપ ઘણો પરિશ્રમ કરીને અત્રે આવ્યા હો." તે ધનિકે વિનયથી કહ્યું.—

"નહીં. મને પરિશ્રમ પડયો નથી. અત્યાર સુધીમાં તમારી દાસીઓએ મારી સેવા કરવામાં કશી ખામી રાખી નથી"

"તે તો તેઓનો ધધોજ છે."

"વારૂ. તમોએ બહુજ વિલંબ કર્યો હવે આ ઓછા ભાગ્યવાળાને ભાગ્યશાળી ક્યારે બનાવશો?"

"જ્યારે કહેશો ત્યારે."

"હું તો તમને ક્યારનો તલસું છું."

"એકાએક મે આપને મુલાકાત આપી હતે તો આપે અનુભવેલા સુખો અનુભવાત કે?"

"જી. ના. પણ હું એ સુખો માટે અહીંઆ આવ્યો નહોતો. હું તો કેવળ તમારી કામના માટે આવ્યો છું."

"વારૂ. ત્યારે હવે તમારી કામના સફળ થઈને?"

"હજુ આપનો મધુર સમાગમ આપો ત્યાર પછી."

"આ સિંહલદ્વીપનો દ્રાક્ષાસવ આવ્યો છે તેનું પાન કરો પછી તમારા સાથે યથેચ્છ ક્રિડા કરવામાં આવશે."

"આ સેવક તો તમારી આજ્ઞા પાળવામાં તૈયારજ છે." કામી વણિક પુત્ર તેના મુળ સ્વરૂપમાં આવી ગયો. રત્નવતીએ પોતાની દાસીને તુરતજ દ્રાક્ષાસવ જે કનક પાત્રમાં

ભર્યો હતો તે લાવવા જણાવ્યું. તુરતજ તે લાવવામાં આવ્યો અને તેની એક બે ત્રણ એમ ઉપરા છાપી પ્યાલીઓ તે કામીજનને પાવામાં આવી. દ્રાક્ષાસવના પાનથી તે કામી પુરૂષ પોતાના શરીરનું ભાન ભુલી ગયો. પલંગ ઉપર લેટી ગયો. રત્નવતી તિરસ્કાર યુક્ત દ્રષ્ટિનું એક કિરણ ફેંકતી ત્યાંથી ચાલી ગઇ. પ્રભાત સમય થયો કે તુરતજ શુકરાજે "ધન્ય! ધન્ય!" એવી ચીચીઆરીથી કુસુમશ્રીની પવિત્રતાનાં ગાન ગાયાં. રત્નવતી તે આપણાં પતિવૃત પરાયણાં ધર્મવતી સન્નારી કુસુમશ્રીજ હતાં.

દાસીઓએ આવીને તે પુરૂષને જાગૃત કર્યો. મુખ માર્જન કરાવીને તેને રજા આપવામાં આવી. તે ધનિક વિમાસતો જ રહ્યો કે 'અરે! તે સ્વર્ગરમણીસરખી મૂર્તિ સાથે ક્રિડાતો થઇ નહીં,' તેણે દાસીઓને કહ્યું. "તમારાં બા સાહેબ ક્યાં ? અરે તેણે મને દગો આપ્યો. છે. જે કામ માટે હું આવ્યો હતો તે કામ તો થયું નહીં." દાસીઓએ જવાબ આપ્યો. "ચાર પ્રહરનો વાયદો હતો હવે તુરતજ આ ખંડમાંથી નીકળી ચાલ્યા જાઓ નહીં તો તમને પીટવામાં આવશે." બસ થઇ રહ્યું. લક્ષ્મીની લાલચુ વેશ્યાઓએ ચોખ્ખા શબ્દો કહી દીધા. બે ચારેક દાસીઓ ભેગી થઈ ગઇ અને ધનીકને ધક્કો મારી બહાર કાઢયો. તે ધનિક પુરૂષ કે જે રાત્રિએ એટલો બધો પુજાતો હતો તે અત્યારે એવા અપમાનને પામ્યો. તે વિમાસતો વિમાસતો પુષ્પાને મળીને ત્યાંથી ચાલી નીકળ્યો.

પછી તે ધનિક ગુપચુપ પોતાના ગૃહમાં આવીને કામ-

કામમાં ગુંથાઇ ગયો, એકાદ બે દિવસો વીત્યા તેટલામાં તેણે પોતાના અન્ય શ્રેષ્ટ મિત્રોને પોતાના સુખોપભોગની વાતો કરી અને તે મુખ્ય વારાંગના રત્નવતીના વખાણ કર્યા. તેથી તે અનુપમ સૌંદર્યવતી નારીને ગમે તે છલ કરીને ક્રિડા કરવામાં જોડવી એવો દ્રઢ સંકલ્પ કરીને પુષ્પાને ત્યાં અનેક શ્રીમંત પુત્રો આવવા લાગ્યા. દરેક પુરૂષની પહેલા ધનિકના જેવીજ સ્થિતિ થતી ચાલી. આથી મોટા મોટા શ્રીમંતોના પુત્રોમાં સ્પર્ધા ચાલી અને હોડ રમાવા લાગી કે આજે આપણે રત્નવતીની સાથે જરૂર સમાગમ કરીનેજ આવવું. આવી હોડોથી પુષ્પાને ત્યાં લક્ષ્મીની ટંકશાળ પડવા લાગી અને પુષ્પા પણ કળ જોઇને દામ ઠરાવવા લાગી.

એકંદરે રત્નવતીના પ્રયાસથી પુષ્પાને ઘણી આવક થવા લાગી અને તેથી તે રત્નવતીને સહસ્રધા ધન્યવાદ આપવા લાગી. પુષ્પા સદા પ્રસન્ન રહેવા લાગી અને ઉપર પ્રમાણેના સુખોપભોગની યોજનાથી રત્નવતી પોતાનું સદાનુ શિયલ સાંચવી શકી. એકાંતમાં કુસુમશ્રી અને શુકરાજ મળતા ત્યારે આ પ્રયાસની વાતો કરીને અરસપરસ ઘણા ખુશી થતાં. પતિવ્રતા નારીઓનાં હૃદયોજ કંઇક અનુપમ હોય છે. આજ દિવસ સુધીમાં અનેક સન્નારીઓએ પોતાના શીયલ રક્ષણ માટે અનેક પ્રપંચ જાળો રચી છે. અનેક નારી રત્નો તેમાં નહીં ફાવવાથી પ્રાણ મુક્ત થયાં છે. અનેક સ્ત્રી રત્નોએ પોતાના શીયળ રક્ષણને માટે ધગધગતા આગના અંગારાને પુષ્પની પથારી માની લીધી છે. અનેક

વીરાંગનાઓએ પોતાના પતિવ્રતને ખાતર તીક્ષ્ણ ધારવાળી કટારોના પ્રહારને પુષ્પની માળાઓ સમજી લીધી છે. આહા! નારી જાતિની પવિત્રતાને ધન્ય છે! ઓ સન્નારીઓ! ઓ સ્વર્ગની આશાઓ! ઓ માનવ કોટિની પ્રેમની વિશુદ્ધ મૂર્તિઓ! ઓ સૃષ્ટિનાં સાચા સૌંદર્યની પ્રતિમાઓ! તમોને અનેક અનેક વાર નમન છે! તમારૂં શીયલવ્રત સંસારની ધુરા નિયમિત ચલાવી રહ્યું છે. તમારૂં પતિવ્રત પ્રેમની વિશુદ્ધ શૃંખલા અખંડિત રાખી રહ્યું છે. તમારો હૃદયનો અનુપમ યોગ અનેક દુઃખો અને સંકટોમાં પણ અમૃતની ધારાઓ વરસાવી રહ્યા છે. તમારી વિશુધ્ધતા શંકાશીલ પ્રસંગોમાં દીપક જ્યોતિની પેઠે અખંડ પ્રકટી રહી છે. માનવકુલની માતાઓ! અમે વિશેષ શું કહીએ. તમારાં દિવ્ય જીવન તમારી બીજી બહેનોના ચારિત્ર્યને અનુકરણીય થઇ પડો એજ અમારી પામર લેખકની આટલી ઉતાવળી ગતિમાં અભિવાંચ્છના છે.

કુસુમશ્રી અને પ્રિય શુકરાજ! વેશ્યાના ગૃહમાં વસીને આવી પ્રપંચજાળ પાથરી જે રીતે તમો તમારી સ્વામી પરાયણભક્તિ સાંચવી રહ્યાં છો તેને ધન્ય છે! તમારી જેવાં રત્ન સૃષ્ટિ ઉપર ન હતે તો સમગ્ર સૌંદર્યવતી સૃષ્ટિ મ્લાન મ્લાન થઈ રહેત.



# प्रकरण २१ मुं.



## શ્રીપુરમાં.

"Before the birth of love, many fearful things took place through the empire of necessity. But when this god was born all things arose to men." Socretes.

"પ્રીતિનો જન્મ થયા પહેલાં તેની આડે અનેક અગવડો આવી ઉભી રહે છે પણ આ દિવ્ય શક્તિનો ઉદય થયા પછી માનવ જાતિને સર્વ વસ્તુઓ મળે છે.

સોક્રેટિસ.



"પ્રેમ ભાવથી મારી સેવા કરતાં હું આ કયા સાધુ પુરૂષને જોઉં છું" કુમાર વીરસેન સહજ નેત્રો ખોલીને બોલ્યો.

"સાધુના રૂપમાં રહેલા આપના એક અનુચરને આપ જુઓ છો."

"આપ મારા અનુચર છો કે મારા શુદ્ધ પુરૂષ છો?"

"આપ જેમ માનો તેમ. જરા વિશ્રાંતિ લ્યો પછી હું મારૂં સર્વ વિધાન આપીશ" વીણા જેવા મંજુલ સૂરથી

તાપસના સ્વરૂપમાં રહેલી કમલસેન પુરૂષ નામધારી શ્રીમતી કમલાવતીએ કહ્યું.

વીરસેન સ્વસ્થતાથી બેઠો થઇને બોલ્યો.

"મારી પ્રકૃતિ હવે સારી છે. મેં વિશ્રાંતિ લઇ લીધી છે. આપ કોણ છો તે જણાવો."

"મારી પીછાન જાણ્યા પહેલાં આપનું આ દુઃખદ વૃતાંત સાંભળવાની મારી ઇચ્છા છે."

તાપસના આગ્રહથી કુમાર વીરસેને પોતાનું ઇત્થંભૂત વૃતાંત કહેવા લાગ્યું તે સાંભળતા તાપસ આનન્દ મગ્ન બનવા લાગ્યો. વીરસેને પોતાની કથાના અંતમાં કહ્યું કે "સાત દિવસ સુધી સાગરમાં મેં તર્યા કર્યું ત્યાં સુધી મને શુદ્ધિ હતી પણ આઠમે દિવસે અચેત બની ગયો હતો. અને મને અહીંયા કોણ લાવ્યું તેનું મને ભાન રહ્યું નથી."

"ભાન નહીં રહ્યું હોય. આપના પૂર્વ જન્મના પૂન્ય યોગેજ આપને સુરક્ષિત રાખ્યા છે. હું પક્ષીની ભાષા જાણું છું અને એક સારસના બોલવાનો ભાવ સમજીને આ બાજુએ આજે આવી પહોંચી આપતાં આગમનની રાહ જોતો ઉભો હતો. તેટલામાં સાગરદેવતાએ પોતેજ કૃપા કરીને આપના શરીરની સારવાર માટે આપતાં શરીરને મને સોંપ્યું હોય તેમ આપનું શરીર મારી સન્મુખ આવીને ખડું થયું. યથાશક્તિ તેને સંભારીને પગથી ઉપર મેં લાવીને મુકયું. બે ચાર કલાક સુધી આપના શરીરને આડું અવળું કરવું પડયું ત્યાર પછી આપના શ્વાસોશ્વાસની ખાત્રી થઇ અને બીજી

એક કલાકે આપને ભાન આવ્યું ત્યારે આપ મને જોઇ શક્યા. ”

“ આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. હવે આપની પીછાન આપો. ”

“ મહારાજ અરિકેસરીની નગરીના ધનાઢ્ય ગૃહસ્થ લક્ષ્મીદત્ત શેઠના પુત્ર રત્નસાર આપના પરમપ્રિય મિત્ર છે. તેઓ આપને શોધવા નીકળ્યા છે હું તેના અંતરનો એક પ્રિય સખા છું. અમે બન્ને સાથે નીકળ્યા ઘણા દિવસો સુધી પ્રવાસ કરી આપના સસરાને ગામે થઇ આવી જે સ્થાનમાં આપ ક્રિડા કરવાને વિચર્યા હતા તે સ્થાન શ્રી કુસુમાવતીની શોધમાં અમે નીકળ્યા. રત્નસાર અશ્વવિદ્યા જાણે છે. તેના યોગેજ અમે કુસુમાવતીનો પતો મેળવી શક્યા. કુસુમાવતીના ઉદ્યાનના સુખદ્વાર આગેથી અમો બન્ને મિત્રનો અકસ્માત વિયોગ થયો છે તેઓ ફળ ફુલ લેવાને ગયા અને હું નિદ્રાવશ થઇ ગયો. નિદ્રામાંથી જાગ્યા પછી જોઉંછું તો તેઓ તથા અમારા બન્નેના અશ્વ મળે નહીં. મેં ઘણી તપાસ કરી પણ તેનો પતો મળે નહીં. છેવટે નજીકના ગામમાં આવી આ તાપસરૂપ લીધું છે. અને પછી મિત્રના મિત્ર આપની શોધમાંજ ઉતરી પડયો છું આજે હું મારા કાર્યની થોડી સિદ્ધિ જોઉં છું. ”

“ આપનું નામ ? ” વીરસેને પૂછ્યું.

“ હાલ તો મેં મારૂં નામ કમલપુરી રાખ્યું હતું. મારૂં ગૃહસ્થી પુરૂષનું નામ કમલસેન છે. ”

" કમલસેન ! મારા પ્રિયમિત્ર રત્નસારના મિત્ર તે મારા મિત્ર છો. તેના સાથે તમોએ ભલી લાગણીઓથી મને ઉપકારના ભારમાં કચરી નાખ્યો છે. માટે તમે મારા સુહૃદ પણ થયા છો. વારૂ હવે આપણે કયે રસ્તે જવાનુ છે ?"

" અંધકાર થઈ ગયો છે માટે હાલતો ઉતાવળથી પાસેના ગ્રામ્યસ્થાનમાં જઇએ ત્યાં મળે તો પોશાક પુરતાં વસ્ત્રો અને ખોરાક મેળવીએ અને પછી મિત્ર રત્નસાર અને બીજાં ઇષ્ટજનને મળવાની કોશીશ કરીએ."

" વારૂ. એ સાધનો ક્યાંથી મેળવીશું ?"

" આપને ચિંતા નહિ. મને કેવળ તાપસજ માનતા નહીં. પિતાશ્રી અરિકેશરીના પ્રતાપથી તાપસના ખીસા ભર્યા છે." એવાં ઉદાત્ત વચનો બોલીને તાપસે પોતાની નીચે પહેરેલા પેરણ અને બખ્તરના ખીશામાંથી એક સોનાનો ચંદનહાર અને બે ચાર મોટાં મહા મૂલ્યનાં રત્નો કાઢયાં અને તે વીરસેન આગળ રજુ કર્યાં.

" ભલે આ સાધનો તમારી પાસે સાચવી લ્યો. મેં તે જોયાં "

" ના. અમારા તાપસ પાસે સારાં લાગે નહીં. આપ રાજવી છો આપની પાસે રાખીલ્યો. હવે હું આપની સાથેજ છું ને ?"

" ના–ના–તમે રાખો."

" વીરપુરૂષ ! હું જ્યારે ગામમાં આવીને ગૃહસ્થી પુરૂષોનો પોશાક ધારણ કરીશ ત્યારે આપ કહેશો તેમ કરીશું બાકી હાલ તો આપજ રાખો.

"આપનાં ઉદાત્ત અંતઃકરણથી હું આશ્ચર્ય પામું છું."

"આશ્ચર્ય પામવાનું કારણ નથી. રત્નસાર આપનાજ છે અને હું રત્નસારનો છું તો પછી મારા પાસેનો અર્થ જે છે તે આપનોજ છે." ચતુર તાપસ ઘણી ચતુરાઈથી બોલ્યો. વીરસેન તો તાપસ સાથેના સંબંધથી ઘણોજ ખુશ ખુશ થઈ ગયો. પછી બન્ને મિત્રો ગામભણી આવ્યા ત્યાંથી ખોરાક મેળવી તથા સારાગૃહસ્થોને છાજતો પોશાક પ્રાપ્ત કરી બન્ને મિત્રો પ્રવાસે નીકળ્યા. તેઓ હવે પહેલાં તો કોઈ સારા નગરમાં જવાના નિમિત્તે પ્રવાસ કરવા લાગ્યા. પ્રવાસમાં વીરસેન કુસુમશ્રીના વિરહમાં ઝુરતો હતો. અને કમલસેનને કાંઈ ગુપ્ત રોગ હતો એટલે બન્ને એવા પ્રેમ રસની વાતોમાં રસ બસ બની રહેતાં પંથ કાપવા લાગ્યા. વીરસેન કુસુમશ્રીનાં ગુણોનું ગાન કરતો હતો, કમલસેન રત્નસારની ગાઢ મૈત્રીના વખાણ કરતો હતો. સંસારમાં માનવ માત્રને મિત્રની જરૂર છે. સંસારના સારાસાર પ્રસંગોમાં મિત્રની અનિવાર્ય જરૂર પડે છે. સંસારના કંટકાકીર્ણ અરણ્યમાં કોમલ પુષ્પોની સેજ બિછાવે તેવા મિત્રો તો સારાં પૂન્ય શાળી મનુષ્યોનેજ પ્રાપ્ત થાય છે. એવા પ્રકારના મિત્રના સ્નેહને સ્મરતો કમલસેન તો ઘણીવાર હૈયું હાથમાંથી જતું રહેવાથી રડી પડતો. વીરસેન તેના આંસુડાં લુંછીને આશ્વાસન આપતો પણ પોતેજ કુસુમશ્રીના વિરહમાં ઝુરતો હતો એટલે કમળસેનને આશ્વાસન આપતાં પોતાનું હૃદય હાથ રહેતું ન હતું. પુરૂષ પ્રત્યેના સ્નેહ

કરતાં સ્ત્રી પ્રત્યેના સ્નેહનું દરદ કાંઇ વિશેષ અલૌકિક હોય છે એટલે વીરસેન વિશેષ વ્યાકુલ હોવો જોઇએ પરંતુ કમલસેન વાસ્તવિક રીતે તો તેનાથી વિશેષ આર્દ્ર હૃદયનો હતો કારણ વાચક સ્પષ્ટ સમજેજ છે કે કમલસેન ને પ્રણય શાસ્ત્રની મહા વિભુતી કમલાવતીજ હતી.

બન્ને વિરહી મિત્રો કૌંતલપુર નામના શહેરમાં આવી પહોંચ્યા. વીરસેન ક્ષત્રીય હતા તેણે રાજ્યદરબારમાં જઇને રાજ્ય સેવક તરીકે રહેવાનું સ્વીકાર્યું અને કમળસેને વ્યાપાર કરવો શરૂ કર્યો. તેણે શરૂઆતમાં માત્ર પોતાના પાસેનું એકજ રત્ન વટાવ્યું ને તેની તેને વીશ સહસ્ત્ર સુવર્ણમુદ્રા ઉત્પન્ન થઈ. તેથી તેઓ બન્ને સખાએ નગરના એક સુન્દર ભાગમાં ઉત્તમ હવેલી મોલ લઇને નિવાસ કર્યો. પોતાનાં ઇષ્ટજનોની ભાળની કાંઈ તક હાથ ન આવે ત્યાં સુધી તેઓએ અત્રે રહેવાનો નિશ્ચય કર્યો હતો. વીરસેને કુસુમશ્રીની આશા તો છોડી હતી એટલે તે કાંઈ શોધખોળ માટે વધારે ચિંતાતુર રહેતો નહીં. તેનું તો માત્ર હૃદયજ શુન્ય બની ગયું હતું. કુસુમશ્રી વિના રાજ્ય ભોગ ભોગવવા અને આનંદ કરવો એ તેને મન સહુ અકારૂં થઇ પડયું હતું તેથી તેના અંતરમાં વૈરાગ્યની ભાવના ઉત્પન્ન થઇ હતી. દિવસે દિવસે તેના અંતરમાં વૈરાગ્યનો ભગવો રંગ ચઢતો ચાલ્યો. નોકરી કરતાં કરતાં હંમેશાં તે સત્સંગ શોધવા લાગ્યો પણ ક્ષત્રીય લોહી અને રાજ્ય બીજ એટલે

એનું શૌર્ય અછતું રહે તેમ ન હતું. ચાર પાંચ માસમાં તેની કીર્તિ છવાઈ રહી અને તે એક સરદારની પદવી ઉપરથી મહારાજની પ્રીતિ મેળવીને સેનાધ્યક્ષની પદવી ઉપર નિયત થયો. આ પદ તેણે લાંબા વખત સુધી ભોગવ્યું નહીં કારણ કે એક માસ પછી તુરતજ તેને કાંતલપુર છોડવું પડયું તે સબબથી એવી હકીકત બની કે, પોતાનો વણિક મિત્ર દિવસે દિવસે વ્યાપારમાં પ્રતિષ્ઠા મેળવતો જતો હતો. ચાર માસમાં તો શહેરના વ્યવહારીઆ લક્ષ્મીમાનોની સાથે તેને ગાઢ પરિચય થઇ ગયો. તેનાં એકાદાં બે મહામુલ્યનાં રત્નોની કીંમત તો ત્યાંના લક્ષ્મીમાનો આંકી પણ શકયા નહીં તેથી તે શેઠો એમ સમજવા લાગ્યા કે આ કોઈ કોટયાધિપતિનો પુત્ર જણાય છે અને દેશાટને આવ્યો હશે પાંચેક માસમાં તો તે એક માનનીય લક્ષ્મીમાન પુત્ર ગણાય ગયો.

એવી રીતે પાંચ માસ વીત્યા ત્યાં તેના સાંભળવામાં આવ્યું કે શ્રીપુર નામના નગરમાં એક કોઈ અવનવી વારાંગના આવી છે અને તે અનેક લક્ષ્મી માનો આગળથી દ્રવ્ય છીનવી લે છે પણ કોઇને પોતાનો સમાગમ આપતી નથી વળી એવીજ રીતે એક મહા બુદ્ધિશાળી ધનાઢય અશ્વ વિદ્યાનો જાણનાર રાજ્યના દરબારમાં આજ પાંચ માસ થયાં આવ્યો છે. રાજાને એક દિવ્ય પલંગ અને અશ્વ પ્રાપ્ત થયાં છે તેની ખ્યાતિ સાંભળીને દેશોદેશના રાજાઓ તે નગરમાં અવારનવાર આવજાવ કરેછે એક દિવસના સવારમાં આ હકી-

કીત કમલસેને સુણવાથી રાત્રિના આવાસે આવીને પોતાના પ્રિય સખાને તે નવીન સમાચાર કહી સંભળાવ્યા. વીરસેને તે સમાચાર સાંભળીને કલ્પના કરી કે તે અશ્વ અને પલંગ કદાચિતે મારાંજ હોય અને તે અશ્વ વિદ્યા જાણનાર તથા તે ઉત્તમ વારાંગના સંબંધી પણ કાંઇક ભેદ હોવો જોઇએ. આ કલ્પનામાં કાંઇક સત્યત્વ ભાસવાથી બન્ને મિત્રોએ ત્યાંથી ચાલી જવા નિશ્ચય કર્યો. પણ આગલે દિવસે કમલસેનનો જન્મ દિવસ હતો એટલે તે દિવસે ઉત્સવ કરીને પછી બીજે દિવસે નીકળવાનો નિશ્ચય કરીને રાત્રિ તેઓએ ગાળી કાઢી. સ્હવારે કમળસેને જાગૃત થઇને સુખમાર્જન શૌચ કરી દુધ દહીંથી સ્નાન કર્યું. પોતાના ઇષ્ટદેવનું સ્મરણ પૂજન કરી પ્રાતઃકાળનો પ્રથમ પ્રહર વીતાવી કાઢયો. પછી આખો દિવસ આનંદ ઉત્સવ ઉજવ્યો. મોટા શ્રીમાનોને પોતાને આવાસે નોતર્યાં અને નૃત્ય સંગીતાદિક કરાવીને સૌનાં મન રંજન કર્યાં. આ આનન્દ ઉત્સવના ટાંકણે માંહેમાંહે શ્રીપુરની નવાઇઓની વાતો નીકળી અને વાત કરતાં કરતાં કેટલાક શ્રીમાનો એવા નિશ્ચય ઉપર આવ્યા કે આપણે સૌ સળીને ચાલો એક સંઘ કાઢી શ્રીપુર જઇ આવીએ દેવ દર્શન અને યાત્રા પણ થશે તથા તે નવીન કૌતુક પણ જોવાશે ! આ નિશ્ચય કરીને સૌને તૈયારી કરવાનું પણ ત્યાંને ત્યાં સૂચવી દીધું. સૌએ કહ્યું કે તૈયારી કરતાં લગભગ આઠ દિવસ થશે. કમલસેનને પણ સાથે લેવાનો આગ્રહ કરવામાં આવ્યો. કમ-

લમેનને તો ભાવતું હતું અને વેધે બતાવ્યું, તેણે પણ આવવાની સમ્મતિ આપી.

આ ઉપરથી બન્ને સખાઓને જે બીજે દિવસે જવાનો નિશ્ચય હતો તે આઠ દિવસ પછી જવાનો નિશ્ચય કરવો પડયો. પરન્તુ તે બન્નેનાં હૃદય ઉંચા થઇ ગયા. રાત્રિના વીરસેન રાજ્ય દરબારના કામમાં ગુંથાયો હતો. એટલે લાંબા વખત સુધી તે આવાસે આવી શકયો નહી. કમલસેન તો સ્નાન કરી પીતાંબર પહેરી ઉપર પોતાની કંથા ધારણ કરીને ઇષ્ટ પૂજનમાં બેસી ગયો હતો. શ્રીમતી કમલાવતી પોતાના જન્મોત્સવના પ્રસંગે રાત્રિના સમયે ષોડશોપચારે પોતાના પ્રાણ સ્વરૂપ પ્રિયપતિનું પૂજન કરતી હતી. કિન્તુ આજે પોતે પતિથી વીખુટી પડેલી છે તેને આ પ્રસંગે ઘણુંજ લાગી આવ્યું. દિવસના પ્રત્યેક ભાગમાં હરહંમેશ તેને લાગી આવતું હતુ પણ આ અગત્યના પ્રસંગે તો તેનું હૃદય હાથ રહ્યું નહીં. તે ગળગળી બની ગઇ. જોત જોતામાં આંખોમાંથી આંસુડાં વહેવા લાગ્યાં. આગો સુદી પુનેમની પાછલી રાત્રિનો દિવસ સમગ જગતને સુધાપાનનો મધુર અવસર તે આજે કમલાવતીને મહાદુઃખદ થઇ પડયો. રડતા રડતા તેણે આંખો મીંચી દીધી અને સ્યામની પ્રતિમાનું ચિંતવન કરીને ધ્યાન ધરીને માનસ પૂજા કરવી શરૂ કરી. માનસ પૂજા કરીને તે પતિના સ્વરૂપમાં તદાકાર બની ગઇ. તદાકાર બનતાં બનતાં તે જાણે સ્વયં પતિસંગે કટાક્ષથી વાતો કરતી હોય તેમ ગણુ ગણવા લાગી. પ્રાચીન કવિઓની રસભીની કવિતાનાં

કેટલાંક સ્મરણો કરતી તે પ્રિયની માનસિક મૂર્તિને કહેવા લાગી.

समुझत हौं निज जाहि सोई ममढिग नहिं आवत ।
ताहितें, डरमें यह शंशय अधिक सतावत ॥
अपनाओ यदि तुम हिं, अधिक करि करि बलिहारी ।
काझरिहौ जब तुम हुं देइ हौ सुरति विसारी ॥
बिनु अपना ये हूं, अपना यो हि हिय जानहुं ।
अब हीलौं, जो, जियत, हेतु ताको यह मानहुं ।
तुम्ह रोही मुख जोहि, प्राण अज हुं उरमाहीं ।
बहत रुधिर तनमाहिं, पाई तुम्हरी परछाडीं ॥
तुम्हरे मनकी परम पुनित, पवन लगि अजहुं ।
चलत साँस जानहु, अरु तजि हि न काया कबहुं ॥
हृदय देवता तुम हिं तुम हिं सब कामन माहीं ।
अहौ, परम उत्साह, कर हुं कछु अनुचित नाहीं ॥
तुम हिं हमारे बल, बुद्धि, सुख, सम्पति, गति अविचल ।
तुम हिं हमारी अखिल साधनाके मधुरे फल ॥
यातें गहि तुव चरण युगल भिक्षा यह चाहत ।
हिय मन्दिरमें बस हु सदा मम हित अवगाहत ॥
या अंधियारे घरको प्यारे ! तुम परका सहु ।
अपनी छटा दिखाइ सकल तम वेगि निकासहु ॥

सदा चन्द्रिका मय रजनीकी झलक दिखावहु ।
कै, करि सुखद विभात बालरवि उदित करावहु ॥
सौरभ सुरभित सुखद समीरन सुचि सञ्चारहु ।
सङ्कट-शिशिर समेटि सुभग माधव वपु धारहु ॥
नरक सरिस मम हृदय सोधि कीजीये सुरालय ।
मूंदि मन्द मदिरालय खोलहु सुखद सुधालय ॥
तव हम हरखि मेलि हैं प्यारे ! पाइ प्रेमफल ।
प्रकृति-पुन्ज-सुषमा मय रतनमाल तुम्हरे गल ॥
मानस नभमधि होइ मनोहर छटा समोई ।
भाव तारकावली उदित सुषमा-जल-धोइ ॥
तनमें विशद विराजहिं कलित-कौमुदि विकिरत ।
मूर्तिमान अनुराग कलाधर वपु धरि विचरत ॥
दिगङ्गना मिलि कर हिं अलौकिक उत्सव सुखसों ।
हर्षित ह्वै प्रिय ! तुम्ह हिं सराह हिं कोटिन मुखसों ॥
ताही अवसर हम हूं अप वे शान्ति निके तन ।
माहिं तुम हिं गहि करैं सुधासम शीतल यह तन ॥
रसिक देखि हैं तव मुखचन्द्र छटा लोचन भरि ।
शीतल करि हैं हृदय तुम्हारे उरमधि दरि दरि ॥

સ્વામિ સ્હામે ઉભા હોય અને તેના પાદચરણમાં પડી હોય તેમ તે ઢળી પડી. તે પ્રિયના સ્મરણમાં ઓતપ્રોત બની ગઇ તેને પોતાનું ભાન રહ્યું નહિ. તે પ્રિયના સ્મરણ ધ્યાનમાં શરીરની શુદ્ધબુદ્ધ ખોઇને આસન ઉપર લાંબી થઇને શય્યનાસનમાં પડી ગઇ. તેનો આત્મા પ્રિયનાં દર્શન માટે ઉંડોઉંડો ઉતરી ગયો. કચકચાવીને બાંધેલો તેનો વક્ષ:સ્થળનો બન્ધ પણ છુટી ગયો અને તેના ગૌરાંગના બિભત્સ અંગો ઉપરથી વસ્ત્રો આઘાં થઇ ગયાં તે કમલસેન નહી પણ કમલાવતી સ્પષ્ટ જણાવા લાગી. આવાસનાં બારણાં ખાલી બંધ કર્યાં હતાં તે ખોલીને મોડી રાત્રિએ વીરસેન અંદર આવ્યો. તેણે પોતાના દિવાનખાનામાં આવી વસ્ત્રો ઉતારીને જરા વિશ્રાંતિ લીધી અને પછી પોતાનો પ્રિય સખા શું કરે છે ? તેના જન્મોત્સવનીવિધિપૂર્ણ તો થઇ રહ્યા છે ને ? એ જોવાને માટે તે મિત્રવાળા ખંડમાં આવીને ઉભો રહ્યો. આ ખંડમાં પંચ પ્રકારના ધુપો સુગંધ મારી રહ્યા હતા. ઘીની જ્યોતો પ્રકટી હતી અને તે અખંડિત રીતે રોશની આપતી હતી. એક આસન ઉપર પૂજાનો સર્વ સામાન વનસ્પતિ અને સુગંધીત દ્રવ્યો મોટા પ્રમાણમાં પડયાં હતાં અને જે આસન ઉપર કમલસેન મિત્ર પૂજા નિમિત્તે બેઠો હતો તે ઢળી પડેલો માલૂમ પડયો વીરસેનને જણાયું કે અનન્ત ધ્યાનમાં નિમગ્ન બની ગયો છે તેનું ચિત્ત ઇષ્ટના સ્વરૂપમાં તલ્લીન બન્યું છે અને તેથી તેને શરીરનું પણ ભાન રહ્યું નથી એમ વિચાર કરીને તે

સહજ નજીક આવ્યો. અને મિત્રને ધ્યાનની આવી અવ્યવસ્થિત સ્થિતિમાંથી જાગૃત કરવા તે ઇન્તેજાર થયો પણ તે નજીક બે ચાર ડગલાં ચાલ્યો કે તુરતજ કૌતુક જોવામાં આવ્યું. તે નવાઇ પામ્યો 'આહા! આ હું શું જોઉ છું? મુખાકૃતિ અને સૌંદર્ય તો મિત્ર કમલસેનનાંજ છે પણ આ લાંબો કેશ કલાપ અને આ દિવ્ય નારીનાં અંગો અરે! મારાં નયન આજેજ જુએ છે.' એમ સ્વગત બોલતાં તેણે ચક્ષુ મીંચી દીધાં. આ વખતનું કમલાવતીનું સૌંદર્ય અલૌકીક ખીલી નીકળ્યું હતું કારણ કે પાંચ પાંચ માસ થયાં પછી આજે સ્વપ્નામાં કે ધ્યાનમાં પોતાનો સ્વામિનો સમાગમ પામી હતી અને તેથી તેનાં અગ નવપુલકિત બની ગયાં હતાં. આ બિભત્સ સૌંદર્ય વીર વીરસેન જોઇ શકયો નહીં. તુરતજ તે આંખો મીંચી પાછો પોતાના ખંડમાં આવ્યો અને વિચાર કરવા લાગ્યો કે મારા ઉપર ઉપકાર કરી પાંચ પાંચ માસ થયા મારી સાથે સખાના રૂપમાં વસીને પુરૂષ કહેવડાવનાર આ વીર રમણી કોણ હશે? અરે! તે મારી કુસુમશ્રી તો ન હોય? ના ના તે તો નહીં. તે તો સાગરની બીજીજ દિશાએ ગઇ છે વળી તેનું સૌંદર્ય આ સૌંદર્યને મળતું નથી આ તો યુવા રમણી છે અને મારી કુસુમ તો હજુ બીવતી કળી છે. વીરસેન વિચારના વમળમાં પડી ગયો. રાત્રિના બાર એક વાગી ગયા પણ તેના આશ્ચર્ય ભર્યા વિચારો પુરા થયા નહીં. કિન્તુ જ્યારે કમલાવતી ધ્યાન મુકત થઇને કેશ સમેટી પોતાનું અંબર અને વક્ષઃસ્થળનો બંધ સમાં

ફરીને પોતાના મિત્રનાં ખંડમાં આવી ત્યારેજ વીરસેન પણ વિચાર–સમાધીમાંથી જાગૃત થયો. કમલસેન મિત્રના ખંડમાં આવ્યો કે તેવોજ વીરસેન ઉભો થઇને તેના ચરણમાં નમી પડયો. કમલસેન વિવેક પૂર્વક પોતાના કમલના સરખા આજાન બાહુ લંબાવીને તેને ઉઠાડી બોલ્યો.

" વીર પુરૂષ ! હું તમારાથી નાની વયનો છું આવી વિવેકની મર્યાદા કેમ છોડી દયો છો ? હું વણીક છું આપ અમારા રાજકુમાર છો આપ આમ અવિવેક કરો નહીં. "

" વીર રમણી ! " વીરસેનનો એ શબ્દ મુખમાંથી ખરી પડતાં કમલસેન આશ્ચર્ય પામ્યો.

તેના આશ્ચર્ય સામે નજર નહીં કરતાં વીરસેને પોતાનું કહેવું શરૂ રાખ્યું, " આપ ગમે તે હો અને ગમે તે સંકેતથી મારા સાથે વસતા હો પણ આપ મારાં મોટાં બહેન છો. હું આપને સવિનય દંડવત્ કરૂં છું. આપે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે તેનો ગુણ હાલ હું વાળી શકું તેમ નથી. આપે જો કે મને આપની કાંઇક અસત્ય પીછાણ આપી છે તોપણ આપે મારૂં પ્રિય કરેલું છે. "

કમલસેને કહ્યું " પ્રિય મિત્ર ! તમને આ શું થયું ? કાંઇ ઘેલા તો નથી થયાને ? કિંવા મશ્કરીમાં મને પુરૂષ ને તમે સ્ત્રી તો નથી કરી દેવા માગતા ?"

" આજ કુલાંગના ! એમ તમારા વેષને છુપાવો નહીં હું જાણી ચુકયો છું કે તમે પુરૂષ નહીં પણ એક સ્ત્રી છો."

કમલાવતીએ વાત ઉડાવવા માંડી.

" કુસુમ ભાભીથી વિખુટાં પડયાં છો એટલે જ્યાંને ત્યાં કુસુમશ્રીનાજ સ્વરૂપને દેખો છો કે શું ? "

" એમ હાંસી કરી મારા હૃદયને વીંધી નાખો નહીં. પ્રિય બહેન ! તમારૂં રૂપ અને કથા મારા આગળ પ્રગટ કરી દો."

કમલાવતીએ ઘણી મશ્કરી કરી પણ વીરસેનને તો દ્રઢ થઇ ગયું હતું કે તે એક રમણી છે તેથી હવે તેનાથી વિશેષ છુપું રહેવાયું નહી. અગાળા જાતિના મુખ ઉપર શરમના શેરડા આવી ગયા. તે નીચું મુખ કરીને એક આસન ઉપર બેસી ગઇ અને પછી વિનયસ: બોલી.

" પ્રિય બન્ધુ ! મ્હને ક્ષમા કરો. હું તમારી ધર્મની બહેન થઇ છું. આવો, અહીંઆ બેસો. હુ મારી કથા કહુ."

વીરસેન આસ્તે આસ્તે ભોંયેથી ઉભો થયો અને એક આસન ઉપર બેસી નીચે મુખે કમલાવતીનું વિશુદ્ધ સ્નેહનું પીયુષ પીવા માંડયો " પ્રિય ભ્રાતા ! મારા વિષે કશી શંકા લાવવા જેવું નથી. હું તમારા પરમ પ્રિય મિત્ર રત્નસારની ધર્મપત્નિ છું. મારા પતિ વિના હું ઘડી માત્ર પણ રહી શકતી નથી. આજે મારા જન્મોત્સવ પ્રસગે હુ તેની માનસિક પૂજા કરતી હતી અને તે અરસામાં મારા શરીરનું ભાન રહ્યું નહીં હોય તેથી કદી તમારા જાણવામાં મારૂં સ્વરૂપ આવી ગયું હશે પણ તેથી કાંઇ મને ભિતિનું કારણ નથી આપ રાજવશી રાજસિક પ્રકૃતિના હોવા છતાં મારા ભ્રાતા છો અને હુ આપની ભગીની છું અને હવે એ નકકી પ્ર-

તીત થાય છે કે શ્રીપુરમાં અવશ્ય આપણા ઇષ્ટજન હોવાં જોઇએ માટે તે તરફ જવાની આપણે તૈયારી કરવી જોઇએ. "

"બહેન! તમે સ્ત્રી જાતિ પણ આટલી હીંમત, ધૈર્ય, અને સાહસ બતાવો છો તે આજેજ મને ખબર પડે છે. શ્રીપુર આપણે જવું એ પણ મને યોગ્ય લાગે છે પણ તમારૂં હવે શું કરવુ ?"

"કેમ શું કરવું? હું કમલાવતીનો કમલસેન બની જઇશ. તમે એક સ્ત્રીજાતિ જાણશો પણ બીજું શું કોઈ મને જાણવાનું છે? મારૂં હૃદય પણ મને પુરૂષ ગણે છે તો પછી બીજાનો શો ભાર છે વળી તમારા આવા મારા પ્રત્યેના વિશુદ્ધ ભાવથી મને ચોગણું ધૈર્ય મારા અંગમાં પ્રકટ થશે અત્યારસુધી મારૂં શરીર હું એકજ સાચવતી હતી હવે તમો પણ તેને સંભાળવાને સાવચેત રહેશો. મારા શિરમણીનો વિયોગ છે તે વિયોગમાં હું મારા શિરછત્રના રત્નનો આશ્રય કરીને આશ્વાસન પામીશ."

"ફીકર નહીં બહેન! આપણે કાલેજ જઇએ તો શું?"

"આપની જેવી અનુમતિ. પણ મારો એવો વિચાર છે કે આપણે સંઘ સાથે જઇશું તો કંઇક આપણો શોભા વિશેષ સચવાશે."

"વારૂ ત્યારે તમે કહો તેમજ કરીએ. હવે અત્યારે તો રાત્રિ ઘણી ગઇ છે. જાઓ તમારા ખંડમાં અને સુખેથી શયન કરો."

કમલાવતી પોતાના ખીજા ખંડમાં ગઈ ને ત્યાં ઇષ્ટ પતિનું સ્મરણ કરતી નિદ્રાવશ બની ગઈ. વિરસેન રમણીઓનાં સાહસને ચિંતવતો ચિંતવતો પથારીમાં પડયો અને જેમ તેમ રાત્રિ ગાળી કાઢી.

આઠ દિવસ વીતી ગયા અને સંઘ સાથે બન્ને મિત્રો કૌતકપુરનો વ્યવહાર સમેટી શ્રીપુરમાં આવ્યા,



# પ્રકરણ ૨૨ મું.



## એક પછી એક કુસુમશ્રીની મુલાકાત.




પુર એક રમણ્ય નગર ઇંદ્રના શહેરની સ્પર્ધા કરતું હતું તેના ચોટાંઓના રસ્તા સુન્દર શ્વેત પત્થરથી બાંધેલા હતા ચોટાંઓમાં આવેલી દુકાનો સુન્દર હરોળમાં શોભતી હતી. ગગનને સ્પર્શ કરતો ધવલ કોટ તે નગરીને વીંટી વળેલો છે. અહર્નિશ થતા ઉત્સવો જોવાના કુતુહલોથી આકાશમાંથી ઉતરી આવેલાં જાણે દિવ્ય વિમાનોની પંક્તિઓ હોય એવી દેવ, દાનવ, સિદ્ધ,

ગંધર્વ, વિદ્યાધર અને નાગલોકથી ભરેલી ત્યાંની ચિત્ર-શાલાઓથી તે નગર રમ્ય થયેલું હતું. દહીંના મન્થન વખતે ઉડેલી દહીંની ધવલતા સરખી ત્યાંના મંદિરોની હારો શોભે છે. શીખર ઉપર સોનાના કલશો શોભી રહ્યા છે તેના ઉપર વિવિધ રંગની ધ્વજાઓ ફરકે છે. શહેરની ચારે બાજુ વિવિધ પ્રકારનાં ઉપવનો પણ શોભી રહ્યાં છે, કેવડાની રજથી ધુસર થયેલી તે શહેરની રળીયામણી સીમાઓમાં ચૂનાથી ધોળાએલી વેદિકાવાળા કુવાઓ અને વાવડીઓ શોભી રહી છે. દૂરની સીમામાં વિસ્તૃત પટવાળી ઘેરાં જલની સરિતા શિતલ વાહિની ગંગા–ભાગીરથીનું મંદહાસ્ય કરતી હોય તેવી સ્થિર થએલી છે અને તેનું ઘેરૂં જલ ઠેઠ સાગરના મુખમાં જઇને મળે છે. તે નગરનો રાજા ભૂપાળ પ્રજા વત્સલ અને નીતિમાન છે. શહેરમાં અનેક પ્રકારના વ્યાપાર વણજ ચાલી રહ્યા છે એવા રમ્ય શહેરની સીમાના એક ચોગાનમાં શ્રી સંઘે પડાવ નાંખ્યો. પછી લાગ સાધીને બન્ને સખાઓ કમલસેન અને વીરસેનનાં જોડાંએ નગરમાં પ્રવેશ કર્યો. બજારો અને મંદિરો જોતાં જોતાં તેઓ રાજ્ય દરબારમાં આવ્યા. ત્યાં આવીને તેઓ બન્નેએ મહારાજાની મુલાકાત લીધી. આ દિવ્ય સૌંદર્યવાળા બે મિત્રોનાં જોડાંને નિરખી રાજા બહુ પ્રસન્ન થયો અને તેને આગમનનું કારણ પુછ્યું. વીરસેને કહ્યું.

"નૃપાલ! અમો વણીક છીએ અને આપના નગરમાં વેપાર કરવા વિચાર રાખીએ છીએ. કાંતલપુરનો સંઘ આવ્યો છે તેના સાથે આવ્યાં છીએ પણ આપનું આ અનુપમ

નગર જોઈને અમારે તો અહીંઆજ નિવાસ કરવાનો વિચાર છે આ બે અમુલ્ય રત્નો આપને ભેટ ધરવાને માટે આવ્યા છીએ તે આપ સ્વીકારો. ”

એમ કહીને વીરસેને બે રત્નો રાજા પાસે ધર્યાં. તે રત્નોની આસપાસ પ્રકાશનાં કિરણો છાયી રહ્યા અને રાજાનું આસન બધું ઉજ્જવલિત થઈ રહ્યું. આ દિવ્ય રત્નો મહારાજે હસ્તમાં ધર્યાં ત્યારે તેને એમ જણાયું કે 'આહા શું ? આકાશના કોઈ દિવ્ય તારાઓ મારા હાથમાં આવ્યા છે કે શું ? ' રાજા એ રત્નોનો આનન્દથી સ્વીકાર કરી તેમને જે વેપાર કરશે તેના ઉપર કોઇ પ્રકારનો કર લેવામાં નહિ આવે એવું અભય વચન આપ્યું. બંને મિત્રો પછી રાજાને નમન કરીને પુનઃ સંઘના સ્થાને આવ્યા અને ત્યાંના આગેવાનો આગળથી રજા લીધી. સંઘના આગેવાનો પણ અહીંથી પુનઃ પરત જવાના હતા એટલે શ્રીપુરનો રાજ્યવૈભવ જોઇ તેઓ પાછા ગયા.

રત્નસાર કમલાવતી પાસેથી છુટો પડીને સિધો અહીંઆ આવ્યો હતો. અહીંઆ મહારાજાની સેવામાં રહી સારૂં માન પામી ચાર છ માસ વીતાવી કાઢયા હતા કુસુમશ્રી પોતાના મિત્રની પત્નિ પોતાના નગરમાંજ આવી છે એવું તેને જાણવા પામ્યું ન હતું. તે સર્વના વિયોગમાં ઝુરતાં બહુ દુઃખ થઈ ગયો. તેથી મહારાજ પાસેથી એક માસની અવધિ લઈને દેશના સર્વ સ્થાનકોએ પત્નિ, મિત્ર અને મિત્રપત્નિની શોધ માટે નીકળી પડયો હતો તે અત્યારે પોતાના પ્રવાસમાં

હતો એટલામાં આ બન્ને સખાઓ ત્યાં શ્રીપુરમાં આવી ચઢ્યા. વીરસેનને બે ચાર દિવસો પછી રત્નસારની પુછગાછ કરવા માંટી તો તેને ઉપર પ્રમાણેના સમાચારજ મળ્યા. તે એક માસ પછી પાછા આવશે એવું જણાવાથી કાંઇક નિરાંત મળી કે એક માસ પછી મિત્ર પાછો આવશે અને મળશે. હવે માત્ર કુસુમશ્રીની શોધ રહી પણ તે તો સાગરમાંથી ક્યાંથી સજીવન નીકળીજ હોય ? તે તો કેવળ અસંભવિત બાબતજ કહેવાય એમ ધારી તેની આશાનું કિરણ તો તેને કાંઇ મળ્યું નહીં પરંતુ વિશેષ બે ચાર દિવસ વીતાવ્યા પછી પેલી વારાંગનાની પ્રશંસા તેના કાને આવી પહોંચી. તે વારાંગનાના ગૃહે પ્રથમ કમલસેને જવું એવું બન્ને જણાએ ઠરાવ્યું. કમલસેને જઇને સર્વ ગૃહ જોઈઆવવું, ચતુરાઈ વાપરી તે વારાંગનાને જોઈ લેવી, તેનાં નિશાન લાવવાં, બને તેટલી હકીકત મેળવી પાછાં આવવું ને જો તે હકીકત ઉપરથી એમ સમજાય કે તેમાં કાંઇ ગુપ્ત ભેદ છે તો પછી પ્રતીતિ માટે વીરસેને પોતે તે વેશ્યાગૃહે જવું. કારણકે વીરસેન પે તે એક પત્નિવૃત પાળે છે તેથી મિથ્યા પણ વેશ્યાના ગૃહે જવું તે તેના ચારિત્ર્યને કલંકરૂપ છે. આ નિયમાનુસાર કમલસેનને તે રાત્રિએ વેશ્યાને ત્યાં જવાનું નિશ્ચિત થયું.

રાત્રિનો સમય થયો અને કમલસેન ઠાઠમાઠ સજીને પુષ્પાને ત્યાં આવી ચઢયો. પુષ્પાએ આ સુન્દર યૌવન સંપન્ન પુરૂષને જોઇ તેના પાસેથી બે હજાર સુવર્ણમહોર ઠરાવી. કમલસેન તેટલી સુવર્ણ મુદ્રા આપીને ખુશીથી પુષ્પાના આ-

વાસમાં દાખલ થયો. પ્રથમ ખંડની વારાંગનાઓએ તેને સ્નાન કરાવ્યું. બીજા ખંડમાં તેને નૃત્ય બતાવવામાં આવ્યું, ત્રીજા ખંડમાં તેને ભોજન કરાવવામાં આવ્યું. ને ચોથા ખંડમાં તે દ્રાક્ષાસવના પાન માટે દાખલ થયો. આ સમયે પણ નિયમ પ્રમાણે રત્નવતી રત્નજડિત મુકુટ ધારણ કરીને આવી તથા દ્રાક્ષાસવ પીવરાવવાને આગ્રહ કરવા લાગી. તે વખતે કમલસેન માત્ર ઠંડું કલેજું કરીને બોલ્યો "હે મુગ્ધા! તમે દ્રાક્ષાસવનું પાન કરવાને મને જણાવો છો પણ તમે મારી વાત સાંભળો. મેં ઘણા લોકો પાસેથી સાંભળ્યું છે કે તમે દરેક યુવકોને છેતરી સ્હવારના વિદાય કરી આપો છો અને તમારો સમાગમ આપતાં પણ નથી. માટે મારી તમને એ વિનંતિ છે કે તમો મને જણાવો કે તમારી શું ઇચ્છા છે? હું કાંતલપુરનો કુમાર છું. મારા પિતા આગરની જીંદગીમાં છે. તમારી જેવી ત્રિલોકમાં કોઇ નારી પણ મેં જગતમાં જોઇ નથી. એટલે તમને પટરાણી કરવાને અહીંયા આવ્યો છું. આજે તમારો દ્રાક્ષાસવ પણ પીવો નથી. અને તમારી સાથે ભોગ પણ ભોગવવો નથી. માત્ર તમારાં દર્શન માટેજ આવ્યો છું તે મેળવીને હું કૃતાર્થ થયો હવે જો માલ મારી વિનંતિ સ્વીકારવી હોય તો તમે મને કહીદો અને નહીં તો હું મારે રસ્તે ચાલતો થાઉં."

"કુમાર! તમે શું આ ખરૂં બોલો છો?" રત્નવતીએ પુછ્યું.

"મારો એક પણ શબ્દ અસત્ય નથી."

"મારી સરખી વેશ્યાને પટરાણી બનાવી તમે શું કરશો ?"

"તમે વેશ્યા નથી પણ કોઇ દેવાંગના પવિત્ર નારી છો એમ હું માનું છું અને હજુ સુધી તમો કુમારીજ હશો. કોઈ પુરૂષના હસ્તથી તમને ક્ષત થયા નથી એમ હું તમારી આકૃતિ ઉપરથી કહી શકું છું."

"હું વેશ્યા નથી પણ વેશ્યાના ગૃહમાં તો છું"

"તે શું થયું ? કોઇ રાજકન્યા કિંવા કોઇ ઉચ્ચ કુળની બ્રાહ્મણ કે વણિકની પુત્રી હશો અને દૈવ યોગે તમો અહીંઆ આવી પડયાં હશો તો હવે સમય વર્તી તમો મારી આ માગણીને આધીન થાઓ. તેમાં તમને કોઇ પ્રકારની અડચણ નથી."

"કુમાર ! તમારા આશ્વાસનના શબ્દો કાંઈક મીઠાશ આપે છે. પણ તેમાં થોડીક અશુદ્ધતા છે."

"તે શું છે ?"

આ સમયે દાસીઓને આસપાસ બીજા કામમાં રોકી દેવામાં આવી અને આ ખંડમાં માત્ર બેજ જણાં કમલસેન અને કુસુમશ્રી રહ્યાં.

"તે હું પ્રકટ કરીશ. પણ પ્રતિજ્ઞા કરો. તમારા ઇષ્ટના સપથ લ્યો કે તમારે આ પ્રહરમાં અત્યારે મારા સાથે કશી ક્રિડાની ઈચ્છા કરવી નહીં."

"તમે ખુશીથી તમારો ઇતિહાસ કહો."

"કહું છું. પણ જુઓ યદિ તમે કશા પ્રકારની હિલચાલ કરી તો જુઓ આ કટારથી હું તમારો જાન લઇશ."

રત્નવતીએ પોતાનાં અંબરમાં છુપાવેલી કટાર કાઢીને બતાવી. તે આ કટારને હંમેશા પોતાના પાસે રાખતી કે શીયલ ભંગનો કોઇ પ્રસંગ અચાનક આવી પહોંચે તો શીયલ ભંગ કરનારાનો પ્રાણ લેવાય અને કાંતો પોતાનો પ્રાણ દેવાય. કમલસેન આ કટાર જોઈને હબકી ગયો તેણે મનમાં કોટિશ ધન્યવાદ આપ્યા કે 'ખરે! વારાંગના સખી! તું કોઇ વીર રમણી છે.' પણ તે કૃત્રિમ હીમત લાવીને બોલ્યો.

"સુંદરિ! તમારી તે કટાર મેં જોઇ છે. તમારૂં શીલ ભંગ કરવાનો મારો કોઈ ઇરાદો નથી. છતાં તમે એમ ન સમજતાં કે હું તે કટારથી ડરી જાઉ તેમ છું. મારી એક મુઠીનો પ્રહાર તે કટારના ટુકડા કરી શકે તેમ છે."

"વીર પુત્ર! તમારી એક મુઠી તે કટારના ટુકડા કરી શકશે તે ખરૂં હશે તો પણ તમે એમ ન સમજતાં કે હું એક હલકી કોટીની નારી છું ને તમારી જબર જસ્તીમાં લેવાય જાઉં તેમ છું. કદિ તમે મારી તે કટાર ચુરા કરશો તો તે કટારના ચુરા મારા પ્રાણ કાઢી નાંખવાને તો અશક્ત નહીંજ બને. તે તમારે નકી સમજવું."

"તે ભલે. પણ હવે તે વાત જવા દયો. મેં સપથ લીધા છે કે હું તમારૂં શીલ ભંગ કરવાનો નથી પછી શું? તમારો વૃતાંત ઇતિહાસ કહો."

"વીર કુમાર! તમે મારી ઇચ્છા કરતા હો તો ભલે પણ તે બનવું અસંભવિત છે તમે જાણતા નહીં હો કે હું તમારા સરખાજ એક ઉત્તમ કુલીન નરની ધર્મપત્નિ થઇ

ચુકી છું અને દૈવયોગે તેનાથી વિખુટી પડી અહીંઆ આ દુષ્ટના હાથમાં સપડાયેલી છું."

"તે કયા પુરૂષ છે ?"

"તે હું કહું પણ તમે મને અભયદાન આપો કે આ દુષ્ટના હાથમાંથી મને છોડાવીને તમારી બહેન તરીકે ગણી લેવી અને મને મારા શ્વસુરને ત્યાં પહોંચતી કરવી."

"હું તેવી પ્રતિજ્ઞા લઇશ પણ તમે મને પ્રથમ તમારા સ્વામિની પીછાન કરાવો."

"તમે પ્રતિજ્ઞા લ્યો કિંવા ન લ્યો. ક્ષત્રીય પુત્રો હંમેશા કંઇક સાત્વિક ભાવવાળા હોય છે એવી મને ખાત્રી છે. માટે હું જણાવું છું કે હું વસંતપુરના દેવદત્ત નામના વણિકની પુત્રી છું અને તેજ નગરના વસંતસેન નામના વણિક પુત્રની હું સ્ત્રી છું."

"હું બહુ આશ્ચર્ય પામુ છું કે તમે વણિક કન્યા કયી જાળથી અહીંઆ ફસાયેલાં છો..!"

રત્નવતીએ પોતાનું વૃતાંત જેવી રીતે પુષ્પાને કહી સંભળાવ્યું હતું તેવી રીતે કહી સંભળાવ્યું. કમલસેને તે પ્રીતિથી સાંભળ્યું પણ તે સાંભળવાથી તેને એમ ન જણાયું કે આજ તે મહારાજ વીરસેનની પત્નિ છે. તેને આ રત્નવતીની કથા સાચી લાગી તેમાં તેને શંકા જણાઈ નહીં તેથી તેણે કુસુમશ્રી છે એવો જે તેના મનમાં કાંઇક ઉંડો શંશય હતો તે ત્યજી દીધો. પછી તે બોલ્યો.

" તમે જ્યારે વણીક પુત્રી છો ત્યારે તો મારી પટરાણી થવામાં તમને કશો વાંધો નથી. તમારા પતિ તો સમુદ્રમાં ડુબી ગયા હશે અને જેમ તમે જળચર પ્રાણીનાં ભક્ષ થયાં હતાં તેમ તમારા સ્વામિની પણ તેજ ગતિ થઇ હશે. માટે તમે અહીંયાથી છુટીને મારે ત્યાં આવો. "

" તમે ક્ષત્રીય નામને કલંક લગાડો છો. હજુ પટરાણી શબ્દ મુકતા નથી. જો તમારી બહેન કરીને આશ્રય આપવો હોય તોભલે નહીં તો જે કામ માટે આવ્યા છો તે કામ પુરૂં કરી ચાલ્યા જાઓ. " રત્નવતી છંછેડાઇ ગઈ તુરતજ તેણે દાસીઓને બોલાવી. દાસીઓ દોડતી આવી અને આજ્ઞાની રાહ જોવા લાગી. રત્નવતીએ તેને સૌને દ્રાક્ષાસવ લાવવાનું કહ્યું. તે મુખ ફેરવી કુમારને સંબંધી બોલી.

" કુમાર ! સિંહલદ્વીપનો આ ઉંચો દ્રાક્ષાસવ છે તેનું પાન કરો પછી તમારી ઈચ્છા પુરી કરવામાં આવશે. દાસીઓ આ ગૃહસ્થ દ્રાક્ષાસવનું પાન ન કરે તો તેને આગ્રહ પૂર્વક પીવરાવો. પછી તેની સાથે જે આપણે વ્યવહાર કરવો હશે તે કરીશું." રત્નવતીની આજ્ઞા થતાંજ ટર્કશાઓ-દાસીઓ વછુટી અને કમલસેનના હાથને સાહ્યા. હવે આ વખતે એક બનાવ બન્યો. શુકરાજ જે આ ખંડમાં ઉંચે પીંજરા ઉપર બેઠો હતો-તે રત્નવતી અને કમલસેનનો વાર્તાલાપ થતો હતો તે સાંભળતો હતો. પ્રથમ તો સર્વે દાસીઓ જે વખતે ખંડમાંથી ચાલી ગઇ તે વખતે શુકરાજ કાંઇક વિસ્મય પામ્યો હતો

પણ જ્યારે તેણે કુસુમશ્રીની છેવટની ટેક જોઇ ત્યારે તે શાંતિને પામ્યો. પછી દાસીઓને તે નવીન પુરૂષ સાથે રીકઝીક કરતી જોઇ ત્યારે શુકરાજે પીંજરામાંથી ચીચીઆટી કરી તે ચીચીઆટી સાંભળીને એકાદ બે દાસીઓએ પીંજરા પાસે આવીને તેમાંથી શુકરાજને બહાર કાઢયો. ચતુર પક્ષીને આ વિકટ સમામાં નિદ્રા પણ ન હતી. તે પીંજરામાંથી બહાર નીકળ્યો અને તે જાર પુરૂષના સામેની એક અટારી ઉપર આવીને બેઠો. શુકરાજે તે યુવકની મુખાકૃતિને જોઇ તો તેને કાંઇક યાદ આવ્યું. સ્મરણ થવાથી તે બોલ્યો.

'અરિકેસરી ભૂપનો, જાસુસ તાપસ આ જાર;
ચારિત્ર્ય ભ્રષ્ટ કરીને, આવ્યો શું આ દ્વાર?'

કમલસેન આ પરિચીત પક્ષીરાજનો સૂર સૂણીને દાસીઓના હાથમાંથી છુટી શુકરાજ પાસે આવીને ઉભો અને બોલ્યો.

'સુન્દર ઉપવનમાં વિહરતો, તાપસનો સજ્જન સાથ.
વેશ્યાગૃહે ઢુંઢતો આવ્યો. ચતુર શુક તુજ કાજ.'

પક્ષી બોલ્યો.

'કુસુમ કાન્ત કયાં ? કયાં તુજ તાપસનો વાસ.
કુસુમ દર્શન દઉં, સુજવીરને મેલવ મુજ પાસ.'

કમલસેન બોલ્યો.

વીર મુજ પાસ વસે, કુસુમ દર્શન દો રાજ.
હું વીર કુસુમ મેળવી, ઈચ્છું મારાં અભીષ્ટ કાજ;

કુસુમશ્રી આ સમયે આ ખંડમાં ન હતી. શુકરાજ બોલ્યો

વીરને લઇને આવજો, કાલ તમે આ ઠામ.
કુસુમને મેળવીશ હું થાશે કાજતમ અભિરામ.

કમલસેન બોલ્યો

જય જય કુસુમ, જય જય કુસુમકાન્ત.
જય જય કુસુમ, જય જય કુસુમ કાન્ત.

શુકરાજે પણ ધ્વની કરી.

જય જય કુસુમ, જય જય કુસુમકાન્ત.
જય જય કુસુમ, જય જય કુસુમકાન્ત.

આ ધ્વનિનો સૂર ઉપરના ખંડમાં પહોંચ્યો. પોતાનો જયકાર આ કોણ બોલે છે તે જોવાને તે નીચે ઉતરી અને પુનઃ તે ખંડમાં આવી. કમલસેને દ્રાક્ષાસવ પીધો ન હતો અને તે જયજયકાર બોલતો નાચતો હતો. આ નાટારંભનો ગુપ્તભેદ કુસુમશ્રી સમજી શકી નહીં. પ્રાતઃકાળ થઇ ગયો. નિત્ય દિવસ જાર પુરૂષને જલ્દી રજા આપવામાં આવે છે અને હજુ આજે કેમ પુરૂષ નીચે ઉતર્યો નહીં એ કુતુહલથી પુષ્પા ઉપર આવી. જોતજોતામાં અરૂણોદય થઇ ગયો અને તુરતજ પુષ્પાની ધમકીથી કમલસેનને રજા આપવામાં આવી.

કમલસેન પોતાના આવાસે આવ્યો ત્યાં પોતાના સખાની રાહ જોતો વીરસેન સ્હવારના શૌચ કાર્યથી પરવારી બેઠો હતો. બન્ને મિત્રો સાથે બેઠા અને કમલસેને રાત્રિના અદ્ભુત કુતુહલની વાત કરી અને છેવટે મનુષ્ય વાણીના પેલા શુકરાજની સાથે બનેલા બનાવની પણ વીગત

કહી બતાવી. તે સુણીને વીરસેનના હૃદયમાં કાંઇક નવીન કુતુહલ ઉત્પન્ન થયું તેણે જાણ્યું કે રખેને તે મારો પ્રિય પક્ષી હોયની ?

વિચારમાં ને વિચારમાં દિવસ વ્યતિત થઇગયો અને રાત્રિ પડી ગઇ. તેજ રાત્રિના વીરસેન સજ્જ થઈને પુષ્પાને ત્યાં આવી ચઢયો.

દિવસના શુકરાજે કુસુમશ્રીને વીરસેનનો વૃતાંત કહ્યો હતો કે ગત રાત્રિએ આવેલો પુરૂષ આજ રાત્રિના અવશ્ય વીર-સેનને અહીંઆ લાવવાનો છે. સ્વામિ આજે મળશે આ સમાચારથી કુસુમશ્રી આનન્દ માનવા લાગી પણ પોતાને એક વેશ્યા ગૃહે જોઇને તે મારા માટે શા વિચાર બાંધશે એવી કલ્પનામાં તેના હોશ ઉડી ગયા અને તે ઉદાસ બની ગઇ. તેણે આખો દિવસ શૂન્યકાર બનીને ઇષ્ટનું સ્મરણ કરતાં ગાળી કાઢયો. રાત્રિ પડી ત્યાં દ્વાર ઉપર વીરસેન આવવાના સમાચાર દાસી ઉપર લાવી. ખુશીથી તે પુરૂષને ઉપર લાવો અને આજે બધા પુરૂષોને ભોગ ભોગવાવાય છે તે રીતે આ પુરૂષને નહીં ભોગવાવતાં સત્વર ચોથા ખંડમાં લાવો. વીરસેન ઉપર આવી પહોંચ્યો. કુસુમશ્રીએ એક સાદી શ્વેત સાડી પહેરી હતી અને આંખોમાં આંસુઓ ભર્યાં હતાં. તેનું અંતર તેને ધીરજ આપતું હતું. પણ તે ધીરજ ધરી શકતી ન હતી. બધી દાસીઓ બાજુએ ખસી ગઈ અને કુસુમશ્રી માત્ર એકજ કુમારની સેવામાં રોકાઇ. વીરસેન વિચાર કરવા લાગ્યો કે આ વારાંગના હોય નહીં. કમલસેને

જે અનેક ઉપભોગની વાત કરીછે તેમાંનું હું અહીંઆ કાંઇ જોઇ શકતો નથી. અરે! તેણે વર્ણવ્યા તેવા આ વણિક કન્યાનાં શૃંગાર અને આભૂષણુ પણ નથી. તેણે ધીમેથી તે શ્વેત વસ્ત્ર ધારી ઉદાસીન નારી પ્રત્યે કહ્યું "સુંદરી! ઉદાસી થાઓ નહીં. કાલે જે પુરૂષ અહીં આવ્યો હતો તે મારો નાનો ભાઇ હતો તેની પ્રેરણાથી આજે હું અહીંઆ આવ્યો છું. તમને દુ:ખમાંથી છોડાવીશ અને આ દુષ્ટાના હસ્તેથી મુક્ત કરીશ. મને પેલો મનુષ્ય વાણી બોલતો શુકરાજ બતાવો. તેણે મારી પત્નિને મેળવી આપવાનું મારા મિત્રને વચન આપ્યું છે. માટે સત્વર તે શુકરાજને અહીંઆ લાવો. લથડતે પગે રત્નવતી ચાલી તેણે એક દાસીને કહી શુકનું પાંજરૂં જે આજે બીજા ખંડમાં રાખવામાં આવ્યું હતું તે મંગાવ્યું. કુસુમશ્રી પોતાના કાન્તને પ્રત્યક્ષ જોઇને પણ તેને બોલાવી શકતી નથી એ સમયનું કાર્ય છે. શુકરાજ પીંજરામાંથી મુક્ત થયો અને કુમારને પીછાની તેના પગમાં લેટવા લાગ્યો. કુમારે પુછ્યું.

"શુકરાજ! અહીંઆ વેશ્યાના ગૃહે ક્યાંથી? પ્રિય રત્ન! આજે તને જોઇને મને બહુ આનન્દ થાય છે અરે! તું મારૂં જ પ્રિય ધન છે. આવ તને મારી છાતી સાથે ચાંપું."

"મહારાજ! કુશળ છો?"

"હા! પ્રિય રત્ન કુશળ છું."

"મહારાજ? તમો કાંઇ ખિન્ન જણાવો છો?"

"મારી કુસુમ વિના મને કાંઇ ગમતું નથી. વળી આ વેશ્યા ગૃહે તને જોઇને મને વધારે ખેદ થાય છે. કુસુમશ્રી

સાગરમાંથી સજીવન નીકળી છે કે નહીં તે જણાવ. આ વણિક કન્યાની મુખાકૃતિ કાંઇક કુસુમને મળતી આવે છે તેથી કુસુમના સ્મરણે મારી વિવેક બુદ્ધિ બહેર મારી ગઇ છે."

"તમે અમને ક્ષમા કરો તો હું તમને કુસુમ બતાવું."

"કુસુમશ્રીને અને તને ક્ષમાજ છે. તે ક્યાં છે?"

શ્વેત વસ્ત્ર ધારી ઉદાસીન્ યુવતિ તે કુમારના ચરણમાં તત્-ક્ષણે નમી પડી. શુકરાજે પણ ચીચીઆરી કરી કે—

જય જય કુસુમ, જય જય કુસુમકાન્ત;
જય જય કુસુમ, જય જય કુસુમકાન્ત;

વીરસેને વિલંબ કર્યો નહીં. તુરતજ પોતાની પ્રિયતમા કુસુમશ્રીને પીછાની લીધી અને તેને આશ્વાસન આપી ઉભી કરી. પણ અફસોસ કે આ સતી સાધ્વી સ્રીને જોઇએ તેવું તે વીરપુત્રે માન આપ્યું નહીં.

પોતાની વસ્તુ પ્રત્યે હરએક મનુષ્યને વારંવાર શંશય શીલતા ઉત્પન્ન થાય છે. આ સ્થળે અન્ય કોઇ સ્ત્રી હોત તો અવશ્ય તેને પવિત્ર માનવામાં આવતે પણ તે પોતાનીજ સ્ત્રી છે અને તે પવિત્ર છે એમ તેને જણાવ્યું ત્યારે તેણે તેને સત્કારી નહીં અને ઉલટી તેના તરફ કંઇક દોષ ભરી દ્રષ્ટિ નાંખી. તે પક્ષીરાજ તરફ જરા કોપિત સૂરે બોલ્યો "પક્ષીરાજ! મારી પ્રિયત્તમાને આમ વેશ્યા ગૃહે રહેવા દીધી તે યોગ્ય કર્યું નથી."

શુકરાજ બોલ્યો.

"क्रोधः परितापकारः सर्वस्योद्वेगकारकः क्रोधः वैरानुषंग जनकः क्रोधः। क्रोधः सुगतिहन्ता।

શાન્ત થાઓ મહારાજ! અમારા પ્રારબ્ધની કહાણી સાંભળો. એમાં મારો અને મારી રાજભગિનિનો કશો દોષ નથી." "શુકરાજ! હું તમારૂં સાંભળવાનો નથી. તમે કલંકિત થયાં છો" તિરસ્કાર કરીને વીરસેન તો ઝડપથી નીચે ઉતરી ગયો. પ્રેમનો પાશ તોડતાં કુસુમશ્રીના પવિત્ર અને કુમળાં હૃદય ઉપર પાકુ પ્રહાર કરીને તે ચાલી નીકળ્યો.

રાત્રિના દશેકનો સુમાર હશે તે સમયે તે પુષ્પાના મકાનમાંથી નીકળ્યો કુસુમશ્રી રડતી અને વિમાસતી રહી શુકરાજ પાસે તેણે ઘણું આક્રંદ કર્યું "અરેરે! શુકરાજ! તેં મને વિષપાન કરાવીને પ્રાણ મુક્ત કેમ ન કરી? હું હત ભાગિનિ રાજપુરૂષના તિરસ્કારથી હણાઇ ગઇ." શુકરાજ તેને આશ્વાસન આપવા લાગ્યો. તે બોલ્યો. "પ્રિય ભગિનિ અફસોસ કરો નહીં. તમે પવિત્ર છો અને મહારાજ અત્રે આજ નગરમાં છે તો પછી ફરી ભેટાનો હું યોગ કરાવી આપીશ."

શુકરાજના આશ્વાસનથી કુસુમશ્રીનું આક્રંદ કાંઇક નરમ પડયું. તે ચીરકાલની દુઃખિનિ રાજબાળા શોકના ભાર માં કચરાઇ ગઇ. શુકરાજ વિમાસતો વિમાસતો વિરામ પામ્યો અને આ રીતે તે ત્રિપુટીના ભેટાનો પુનઃ અંત આવ્યો.



# પ્રકરણ ૨૩ મું.



## દૈવની માયા.




તાની પ્રિય આણા પત્નિને વેશ્યાના ગૃહમાં તિરસ્કારીને કુમાર રોષમાં ને રોષમાં પોતાના આવાસ ભણી ચાલ્યો. હવે આવાસ તરફ જતાં રસ્તાની મધ્યમાં રાજાના મહેલો આવતા હતા ત્યાં આવી પહોંચતાં એક કૌતુક તેના જોવામાં આવ્યું. રાજ્ય મહાલયમાં ગભરાટ ફેલાયો છે. જ્યાં ત્યાં ગાડી ઘોડાની ઠઠ્ઠ થએલી છે અને રાજ્યના મોટા મોટા અધિકારીઓ કોઈ ક્યાં તો કોઈ ક્યાં એવી રીતના ઉદ્વિગ્ન ચ્હેરે અહીં તહીં ફરી રહ્યા છે. શું કરવું તે કોઇને સૂજતું નથી. અંતઃપુરનો રાણીવાસ પણ બધો શોકાતુર થઈને મહારાજના પલંગ પાસે આંસુપાત કરતો ઉભો છે. અનેક શાસ્ત્રી ભુવાઓ, વેદીઆઓ, ગારૂડીઓ અને મંત્ર શાસ્ત્રીઓની ધમાલ મચી રહી છે. બે ચાર કલાક થયાં આ ધાંધલ મચી રહ્યું છે. વીરસેને તે જોઇને રાજ્ય મહાલયના દ્વારપાળ આગળ આવી આ બધું શું ધાંધલ છે તે પુછ્યું. દ્વારપાળે જવાબ આપ્યો કે ભાઇ થોડા વખત પહેલાં તો રાજા સાહેબને કાંઇ ઉપાધિ ન હતી. તેઓ રાજ્ય કારભારમાંથી હમણા આવીને પરવા-

રી અંતઃપુરમાં આરામ લેવાને ગયા. તેવામાં એકા એક અંત્રિક્ષથી કાંઇ એવો ઉપદ્રવ બન્યો કે રાજા સાહેબના સર્વે અંગો બંધાઇ ગયાં. તે એવાં મજબુત બન્ધનથી બંધાયાં છે કે તે કોઇથી છોડી શકાતાં નથી. બન્ધનકાપી નાંખવાને શસ્ત્રોનો ઉપયોગ કર્યો પણ તે વ્યર્થ યુક્તિ પ્રયુક્તિ કરી, મંત્રક્રિયા કરી પણ તે બધું નકામું થયું છે. એ બંધન હોય તો ભલે તેથી કાંઇ પણ ઉપદ્રવ નહીં પણ બન્ધને કોઇ દેવના એવાં કારમાં જણાય છે કે તે બન્ધન મહારાજાના અંગને અતિશય વેદના કરાવે છે. હજારો વીંછુનાં ડંખો થતા હોય કે કાંટાઓ શરીરમાં ભોંકાતાં હોય કે સર્પની વિષ જ્વાળાઓ શરીર ઉપર ઝઝુમતી હોય તેના સરખી વેદના આ નિબિડ બન્ધનથી થાય છે અને તેથી રાજા બહુ દુઃખ પામે છે. તેનો કશો ઉપાય જણાતો નથી.” દ્વારપાળ પાસેથી હકીકત સાંભળીને આશ્ચર્ય પામતો વીરસેન કોઇને પૂછયા વિના આ કૌતુકના ખબર સાંભળી બને તો એ બન્ધનમાંથી મહારાજને મુક્ત કરવાના અભિલાષથી અંદર ચાલ્યો. ચોકીઓ વટાવતો અને અનેક અધિકારી સરદારો વચ્ચે થઇને પસાર થતો તે ઠેઠ જ્યાં મહારાજ અંતરવાસમાં બુમબાટ પાડતાં દુઃખદ સ્થિતિમાં પડયા છે ત્યાં આવી પહોંચ્યો.

રાજા પાસે આવીને સૌની મધ્યમાં વીરસેન બેસી ગયો. આશ્ચર્ય તો એ છે કે એવી ગભરામણની સ્થિતિ હતી કે વીરસેન કોણ છે અને શું કરે છે તેનો કોઇએ ભાવ પણ પૂછયો નહીં. વીરસેને આવીને રાજાનાં બન્ધન તપાસ્યાં તો

તેણે જાણ્યું કે અવશ્ય આમાં કોઈ અંત્રિક્ષ સત્તાનું કર્તા પણું છે. તુરતજ તેવણે વિશુદ્ધ મનથી પ્રાર્થના કરી કે,

"હે અંત્રિક્ષદેવો! મહારાજના બન્ધનનું દુઃખ હું જોઈ શકતો નથી. જે કોઇ દિવ્ય શકિતએ મહારાજના કોઇ અપરાધની શિક્ષા નિમિત્તે આ કાર્ય કર્યું હોય તેમને પ્રત્યુત્તર આપો. તે શકિતને જે ભોગ જોઈતો હશે તે હું આપીશ મારાં વચનની શ્રી પાર્દ્રદેવી સાક્ષી છે.

કુમારના આ પ્રાર્થનાના શબ્દો જાણે કોઇ સત્તા એ સૂણ્યા હોય તેમ તુરતજ અંત્રિક્ષમાંથી કાંઇ શબ્દો સંભળાયા.

"હે લોકો! સૌ પોત પોતાને ઘેર જાઓ. ભુપતિના પ્રાણ લેવાનો મેં નિશ્ચય કર્યો છે તેમાં કોઇનો ઉપાય નથી. સૌ ઘેર જઇને પોત પોતાના કામે લાગો."

આકાશ મંડલની આ વાણી સાંભળીને વીરસેને અનુચરો પાસે ધુપ ને દીપ વિગેરે મંગાવ્યા તેને પ્રકટાવી તે શુર પુત્ર બોલ્યો.

"હે દેવ! તમે જે હો તે તમને મારા નમસ્કાર હજો! તમે પ્રત્યક્ષ થઇને વાત કરો. આ રાજાને શા માટે દુઃખમાં નાંખ્યા છે તમારી જે વાંચ્છના હોય તે જણાવો. હું પુનઃ પુનઃ કહું છું શ્રી પાર્દ્રદેવીની કૃપાથી આપને જે ભોગ જોઇતો હશે તે આપીશ."

કુમારના વિનય વચન સુણીને આકાશની એક અંત્રિક્ષ સત્તા એક વિકાળ સ્વરૂપમાં સડસેડાટ કરતી ઉતરી આવી. લોકો શ્યામ ને બિહામણું સ્વરૂપ જોઇ ભયભીત બની ગયા

આ દેવ મૂર્તિ કેવળ શ્યામ હતી અનેક રૂંઢમાળાઓ ધારણ કરી હતી. કોઇ યમના દૂત સરખો તેનો વેશ હતો હાથમાં અનેક પ્રકારના આયુધો આવી રહ્યાં હતાં. આ પ્રચંડ સ્વરૂપ જોઇને સૌ આવાસમાંથી નાસી ગયાં. વીરસેન બે હસ્ત જોડીને દેવની વિનંતિ કરતો ઉભો રહ્યો. દેવે આવીને તત્ક્ષણે એક મોટું સિંહાસન અંત્રિક્ષથી મંગાવી તે ઉપર આસન લીધું. પછી કુમારે તેને કહ્યું.

"હે સુરલોકના દિવ્યપુરૂષ! આપ મહા પુરૂષોને કોપ હોય નહીં. રાજાના જે અપરાધ હોય તે ક્ષમા કરો ને તેને આ બન્ધનમાંથી મુક્ત કરો."

તે વિકરાળ સ્વરૂપના દેવે કહ્યું, "હે કુમાર! તું આ શું બોલે છે? આ રાજા મહા પાપીષ્ઠ છે તે તારો દુશ્મન છે તેને તું શા માટે મુકત કરાવવા માગે છે દુશ્મન ઉપર ઉપકાર કરવો સારો નથી"

કુમારે કહ્યું "હે મહાપુરૂષ! આ વિશ્વમાં મારે કોઇ દુશ્મન નથી તો પછી આ રાજા કે જે મારા ઉપર ઘણી પ્રીતિ રાખે છે અને આજે થોડાકજ સમયમાં હું તેના નગરમાં આવીને વસ્યો છું તે મારો દુશ્મન શી રીતે હોય તેની મને સમજ પડતી નથી માટે આપ તે કૃપા કરીને જણાવો."

દેવે કહ્યું "હે કુમાર! યાદ કર, કુસુમાવતીના ઉદ્યાનમાંથી તારાં અશ્વ અને પલંગ હરાઇ ગયાં છે? તે વસ્તુઓ વિદ્યાધર સરખા આ રાજાએ હરણ કરી છે. તેના યોગે તમો સમુદ્રમાં પડયાં અને કુસુમશ્રી જેવી સતી સાધ્વીનો તમારે

વિયોગ થયો. એ મહા દુઃખ આ પાપમતિના આચરણથી થયું છે માટે હું તેને કદિ છોડવાનો નથી. આ મુદ્દગળથી તે પાપમતિના શીરના ટુકડે ટુકડા કરવાનેજ હું અહીંઆ આવેલો છું. બોલ કુમાર! તારો શો ભાર છે? તેનું હનન કર્યા વિના હું અહીંથી જવાનો નથી.” આવાં કોપિત વાકયો બોલીને તે ભયંકર સ્વરૂપનો દેવ તો રાજાના શીર ઉપર પ્રહાર કરવાને મુદ્દગળ ઉગામીને રાજા પ્રત્યે ધસ્યો પણ વીરસેન કુમાર આડો આવીને ઉભો રહી વિનવવા લાગ્યો ‘ હે કૃપાળુ! ક્ષમા કરો. અવગુણ ઉપર ગુણ કરવો એ સજ્જનનો અભ્યાસ હોય છે. મારા એ અભ્યાસમાંથી હું છુટી શકીશ નહીં. આપ મારા ખાતર એ રાજાને ક્ષમા આપી તેની રક્ષા કરો. તેનાં બન્ધનને તોડી નાંખો.”

“ હે કુમાર! તેનું હનન કરવુંજ ઉચિત છે. પાપી વૃક્ષોનાં મુળીઆંને જડમાંથી ખેંચી કાઢવા એજ અમારો ધર્મ છે.”

“ નહી! નહી! તેમ નહીં બને. જો રાજાનું હનન કરવા માંગતા હો તો પ્રથમ આ બાળકનુંજ હનન કરો.”

“ કુમાર! કોઈ રીતે હું તેને છોડવાનો નથી. માત્ર એકજ રસ્તો છે કે જેથી તેની મુક્તિ થાય.

“ તે રસ્તો અનુગ્રહ કરીને બતાવો.”

“ તારાં અશ્વ અને પલંગ લાવીને મારી સન્મુખમાં તને સોંપે તોજ હું તેને છોડવાનો છું.

“ મહારાજ! તે તો તે આપશે જ.”

"નહીં, મારી સન્મુખજ સોંપાવા જોઇએ."

દેવના આગ્રહથી તુરતજ રાજાના અમાત્ય અને મંત્રી હયશાળામાં ગયા ને ત્યાંથી હય લઈ આવ્યા. રાણીવાસમાંથી પલંગ પણ લાવીને હાજર કર્યો. તેને જોઇ દેવ બોલ્યો. "કુમાર! તારી તે વસ્તુઓ સંભાળી લે. હવે હું જાઉં છું. એ રાજાનો વધ હું કરતો નથી. તેના બન્ધનો છોડવાને મને અધિકાર નથી. તે બન્ધનો શ્રી કુલદેવી આવીને છોડશે એટલે છુટશે." એમ કહીને તે દેવ તુરતજ અંતર્ધ્યાન થઇ ગયો ને તેની જગ્યાએ એક દિવ્ય નારી સ્વરૂપ આવીને સિંહાસન ઉપર ખડું થયું. વીરસેન કુમારે તેના ચરણમાં દણ્ડવત્ કર્યાં. તે દિવ્ય સ્વરૂપે મંદ મંદ હાસ્ય કરીને પ્રીતિપૂર્ણ સંબોધનથી વીરસેનને કહ્યું "હે વત્સ! તું આ મારા સ્વરૂપને પીછાને છે?"

"આપના પરમ ભગવત સ્વરૂપને હું પીછાની શકતો નથી."

"શ્રી પાર્દ્ર દેવીનું સ્મરણ કર. કુસુમાવતીના ઉદ્યાનની અધિષ્ટાત્રી, સાગરમાં આશ્વાસન અને સહાય દેનારી અને અહીંઆ હવે તારાં કર્મનાં સર્વ બન્ધનો પૂરાં થાય છે એટલે તારો ઉદ્ધાર કરવાને આવેલી હું શ્રીપાર્દ્ર દેવી છું."

"જય જય માતા! જય જય આપના પરમ પુનિત ચરણમાં સાષ્ટાંગ દણ્ડવત હજો."

"બેટા! સર્વ સુખ સંપતિ પામો."

"માતા! આ રાજાના બન્ધનને તોડી નાંખો."

"વત્સ! તે છુટે તેમ નથી."

"કોઈ પ્રયાસે છુટે તેમ નથી?"

" હા, એક પ્રયાસ છે, તારી પતિધર્મ પરાયણા નારી કુસુમશ્રી આવીને પોતાનાં પતિવ્રતરૂપી પૂન્યની અંજલિ આ રાજાના બન્ધન ઉપર છાંટે તો તુરતજ આ બન્ધન છુટી જાય તેમ છે."

" મહાદેવી! તે નારી ક્યાં મળે? તે તો સાગરના ઉદરમાં સમાઇ ગઈ છે."

" નહીં વીર! તું ભુલે છે. પુષ્પા વેશ્યાને ત્યાં જે હત-ભાગિનિ રમણીનો તું તિરસ્કાર કરીને આવ્યો છે તેજ તારી પતિવ્રતા નારી કુસુમશ્રી છે."

" વેશ્યાના ગૃહમાં રહેલી નારી શુધ્ધ કેવી રીતે રહી હશે?"

" ખારા સમુદ્રમાં અને મહાન્ વિષધારી જળચરો જેમાં વસે છે તેવા ઉદધિમાં દેવોએ અમૃતની આશા શી રીતે રાખી હશે?"

" ક્ષમા કરો, માજી! સાગરમાંથી અમૃત નીકળે તો વેશ્યાના ગૃહમાં પણ તે નારી શુધ્ધ રહી હોય."

" તો પછી તે શુધ્ધ નારીની શુધ્ધતાના પૂન્યેજ આ રાજાના નિવિડ બન્ધન ત્રુટી જશે."

" માતા! પણ વેશ્યા ગૃહે પગલાં ભરતાં મારો જી-વજ કંપે છે."

" તો પછી તારી નિર્દોષ નારીનો ઉધ્ધાર નથી અને ન-રેશની બન્ધનથી મુક્તિ થવાની નથી."

" ત્યારે શી આજ્ઞા છે?"

" કુસુમશ્રીને વિના વિલંબે કોઇ પ્રકારના શંશય વિના અહીંઆ તેડી લાવો. તે પરમ સાધ્વી છે, તેના પતિવૃતના સરખું પતિવૃત પાળનારી આ લોકમાં કોઇ સુન્દરિ નથી. તે સર્વ સતી નારી કુલના શિરોમણી રૂપ છે. તે મારી પ્રિય પુત્રી પોતાના પુન્યથી આ રાજાના બન્ધ છોડશે અને જગતમાં યશ વિસ્તારશે. પછી તું તે રમણી સાથે તારા પુરમાં સુખેથી જા અને ત્યાં અનન્ત કાળ સુધી દીર્ઘાયુષ્ય ભોગવી વિસ્તૃત સામ્રાજ્ય ભોગવ. "

" અસ્તુ. માતા ! આપને નમન હો. "

" કુશળ ભવતુ. હવે હું જાઉં છું. "

દેવી અંતર્ધ્યાન બની ગયાં. જય જય થઇ રહ્યો અમાત્ય અને પંડિતો વિગેરે મોટા મોટા સરદારો પુષ્પાના ગૃહે આવી પહોંચ્યા. વીરસેન પ્રમુખ સ્થાને હતો. પુષ્પાનાં દ્વાર એકદમ ઉઘડાવ્યાં. શુકરાજ ચિન્તામાં જાગતો હતો અને શ્રીમતી કુસુમશ્રી કાઉસગ્ગ ધ્યાને પરમાત્મ સ્વરૂપમાં તલ્લીન બની ગઇ હતી. વીરસેનને આવતો જોઇને શુકરાજે કુસુમશ્રીને ધ્યાનમાંથી જાગૃત કરી અને તે દિવ્ય પુરૂપ પાછો આપને તેડી જવા આવે છે એવી વધામણી આપી. આશાના અમોઘમાં ખેચાઇને ઉત્કંઠે કુસુમશ્રી પ્રિયત્તમની રાહ જોઇ રહી. મંત્રીઓએ આવીને કુસુમશ્રીને નીચે પધારવા વિનતિ કરી. શુકરાજ પીંજરામાંથી ઉડી નીકળ્યો. તેને સંગાથે લઇને દેવી સરખી તે રમણી નીચે આવી ને વીરસેનના પગમાં પુનપ્રણામ કરીને પડી. સૌની સમક્ષમાં રામ જેમ સીતાને હેયા

સાથે ચાંપે તેમ કુસુમશ્રીને વીરસેને હૃદય સાથે ચાંપી તેને સત્કારીને સાથે લઇ વીરસેન અને સૌ મંત્રીઓ પાછા રાજ્યમહાલયમાં આવ્યા. ત્યાં રાજા બન્ધનમાં સહજ વેદના પામતો હતો તેની પાસે આવીને કુસુમશ્રીએ જલની અંજલિ લઇને રાજાનાં બન્ધન ઉપર છાંટીને કહ્યું "જો વેશ્યાના ગૃહમાં પણ મન વચન અને કાયાએ કરીને હું પવિત્ર રહી હોઉં તો શ્રી પાર્વદેવીના અનુગ્રહથી મારા પિતા તુલ્ય આ મહારાજાધિરાજના સર્વે બન્ધનો છુટી જજો." વચન સિદ્ધિ થતાં જળની અંજલિથી મહારાજના બન્ધનો છુટી ગયાં. લોખંડના ટુકડાઓ અહીં તહીં વેરાઇ ગયા અને રાજા મુકત થયો. બન્ધનથી મુકત થતાં રાજા તત્ક્ષણ ઉઠયો અને કુસુમશ્રીના ચરણમાં પડયો. કુસુમશ્રીએ વિનયથી તેના હસ્ત ગ્રહીને તેને ઉઠાડયો પછી રાજાએ વીરસેનની ક્ષમા માગી. વીરસેને ઉદાત્ત બુદ્ધિથી કહ્યું "મહારાજ! એમાં આપનો દોષ નથી. મારાં પૂર્વ કર્મનાં ફળ મને મળવાનાં એટલે તેમાં આપ શું કરો. ચાલો હવે સૌ આરામ લ્યો."

સૌ આનંદની સાથે વેરાયાં. કુસુમશ્રીને સાથે લઇ વીરસેન મોટા ઠાઠમાઠ સાથે પોતાના આવાસે આવ્યો. ત્યાં કમલસેન માર્ગ પ્રતીક્ષા કરતો બેઠો હતો. પોતાના મિત્રના મિત્ર અને તેની સાથે યુવતિને આવેલાં જોઇને તે ઘણો આનન્દ પામ્યો. વીરસેને કુસુમશ્રીને કમલસેનની પીછાન કરાવી કે "પિતાશ્રીએ આપણી શોધ માટે મોકલેલા મારા એક

પરમ પ્રિય મિત્રના પ્રાણ તુલ્ય આ સખા છે." બન્ને મળ્યાં. કુસુમશ્રી પિછાની ગઇ કે આ તો પેલા કૌંતલપુરના કુમાર?? બન્ને જણાએ મળી અરસપરસ ક્ષમા માગી અને આનન્દ તથા આશ્ચર્યના સ્વરૂપમાં સૌ ગરકાવ બની ગયાં.

દુઃખનો સમય જતો રહ્યો. એક માસ પૂર્ણ થવાથી રત્નસાર પણ રજા ઉપરથી નોકરી ઉપર આવ્યો. રાજ્ય મહાલયમાં તેને વીરસેન અને તેનાં પત્નિ કુસુમશ્રીના સમાચાર મળ્યા. તે હરખભેર વીરસેનને ઘેર આવ્યો અને આનન્દ ભેર મિત્રને મળ્યો. કુસુમશ્રીના ચરણમાં રત્નસારે નમસ્કાર કર્યા.



# प्रकरण २४ मुं.

## સ્વનગર નિવાસ.

जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसि




જે દિવસે રાજાએ મોટો દરબાર ભર્યો અને તેમાં વીરસેનને ઉમદા પોષાક તથા હસ્તિ ઘોડા અને કેટલોક ખજાનો પારિતોષક આપી અનેક પ્રકારનું આતિથ્ય કર્યું કેટલાક દિવસો તે ચારે સ્નેહિજનો રાજ્યના પરોણાં રહ્યાં અને આનન્દથી દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. એક દિવસ કુસુમશ્રી પોતાના ખંડમાં કાંઇ વાંચવામાં રોકાયેલી હતી તેવામાં કમલસેન ત્યાં આવીને બેઠો. કુસુમશ્રી ભૂતકાળના દુઃખોને વિસારીને હવે સ્વામિના સંગમાં વિનોદિનિ બની ગયાં હતાં. કમલસેન આવ્યો કે તુરતજ કુસુમશ્રીએ કહ્યું “ આવો ! આવો ! કૌતલકુમાર ! પુષ્પાને ઘેર છળવા આવ્યા હતા તેમ અત્યારે છળવા તો નથીઆવ્યા ને ? ”

“ ત્યાં તો તમે વણિકની પુત્રી હતા અને હવે તો મારા મોટી બહેન થયાં છો. ”

" વારૂ. ત્યારે તો તમે મારા નાના ભાઇને ? "

"ના. હુ તો તમારી નાની બ્હેન"

"વળી બીજું જાદુ કર્યું કે શું? બ્હેન કેવી રીતે? જો તમે સ્રીનો પોશાક પહેરો તો તમને સ્રીનો પોશાક સારો ભળે તેમ છો હો !"

" ત્યારે મને સાડી પહેરાવો જોઉં ? "

" આવો પહેરાવું. "

"ના ના આજ નહીં કાલે પહેરાવજો."

આવી તેની વચ્ચે વાતચીત થાય છે તે વખતે બીજા ખંડમા બે મિત્રો બીજી વાતોમા ગુથાયેલા છે,

"મિત્ર રત્નસાર! તમે મારામાટે ઘણો શ્રમ લીધો હો "

"મિત્રનું કર્ત્તવ્ય બજાવ્યાથી વિશેષ તો નહીં ને!"

"તેથી પણ વિશેષ ! કારણ કે પોતાની પત્નિને પણ તમે દુઃખમાં બ્હોર્યાં છે તેનો વિયોગ થયો અને અત્યારે પણ મિત્ર અને મિત્રપત્નિના સહવાસમાં રહીને ગુણીયલ પત્નિનો વિરહ સહો છો."

" બન્ધુ ! તે સર્વે વાત જવા દો. "

"ના, ના, પણ ત્યારે હવે આપણે કમલાવતી ભાભીનું શું કરશુ ?"

"જાય તે સદાને માટે. હવે તેમાં શો ઇલાજ ? આખા દેશમાં ફરી વળ્યો પણ તે વહાલીનો પતો મળ્યો નહીં. અરે! પણ કયાંથી મળે તેનુ શબ જ કોઇ જાનવર લઇ ગયું નહીંતો તેનું શબતો હાથ આવવું જોઇએ."

"તમને તે શબ કદિ મળત, તોયે તેમાં શું વળત ?"

"તો તે શબનો ગાંસડો બાંધીને હું તીર્થે તીર્થે ફરત અને પ્રિયાના દેહને પાવન કરત. જે દેહથી આ દેહ સુખ ભોગવતો તે દેહનો ઉત્તમ રીતે અન્ત્યેષ્ટિ સંસ્કાર કરત. બીજું તો કાંઇ નહીં ?"

"અરેરે ! મિત્રનો કેવો કરૂણરસ ?" વીરસેન બોલ્યો અને તત્ક્ષણે રત્નસાર મૂર્છા ખાઇ નીચે પડ્યો. મિત્રના આ રાજ્ય વૈભવમાં પણ તેના અંતરમાંથી પ્રિયા ખસી નહુતી. મિત્રને બેશુધ્ધ પડેલો જોઇ વીરસેને હાંક મારી 'કુસુમ ! કુસુમ ! દોડો રત્નસારને આ શું થઇ ગયું ?'

વીરસેનની આ હાંક સમયે કમલસેન અને કુસુમશ્રી સાડી પહેરવાનો વિનોદ કરી રહ્યાં હતાં બન્ને જણાં. બહાર દોડી આવ્યાં. કુસુમે રત્નસારનું શીર પોતાના ખોળામાં લીધું અને કમલસેને તેના પગ પોતાના ખોળામાં લીધા. પાંચ દશ અવધિઓ પછી તેને સહજ શુદ્ધિ વળી. નેત્રો ખોલીને તેણે એક મીટ માંડી કમલસેન સામે જોયું. તે નયન પાછાં મીંચી ગયો અને થોડું મનમાં ગણગણ્યો. "બન્ધુ ! વીરસેન! આ આપણા મિત્ર કમલસેનના દર્શનથી મારી કમલાનું મને સ્મરણ તાજું થાય છે."

વીરસેને કહ્યું "ભાઇ ! ત્યારે હૃદયને જરા હાથ કર ને કમલસેનજ તારી કમલાને શોધી લાવશે. ઉઠ અત્યારે તેણે પ્રતિજ્ઞા લીધી છે." રત્નસાર ઉઠીને બેઠો થયો તેને એક વેત્રાસન ઉપર બેસાડવામાં આવ્યો. કમલસેન પણ આ દ્રશ્ય જોઇ

શક્યો નહતો. તે જોકે છદ્મ વેષમાં હતો પણ પોતાના પ્રણયીને જોઇને સદાસંતોષ મળતો અને તેથી પોતાના મનોવેગને સંયમ કરી યોગ્ય અવસર આવે ત્યાં સુધી છદ્મ વેશ તજવો નહીં એવું દ્રઢ કર્યું હતું, પણ પ્રણયી રત્નસારની આ સ્થિતિ તેનાથી સહન થઈ શકી નહીં. આંખોમાં આંસુ લાવીને તુરતજ તે અંદરનાં ખંડમાં ગયો અને કુસુમને અંદર જવાનું વીરસેને જણાવ્યું. કમલસેન બોલ્યો.

" પ્રિય બહેન ! હું તમારી બહેન છું. મને સાડી પહેરાવો. "

" કમલસેન ! આ શું બોલો છો ? રત્નસાર પ્રિયાના વિરહે ઘેલા બન્યા છે પણ તમે શા માટે આમ ઘેલાં કાઢો છો, "

" તે ભદ્ર પુરૂષની પ્રિય તમા તે હુંજ છું. "

" કોણ ? કમલાવતી? "

" હા બહેન ! હા તેજ હુ છું. તારા પ્રિયની મને જલ્દી શોધ મળી તેથી તારા પ્રિયત્તમનો તારા સાથે મેં મેળાપ જલ્દી કરાવ્યો છે હવે તું મારા પ્રિયત્તમ સાથે મારો મેળાપ કરાવ."

" ધન્ય છે. શુરને બુધ્ધિશાળી વણિક પુત્રીને! ત્હેં તો સાહસ ને ધૈર્યમાં હદ કરી છે. "

કુસુમશ્રીએ તેને વસ્ત્રો પહેરાવ્યાં. વસ્ત્રો પહેરીને કમલાવતી ખંડમાંથી બહાર આવીને રત્નસારના ચરણમાં નમી પડી.

" કોણ કમળા ? "

" હા. નાથ, તે હું આપની દાસી. "

" પ્રિયા ! તને જોઇને નવાઈ પામું છું. "

" સર્વે સારાં વાનાં થયાં. આપણા પ્રિય રાજકુમાર પણ મળ્યા, આપણે મળ્યા તે પણ તેના જ પૂન્યનો પ્રભાવ."

વીરસેન અંદરના ખંડમાં જતા રહ્યા. અને રત્નસાર અને કમલાવતી અનન્ય પ્રીતિથી ભેટ્યાં. સુખ દુઃખની વાર્તા કરી. બન્ને દિવ્ય જોડાં પુનઃ સાથે મળ્યાં. વીરસેને કમલાવતીનો ઇતિહાસ રત્નસારને કહી સંભળાવ્યો અને કહ્યું કે "મારી એ મોટી બહેનનો મારા ઉપર ઘણોજ ઉપકાર થયો છે. રાજ્યાભિષેકની વેળાએ એ બહેન મને રાજ્યતિલક કરશે એવી મેં પ્રતિજ્ઞા લીધી છે."

" પ્રિય રાજ્ય પુત્ર! સૌ સારૂં થશે," કુસુમશ્રી એમ કહીને કમલાવતીને અંદર ખેંચી ગઇ અને તેના કંઠે વળગી પડી. સ્વામિના સંબંધથી જોડાએલી બન્ને યુવતિઓ સખી ભાવથી અનન્ય પ્રીતિ વડે અનન્ય પ્રેમથી ભેટી અને એક બીજાનાં કપોલ ને છાતી ચુંબ્યાં.

પછી બેઉ જોડાં સુખો ભોગવવાં લાગ્યાં. કેટલાક દિવસો શ્રીપુરમાં વસીને નૃપાલની રજા લઇ તેઓ પોતાના વતન તરફ જવાને નીકળ્યાં.

કનકશાલમાં મહારાજ અરિકેસરી અને તેનાં રાણી પ્રીતિમતી પુત્ર વિયોગમાં હજુ ઝુરી રહ્યાં હતાં. વરસ એક વીતી ગયું છતાં રત્નસાર પણ તેના મિત્રની શોધ લઇ પાછો આવ્યો નહીં તેથી તેના માતા પિતા પણ રાજા રાણી સાથે શોકમાં સામેલ થયાં હતાં. રાજાએ અનેક સ્વારો અને મંત્રીઓને ચારે દિશાએ મોકલી આપ્યા હતા તેમાંનું કોઇ કાંઇ

પતો લાગ્યું નહીં. છેવટે પુત્ર વિયોગ સહન નહીં થવાથી રાણી અને તે રાજા બેઉ મહા ઉગ્રતપ કરવા લાગ્યા અને એવી રીતે તપ કરતાં દેહને પાડી નાંખવો એવા નિશ્ચય ઉપર આવ્યા. એમ નિશ્ચય કરીને તેઓ અન્નજળ તજી ઉગ્રતપ કરી કરવા લાગ્યાં. એટલામાં વધામણાં આવ્યાં કે કુમાર સપરિવાર મિત્ર મંડળ સાથે આવે છે. અરિકેસરીના આનન્દ મંગલનો પાર રહ્યો નહીં તુરતજ સેના સજ્જ કરાવી. વધામણાં આપનારને લાખો સુવર્ણ મુદ્રાની બક્ષિસ આપી. રત્નસારનાં માતા પિતાને બોલાવ્યાં અને કહ્યું કે તમારા પુત્ર અને પુત્ર વધુ સાથે કુમાર આવે છે. શહેરના સર્વે લોકો આનન્દથી સામૈયું કરવાને મોટા દબદબાથી બહાર નીકળ્યા. સ્વારી ચઢી અને વિરસેન શ્રીપુરના લશ્કર સાથે આવતો કનકસાળ નગરથી ચાર કોશ દુર હતો ત્યાં તે સ્વારી જઇ પહોંચી. રથમાંથી ઉતરીને વીરસેન તથા રત્નસાર માતા પિતાની સામે આવ્યા. માતા પિતાએ પુત્રોને આશીર્વાદ આપ્યા અને હૃદય સાથે ચાંપ્યા. પુત્ર વધુઓએ સાસુ સસરાને નમન કર્યાં અને તેઓનાં મુખડાં જોઈ સાસુઓ આનન્દ મગ્ન બની ગઇ. કુસુમશ્રી અને કમલાવતીનાં ગુણગાન ગવાયાં. સૌ પુરમાં આવ્યાં. સૌ સૌના આવાસે વિરમ્યા અને સંતોષ શાંતિમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

પતિ સંગે વિલાસ ભોગવતાં વસ્ત્ર દિવસ પછી કુસુમશ્રી ધર્મવતી થઇ. મહારાજાએ મોટો ઉત્સવ કર્યો ને તે પ્રસંગે મહારાજ રત્નધ્વજ અને તેનાં પત્નિને નોતરવામાં

આવ્યાં. પુત્રી જમાઇને સહી સલામત ક્ષેમકુશળ પોતાની રાજ્યધાનીમાં પહોંચ્યાના સમાચાર જાણીને તેઓ અત્યંત પ્રસન્ન થયાં હતાં અને એક વરસ પછી તો પુત્રીને ત્યાં રૂડો દિવસ જાણીને આનન્દમાં ગરકાવ થઇ ગયાં. બન્ને રાજા રાણી એકવાર કનકશાળમાં આવ્યાં અને પુત્રી જમાઇને ભેટયાં તથા વેવાઇ વેલાંના માન પાનને પામ્યાં. થોડા દિવસો રહીને રણધવલ પુનઃ પોતાને નગરે આવ્યા.

શ્રીમતી કુસુમશ્રી સગર્ભા બની અને યોગ્ય વયે પુત્ર પ્રસવ્યો. ઇન્દુકલાની સમાન તે મોટો થતો ગયો. કનકશાળના નૃપાળ અરિકેશરીએ વીરસેનનો પટ્ટાભિષેક થયો વીરસેને મિત્ર પત્નિ કમલાવતીના કર કમલથી કુંકુમનું રાજ્ય તીલક કરાવ્યું અને પારિતોષકમાં અનેક ગામો આપ્યાં.

કુસુમશ્રી અતિ પ્રિતિથી બાલકને ઉછેરવા લાગી. ઇન્દુકલા દિવસે દિવસે વૃધ્ધિ પામે તેમ બાલક ઉછરતો ગયો. કુસુમશ્રીએ પોતાનાં ઉત્તમ બાળકના ભેજાંમાં ઉત્તમ સંસ્કાર ભરવાના પ્રયાસ કરવા શરૂ કર્યા. એક સારી માતા સો શિક્ષકોની ગરજ સારે છે એ કહેવત તેણે ખરેખરી ચરિતાર્થ કરી. તે પુત્રનું નામ કમલસેન રાખવામાં આવ્યું. કુસુમશ્રીને એવાજ બીજા ત્રણ પુત્રો થયા તેનાં અનુક્રમે કમલગુપ્ત, જયસેન અને શ્રીજય એવાંનામો રાખવામાં આવ્યાં. તેઓને અનુપમ કળાઓ શીખવવામાં આવી ને તેથી અનેક એવા ઉત્તમ ગુણોને તેઓ પામ્યાં. જન્મભૂમિનો નિવાસ સ્વર્ગ કરતાં અધિક થઇ પડયો.

ગૃહિણી ગુણ સુંદરીની સાથેના વિલાસ ભોગમા રાત્રિને દિવસ ક્યાં વ્યતિત થાય છે તે વીરસેનને જણાયું નહીં. રત્નસાર પણ મિત્ર વીરસેનની સાથેજ રહેવા લાગ્યો ને તેની પ્રીતિનું અદ્વૈત થઈ ગયું ગુણીયલ એવી કમલાવતીને પણ પુત્ર રત્ન સાંપડ્યાં અને કુસુમશ્રી તથા કમલાવતી બે બહેનોની સમાન રહેવા લાગી.

કેટલાક સમયે શ્રી શ્રુતસાગર નામના સૂરીશ્વર કનકશાળ પુરમાં વિચર્યા. તેઓનાં આગમનથી ખુશી થઈને મહારાજ અરિકેસરીએ સામૈયું કરી નગરમાં પધરાવ્યા. મહારાજ કેટલોક સમય ત્યાં સ્થિર થયા તે દરમ્યાનમાં તેઓએ અરિકેસરીને ધર્મ બોધ આપ્યો. અરિકેસરીએ સૂરીમહારાજ પાસેથી દીક્ષા ગ્રહણ કરીને રાજ્ય ગાદીનો કુલ વ્યવહાર વીરસેનને સોંપી દીધો. રાજ્યાસને બિરાજ્યા પછી વીરસેને પોતાના રાજ્યની ઘણી સારી વ્યવસ્થા કરી. રાજ્યની પ્રજાને અનુપમ સુખ આપતાં મહારાજ વીરસેન મહારાણી કુસુમશ્રી સાથે રાજ્ય વૈભવ ભોગવવા લાગ્યા.



# પ્રકરણ ૨૫ મું.

## પૂર્વ ભવ વૃતાંત.




પુરનગરની પાટગાદી સમયસારે વીરસેનને સ્વાધીન કરી અને તેણે પણ દીક્ષા ગ્રહણ કરી. વીરસેને શ્રીપુરનું રાજ્ય કમલગુપ્તને સોંપ્યું. મહારાજ રણધવલે પણ પોતાને પુત્ર નહી હોવાથી પોતાનું રાજ્ય પુત્રીને આપ્યું અને તે રાજ્ય ગાદી ઉપર દૌહિત્ર જયસેનને સ્થાપ્યો. પછી વીરસેને પોતાની કુલ દેવીનું એકવાર પુનઃ સ્મરણ કર્યું એટલે તે દેવી આવીને વરદાન આપી બોલી કે "વત્સ! મારા સ્મરણની શી જરૂર હતી?" વીરસેને કહ્યું "માતા! કુસુમાવતી ઉદ્યાન જે નિર્જન્ય છે તે વસાવો અને તેના આસપાસના પ્રદેશને ફળદ્રુપ બનાવો." દેવી અસ્તુ કહીને અંતરધ્યાન થઇ ગયાં અને પછી દેવીની કૃપાથી કુસુમાવતી અને તેની આસપાસનો પ્રદેશ શ્રીમંતોથી વસી રહયો. જમીન પણ બહુ ફળદ્રુપ બની ગઇ. તેથી વીરસેને પોતાના ચોથા પુત્ર શ્રીજયને તે કુસુમાવતીનું રાજ્ય સોંપ્યું. એ રીતે ચારે પુત્રોને જુદા જુદા પ્રદેશ સોંપી પોતાના સૌથી મોટા કુમારને પટ્ટાભિષેક કરીને વિરસેન રત્નસાર મંત્રી સાથે કુશળ રહેવા લાગ્યો. તેવામાં ધર્મઘોષ નામના કોઇ મુનિ પોતાના પાંચસો

શિષ્યો સાથે કનકશાલ નગરમાં આવી ચઢયા. બહુ ધામધુમથી તેઓને નગરમાં પધરાવવામાં આવ્યા. આ મુનીશ્વર કેવળ જ્ઞાનને પ્રાપ્ત થયા હતા તેથી તેઓ સર્વજ્ઞ બન્યા હતા તેઓશ્રીએ રાજા વીરસેનને અનુપમ ઉપદેશ સંભળાવ્યો. મુનીશ્વરની ધર્મદેશનાથી તે ઘણોજ પ્રસન્ન થયો અને તેના ચરણમાં દંડની પેઠે પડી ગયો. મુનીશ્વરજીએ શુભાશિર્વાદ સાથે ધર્મ લાભ કહેતાં તેને બેઠો કર્યો અને તેના પૂર્વ ભવનું વૃતાંત કહેવું શરૂ કર્યું.

"હે રાજન! સમેતાચલ નામનુ એક પૂણ્ય પવિત્ર નગર છે તેમાં ક્ષેમંકર નામનો એક મુખી રહેતો હતો તે નીતિમાન અને સર્વ ગુણોની ખાણુ રૂપ હતો તેની સ્ત્રીનું નામ ધારિણી હતું. ધારિણી એક અનુપમ સુન્દરી હતી. જોબન વયના સમયે તે ઘણીજ મદમાં આવી ગઇ હતી તેની સાથે તે ઘણા હસમુખા સ્વભાવની હતી. હાંસીમાં ને હાંસીમાં પોતે કેવા ખેલ ખેલે છે તેનું તેને ભાન રહેતું નહીં. ક્ષેમંકરથી ક્ષેમનિધિ નામનો એક નાનો ભાઇ હતો અને તેને પ્રીતિમંજરિ નામની સ્ત્રી હતી. આ બન્ધુઓ અને બન્ને જેઠાણી દેરાણી સાથે એકજ આવાસમાં રહેતાં હતાં. પ્રીતિમંજરિ અને ક્ષેમનિધિનો અરસપરસ સ્નેહ ઘણોજ ગાઢ હતો. શ્રીમન્ બાણુકવિએ પોતાની કલ્પિત પુત્રી શ્રીમતી કાદમ્બરીનાં સૌંદર્યનું સ્વરૂપ જેવું વર્ણવ્યું છે તેવુંજ આ પ્રીતિમંજરિનું સૌંદર્ય હતું. જે દામ્પત્ય સ્નેહના જાણનારા મોટા પ્રાચીનકાળમાં થઇ ગયા છે તે સર્વનો પ્રીતિરસ એકઠો કરીને

જાણે ક્ષેમનિધિએ પોતાના હૃદયમાં ભરી લીધો હોય તેમ જણાતું હતું. પોતાની સૌંદર્યવતી નારીમાં તે અતિશય આશક્ત હતો. એ દિવ્ય જોડું સંસારનાં અનુપમ સુખ ભોગવતું હતું. તેમાં એ ક્ષેમનિધિની ભાભી ધારણીની હાંસી ઓર વધારો કરતી હતી. ધારણી પોતાનાં આ દિયર અને દેરાણીના રાજ સુખોમાં અતિશય આનન્દ માનતી હતી અને કદિ કદિ એવી તો મજાક કરતી હતી કે દિયર અને દેરાણીના શૃંગારમાં અવનવા ભાવ ઉત્પન્ન કરાવતી. ક્ષેમનિધિની કન્યાનો વિવાહ પ્રસંગ હતો તે વખતે ધારણીએ પોતાની દેરાણી પ્રીતિમંજરિને પુત્રીના લગ્નોત્સવના પ્રસંગમાં આભૂષણો સજાવ્યાં. તેની લાંબી કેશ વેણીમાં સુગંધી તેલ નાંખ્યું. નવલ વિધિથી તેના કેશનો કલાપ ગુંથ્યો તેમાં રત્ન જડિત્ર મણિમય સેંથીનો શૃંગાર પરોવ્યો. સેંથીમાં સિંદુર પૂર્યો. લલાટમાં કેસર મિશ્રિત અગર ચંદનની ત્રિવલ્લિ કઢાવી. કાનમાં રત્નની મંજરિઓ પહેરાવી. એ રત્નની મંજરિઓના સપ્તરંગી પ્રકાશ પ્રીતિમંજરિના ગુલાબી કપોલ ઉપર પડવાથી તેનો કપોલ પ્રાંત અપૂર્વ શોભા આપતો હતો. નાસિકામાં ઉમદા માણેક પહેરાવ્યું. કંઠમાં ચંદનહાર પહેરાવ્યો. પગની પાનીમાં અળતો લગાડ્યો. અને શ્વેત ચાંદનીનું મંદહાસ્ય કરે તેવું અંબર પહેરાવ્યું.

એવી રીતે તેને શણગારીને એક સુશોભિત ખંડમાં બેસારી ધારાણી પોતાના દિયેર પાસે ગઇ અને મંદમંદ હસતાં કહેવા લાગી કે "પ્રિય દીયરજી! તમને એક કૌતુક બતાવું ?"

ક્ષેમનિધિએ કહ્યું.

"ભાભી ! શું કૌતુક બતાવો છો ?"

આ શબ્દ કેટલો મધુરો છે ? ભાભી શબ્દનું રહસ્ય કેટલું સુંદર છે. હે રાજન ! આપણા સાધારણ સ્થિતિના ઘણાં કુટુંબોમાં ક્લેશ અને કુસંપોનાં ઝાડ હોવાથી ભાભી અને દિયેરના સંબંધ અને સ્નેહને તિલાંજલી આપવામાં આવે છે. પણ મોટી બેન તે કોણ? માતા તે કોણ? અને ભાભી તે કોણ? આ ત્રણે પ્રીતિશાળી નારીઓનો પ્રેમ અદ્વિતિય હોય છે. આ સ્નેહ મૂર્તિઓ ગૃહની લક્ષ્મીરૂપ છે. ક્ષેમનિધિના પ્રેમ ભર્યાં શબ્દો સાંભળીને ભાભીએ કહ્યું.

"કોઇ વારાંગનાને તમોએ લગ્નના આ શુભ પ્રસંગે બોલાવી હશે તે આવી છે. મેં તેને દિવાનખાનામાં બેસારી છે. ચાલોને તમારી રાહ જુએ છે."

ક્ષેમનિધિ આગે અને ધારણી પાછળ એ પ્રમાણે તેઓ જે ખંડમાં પ્રીતિમંજરિ બેઠી હતી તે ખંડમાં ગયાં. પાછળથી તાળી પાડતાં ખડખડ હસીને ધારણીએ કહ્યું "જુઓ આ તમારાં વારાંગના બેઠાં."

પ્રીતિમંજરી જેટલી સુંદર હતી તેટલીજ વિલાસિનિ હતી અને તેટલીજ ખુશમિજાજની હતી, તે એક ગાદી ઉપર બેઠી હતી તે ક્ષેમનિધિના જોવામાં આવી, તેને જોઇને પ્રીતિ મંજરિ શરમાઇ ગઈ ને ક્ષેમનિધિ તુરતજ પાછો ફર્યો. ભાભી તો હસી હસીને થાકી ગયાં, ક્ષેમનિધિ બોલ્યો. "ભાભી ! આવી મશ્કરી હોય ને?"

આ પ્રસંગ ઉકલી ગયા પછી તેઓ પોતપોતાના કાર્યમાં ગુંથાયા. બીજાજ એવા પ્રસંગે તે બન્ને પતિ પત્નિ એક સમયે પોતાના ઉદ્યાનમાં એક વાટિકાના તટે પુષ્પ વૃક્ષો ચુંટતાં

ચુંટતાં બેઠાં હુતાં. ધારણી પાછળથી છાની રીતે જોઈ રહી હતી. બન્ને પતિ પત્નિ પછી વાટિકાની અંદર ઉતર્યાં અને ત્યાં જલક્રિડા કરતાં પાણીમાં પગ માંડીને સાથે બેઠાં. એવામાં આસ્તેથી પાછળથી આવીને ધારણીએ હાંસીમાં ને હાંસીમાં બન્નેને ધકો મારી વાવડીમાં નાખી દીધાં અને ખડખડ હસતી હસતી તે બહાર નીકળી ઉદ્યાનમાં થઈને પોતાના આવાસના ખંડમાં આવી એક બારીમાંથી ડોકીયાં કરતી ઉભી રહી. થોડાક સમયમાં ભીંજાયેલાં વસ્ત્રો વાળાં બન્ને જણાં બહાર નીકળ્યાં. તેઓએ અરસપરસ આંકડા ભીડ્યા હતા અને ભાભીની મશ્કરીની વાતો કરતાં હતાં. તેણે પોતાના ખંડમાં આવીને વસ્ત્રો બદલ્યાં અને પુન: પાછા વાટિકામાં ફરવાને આવ્યાં. આ સમયે ધારણી પણ પોતાના દીયર દેરાણીની પાછળ ચુપકીદીથી ચાલી. બન્ને સ્ત્રી પુરૂષ આનંદથી ડોલતાં ડોલતાં પાછા તેજ વાટિકાની પાસે આવી ચઢયાં. ત્યાં બન્ને પાસે બેઠાં અને આનન્દ કિલ્લોલની વાતો કરવા લાગ્યાં. તેટલામાં પુષ્પ વૃક્ષોપર પુષ્પના ગુચ્છા પ્રીતિમંજરીના જોવામાં આવ્યા વિલાસિની પ્રીતિમંજરીએ હઠ લીધો કે એ પુષ્પગુચ્છ લાવી આપો. ક્ષેમનિધિ પ્રિયા માટે પુષ્પગુચ્છો લેવાને ઉદ્યાનમાં ગયો. આ સુમન સારૂં અને આ સારૂં નહી એમ કરતાં કરતાં તે ઘણો દુર નીકળી ગયો. ઉદ્યાનમાં દુર દુર ચાલ્યો ગયો. હવે તટલામાં પેલાં હસમુખાં મહેલાં ભાભી પાછળથી આવ્યાં અને પ્રીતિમંજરીને ફોસલાવીને પુષ્પવૃક્ષોની બીજી ઘટામાં સંતાડી દીધી. ધારિણીએ કહ્યું કે "પ્રિયસખી ! અહીંઆ આવો, મારા લાડકડા દિયરજીનું હેત તમારા ઉપર કેટલુંક છે તે આપણે છાની રીતે છુપાઈને જોઈએ."

એમ શીતસુકિનિ પ્રીતિમંજરી જેઠાણીના ફસાવામાં ફસાઇ ગઈ અને સ્વામીની ગુપ્ત પ્રતીક્ષા કરતી વૃક્ષની ઘટામાં સંતાઇ. બે એક ઘટીકા થઇ તેટલામાં ક્ષેમનિધિ પુષ્પોના ગુચ્છા ચુંટીચુંટીને પસંદ કરી પ્રિયા માટે લઇને આવ્યો. પણ તેણે વાવડીના કાંઠે પોતાની પ્રિયાને જોઈ નહી તેથી તેણે વિચાર કર્યો કે મને આવતાં વિલંબ થવાથી રીસાઇને તે માલિની આવાસમાં ચાલી ગઇ હશે. એમ વિચાર કરતો તે ક્ષેમનિધિ પોતાની પ્રિયાને શોધવા લાગ્યો. આવાસના બધા ખંડો તપાસી ફર્યો. આંગણાંમાં શોધ કરી ઉંચે અટારીઓમાં જોયું ઝરૂખા તપાસ્યાં વળી નીચે ઉતરીને વાવડીના અંદર જોયું. આસપાસના વૃક્ષ કુંજોમાં જોયું પણ ક્યાંયે તેણે પોતાની પ્રિયાને જોઈ નહી તેથી તે આકુળ બની ગયો. તેને ઘડીભર એમ મનમાં થયું કે મારી પ્રિયાને કોઇએ વાવમાં નાંખી દીધી હશે કે અરે મારી પ્રિયાને કોઇ ભોળવી લઈ ગયું હશે? આ બધી શંકાઓ અને તરંગો તેના મનમાં ઊઠયા અને પાછા પોતાની મેળે શમી ગયા પણ તેના વિયોગનો શોક શમ્યો નહી. તે તો શ્યાન મુખે પ્રિયા પ્રિયા કરતો વાવડીના તળે બેઠો. બેસી રહેવાથી શું વળશે એમ વિચાર કરી વળી ઉદ્યાનના કુંજે કુંજે ઢુંઢવા લાગ્યો. આ સમયે તેના ચિત્તની સ્થિતિ અતિ વ્યગ્ર બની ગઈ હતી. અરે પ્રિયાનાં દર્શન વિના એક અલ્પી નિમિષ પણ તે વ્યતિત કરી શકતો નહી તે આ પ્રસંગથી હૃદય દુઃખી દુઃખી થઇ ગયું અને હૃદય શોકના ભારથી લચી જતાં હૃદયમાંના પ્રેમ સરોવરના જલનાં થોડાં બિન્દુઓ વિયોગ રૂપી પથરો પડવાથી ભીંજાને નયન વાટે બહાર નીકળી પડયાં. તે અશ્રુ બિન્દુઓ એટલા પ્રમાણમાં નીકળવા લાગ્યા કે તેની એક ધારા વછુટી અને તેણે તેના અંગને ભીંજવી નાંખ્યું. શોકનું રૂદન કરતો તે ક્ષેમનિધિ આમ

બનાવી તેથી તેને પોતાનેજ વારાંગનાની ચાકરી કરવી પડી. તેણે થોડા સમય સુધી તેના પતિથી વિયોગ કરાવ્યો તો તેને પણ પોતાના પતિથી વિયોગ સહન કરવો પડયો. ધારાણી જળ-વિહાર માટે જલકુંજમાં પડી હતી અને મચ્છ ગળી જવાનો ડોળ કર્યો હતો તો તેને આ ભવમાં તે પ્રત્યક્ષ દુઃખ ભોગવવું પડયું. હે વત્સ ! હવે તારા આ ભવનાં પણ કર્મ પૂર્ણ થયાં છે. તારો પૂર્વ ભવનો તે વૃતાંત છે. હવે તમે શાંતિ અને પૂર્ણ સુખ પામ્યાં. હવે ધર્મનું સાધન કરો."

પોતાના પૂર્વ ભવનું વૃતાંત સાંભળીને વીરસેન ઘણો પ્રસન્ન થયો મુનીશ્વરને સાષ્ટાંગ દંડવત્ કરીને વિનંતિ કરી કે "હે મહારાજ ! હવે આ સંસાર-મુગ્ધ જીવને આ ભવમાંથી તારી લ્યો."

મુનીશ્વર અનુગ્રહિત વાણીથી બોલ્યા.

"વત્સ ! તારૂં કલ્યાણ થશે. યોગ્ય અવસર આવવા દે. એટલે તારી ઇચ્છા તૃપ્ત કરવામાં આવશે."

પછી મુનીશ્વર ત્યાં કેટલોક વખત સુધી રહ્યા. વીરસેને તેની ઘણી ઉત્તમ પ્રકારે સેવા સુશ્રૂષા કરી.



# प्रकरण २६ मुं.



## સાધુસંવેગ અને ઉપસંહાર



પોતાના જયેષ્ટ પુત્ર કુસલસેનને રાજ્યાસન સોંપી વીરસેન અને કુસુમશ્રીએ ગુરૂ પાસે દીક્ષા લીધી.

પરમ પ્રિય મિત્ર રત્નસાર અને મિત્ર પત્નિ કમલાવતી પણ સાધુ અને સાધ્વી થયાં. વીરસેન આત્મ બળે કરી ઉત્તમ શાસ્ત્રોમાં પારંગત થયો. જિનશાસ્ત્રના મુખ્ય બાર અંગો, આચારાંગ, સૂયગડાંગ, ઠાણાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાઅંગ, ઉપાશગદશા, અંતગડદશા, અનુત્તર વવાઇદશા, પ્રશ્નાવ્યાકરણ, વિપાકદશા અને દષ્ટિવાદ વિગેરેનો તે જ્ઞાતા થયો. કુસુમશ્રી સાધ્વી થઇને ભૂમંડળમાં વિચરવા માંડી. તેણે વિચરતાં વિચરતાં શ્રાવિકાઓનાં મંડળો સ્થાપી તેમાં ધર્મ નીતિ અને સંસારના કર્તવ્યનો ઉપદેશ આપવા માંડયો. પંચમહાવૃત અહિંસા, સત્ય, અચોરી, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ આદિ વૃત પાળીને સકલ જન સમાજને તે વૃતો પાળવાનો ઉપદેશ તેણે આપવો શરૂ કર્યો. શત્રુ, મિત્ર, ઉંચ, નીચ વિગેરે સંબધીના ભાવ તેના અંતરમાંથી સદાને માટે નીકળી ગયાં. ઇર્યા, ભાષા, એષણા, આનન્દ નિક્ષેપ અને પરિષ્ટાપનિકા વિગેરે પાંચ પ્રકારની સુમતિ અને મન, વચન તથા કાયાએ ત્રણ પ્રકારની મુક્તિથી તે મન શુદ્ધ રાખવા લાગી. આ પવિત્ર સાધુઓ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યની સાંચવણી કરવા લાગ્યાં. જ્ઞાન શીખે અને શીખવાડે, સમકિત પાળે પળાવે, ચારિત્ર પાળે પળાવે અને અનુમોદે, ઉપર્યુક્ત કૃતિમાં પોતાના સામર્થ્યને સ્ફુરાવે અને ક્રિયાકાંડમાં ગૌણપણું ભાવે નહી એ પ્રકારના પંચવિધિ આચાર તેઓ પાળવા લાગ્યા, વળી પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ તે આશ્રવ સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોતેંદ્રિનું દમન; ક્રોધ, માન, માયા, લોભનો ત્યાગ, મન દંડ, વચન દંડ અને કાયા દંડ એ ત્રણનો નિગ્રહ એવા પ્રકારના સંયમના સત્તર ભેદ તેઓ પાળવા લાગ્યા. બે બે ઉપવાસને પારણે અને

કદિ તો ત્રણ ત્રણ ઉપવાસને પારણે તેઓ દિવસ નિર્ગમન કરવા લાગ્યા. આ પ્રકારના ઉગ્ર તપ કરતાં વિહાર કરતાં, ભાવિક જનોને દર્શન દઈ ઉપદેશ આપી કૃતાર્થ કરતાં પૂર્વ સંસારનાં રાજસ્વી જનો અને હવેના સાત્વિક પ્રકૃતિનાં વિબુધજનો વિહરવા લાગ્યાં. એમ વિહરતાં વિહરતાં ઘણો કાળ ચાલ્યો ગયો એટલે તેઓનાં આ પાર્થિવ સ્થુલ દેહનું અવસાન આવ્યું. તેઓના દિવ્ય આત્મા આ શરીરને છોડીને દિવ્ય લોકને પામ્યાં.

આપણી નવલકથાની નાયિકા કુસુમશ્રીનું જીવન અહીંઆં પુરૂં થયું. આ નાનીકથા આપણે વાંચી. કુસુમશ્રીના જીવનમાંથી આપણો શ્રાવિકા વર્ગ અખંડ શીલ પાળવાનો બોધ ગ્રહણ કરી લેશે એવી અમારી ભાવના છે. ગમે તેવા સંકટના સમયે પણ યુક્તિ પ્રયુક્તિદ્વારા સાધ્વી સીઓ પોતાનું શિરળવૃત સાંચવી રાખે છે.

કુસુમશ્રીના જીવન વૃત્તમાંથી આપણને ઉપર્યુક્ત પતિવ્રતા સીઓની માન્યતા મળી શકે છે. સામ્પ્રત કાળની આપણી શ્રાવિકા બહેનો એવા અનુપમ શીલને પ્રાપ્ત કરો એજ અમારી અંતિમ ભાવના છે.

ॐ शान्ति ॥ शान्ति ॥ शान्ति ॥